બંગલાની બ્હાર સડક ઉપર મંડળ ઊભું છે; ન્હાનાં બાળક કંટાળીને બંગલામાં જતાં રહ્યાંછે; મ્હારા પિતાને પણ ભૂખ લાગીછે અને વાતમાં શિથિલ ભાગ લેને લેતે આખરે "પ...ણ, પ...ણ—" એ રણછોડભાઈના લંબાવેલા શબ્દથી હેમને તોડી પાડીને એકદમ જ "વારું: ભાઈ સાહેબ!" કહી નમસ્કાર કરી રણછોડભાઈને રુકસદ આપેછે. "ગાડી! ગાડી!" એમ દીન કરુણ સ્વરે રણછોડભાઈ પાછળ આવતી ગાડીને સાધેછે, ને આમ મિત્રભાવના સ્નેહબળે રમૂજી અપમાન ખમીને ચાલ્યા જાયછે: એ ચિત્ર પણ અત્યારે નયનસમક્ષ હું જોઉંછું.

રણછોડભાઈની કંજુસાઈ હેમના મિત્રવર્ગમાં પ્રખ્યાત હતી. લક્ષાધિપતિ થયા છતાં લાંબા સમય સુધી જૂનું સગરામ, સરનો ઘોડો. અને અંદર હાથ ખોસવાની લાંબી આરામપટ્ટીઓમાં બે હાથ ભરવીને જાતનું રક્ષણ કરતા બ્હાવરા જેવા બેઠેલા, સાદાઈ જોડે ઉમદાઈ નહિં પણ મૂજીપણાનો ભાસ આપતાં વસ્ત્રોમાંથી તીક્ષ્ણ નયનદ્વારમાંથી બુદ્ધિતેજ ઝરતા રણછોડભાઈનું ચિત્ર જૂનો પરિચય ખડું કરેછે. ડયુક ઑફ કૉનૉટ અમદાવાદ આવ્યો તે વખતે હેના હસ્તેકબાલ માટે રેલવે સ્ટેશન ઉપર આવેલા મંડળમાં રણછોડભાઈ હતા. હેમનો મેલા જેવો, ઉપટી ગયેલા રંગનો, જૂની કાચિયા બનાતનો કોટ જોઈને તે તરફ આંગળી કરીને કલેકટરે (જાણ્યામાં મિસ્તર રીડે) કહ્યું: "Ranchhodlal! what wretched coat you have come in!" ગૂંચવાયલા, ગભરાયલા, સ્વરે રણછોડભાઈ બોલ્યા: "It is not mine; er—er—it is Chinu's." (હેમના પૌત્રનો કોટ પણ હેમને બેસતો હતો). જૂના બાલમિત્રની સાથે પણ કદી ભોજનસંબન્ધ રાખી મિત્રતા કેળવવાનું હેમને સુઝતું નહોતું. भुंक्ते भोजयते चैव એ અન્યોન્યતાસંબન્ધને સેવીને મ્હારા પિતા પરોણાગતમાં અત્યન્ત પ્રખ્યાત હતા છતાં રણછોડભાઈને કદી નિમન્ત્રણ કરી ભોજન માટે બોલાવતા નહોતા. એક અપવાદનો પ્રસંગ યાદ આવેછે. મ્હારા પિતા પેનશન ઉપર આવ્યા પછી કેટલોક વખત રોજ રાત્રે રણછોડભાઈને બંગલે નદીકિનારાની સારી હવાનો લાભ લેવાને સૂતા હતા. (બંગલો એકાદ ભાડે

લેવાનો હતો તે મળતા સુધી); રાત્રે દશમી રણછોડભાઈને ઘેર જમતા; મ્હારા પિતા, મ્હારો કનિષ્ઠ બન્ધુ કૃષ્ણરાવ અને "મકુન્ તકિયે બર ઉમરે નાપાયદાર" વાળો મ્હારો ભાણેજ, એ ત્રણ જણ જમતા અને સૂતા. પણ મ્હારો જાડો ભાણેજ તો જાણે બે બાજરીની ચાનકી, વાડકી દૂધ, ને ચાર કારેલાંના કડકાની બૂમ પાડતો ભૂખ્યો જ રહેતો; પણ મ્હારા નિયતાહારી પિતા પણ એ તપશ્ચર્યા ભોગવતા હતા.

પરંતુ જ્યહારે પ્હેરોણાગતની ઊર્મિ ખરા અન્તઃકરણમાંથી પ્રગટી હતી ત્યારે રણછોડભાઈએ બધાં વર્ષની કંજૂસાઈ ધોઈ વાળી હતી; હેવો પ્રસંગ એક જ વાર બન્યો એ ખરું. મ્હને ઈ. સ. ૧૮૮૪ માં સ્ટેચ્યુટરી સિવિલ સર્વિસમાં પ્રવેશ મળ્યો ત્યહારે આપોઆપ આનન્દના જોસમાં રણછોડભાઈએ નદીકિનારાને બંગલે મ્હોટી જ્યાફ્ત આપી; સો બસેંનું મંડળ જમવા બેઠું હશે; ભોજનસામગ્રી વગેરે સર્વ રચના અમીરાઈ દર્શાવનારી હતી. કંજૂસાઈની છબી તો કહિં જતી રહી.

રણછોડભાઈની કંજૂસાઈમાં હલકાઈ નહોતી; પણ કાંઈક એકલસૂરાપણાનો અને સ્વાર્થનિમગ્નતાનો ગન્ધ લાગતો હતો. છતાં, કંજૂસાઈ અને સ્વાર્થનાં લક્ષણો જોડે વિરોધ ના આવતો હોય હેવા પ્રસંગોમાં હેમનું હૃદય કોમળભાવ. સાચો કોમળભાવ, દ્રવતું હતું. મ્હારા પિતાની અન્તકાળની ભારે માંદગી. એકાએક રુધિરવાન્તિ થઈ ને. શરૂ થઈ ને વખતે હું એ અણધાર્યા સમાચારનો તાર મળતાં સોલાપુર જિલ્લાના દૂર ભાગમાંથી તત્કાળ નીકળી ને મુંબાઈ થઈ અમદાવાદ આવ્યો; સ્હવારે નવેક વાગે મેલ ટ્રેનમાંથી ઊતર્યો; સ્ટેશન ઉપર મ્હારો એક મિત્ર મ્હને લેવાને આવેલો તેહેણે કહેલી હકીકતથી આશ્વાસન કાંઈક મ્હને મળ્યું હતું, અને તત્કાળ ભયમાંથી મ્હોટાભાઈ બચ્યાછે, માત્ર પથારીવશ થોડોક વખત રહેવું પડશે એમ જાણ્યું હતું; છતાં હું ઘેર આવ્યો, દાદરામાંથી ઉપરના ખંડમાં ઊભો, તો એ ખંડમાં અનેક સગાંવ્હાલાં, કુટુંબમંડળ, વેરાઈને બેઠેલાં દીઠાં; સર્વનાં મુખ ઉપર ગ્લાનિની છાયા હતી; હું ખંડમાં પેઠો ના પેઠો,

ઉપરનું દૃશ્ય જોતો ક્ષણવાર ઊભો; તરત જ સ્હામેના કૉચ ઉપરથી ઊઠીને રણછોડભાઈ મ્હારી પાસે આવ્યા; લંબાવેલા બે હાથ, સ્નેહવાત્સલ્ય ઝરતું વદન, અને "હવે સા...રું છે; હવે સા...રું છે" એ હેમનું આર્દ્રતાભર્યું વચન;—આ જોઈને હું એકદમ ગળગળો થઈ જઈ, મનને સંયમમાં ના રાખી સકી, પાસેના કૉચ ઉપર અસહાય જેવો બેશી ગયો. રણછોડભાઈની આ હૃદયની આર્દ્રતાનું સ્વરૂપ અમૂલ્ય લાગ્યું.

સમભાવ, sympathy નો આર્દ્ર ગુણ રણછોડભાઈમાં સર્વ લોકો જોઈ સકતા નહિં. હેમનું જીવનકાર્ય, મિલનો ધંધો એક બાજૂ અને મ્યુનિસિપાલિટીનો તન્ત્ર બીજી બાજૂ, એ બંનેથી પૂર્ણ જીવનકાર્ય એ ગુણને વિરોધી તો નહિં, પણ અપોષક થયું હતું. તેથી એ ગુણ ઢંકાઈ ગયો હતો. એ જ સમભાવ બુદ્ધિવિષયક ક્ષેત્રમાં કવિતાના પ્રદેશને આર્દ્ર બનાવી સકે છે તે સ્મરણમાં રાખતાં, કવિતાનો વિષય પણ રણછોડભાઈને અપ્રિય હશે એમ કોઇને ભાસ થવા જેવું હતું; કેવળ જ્ઞાનવિષયક ચર્ચામાં જ હેમને રસ પડતો હતો. એક પ્રસંગે હેમની કવિત્વ તરફની સૂક્ષ્મ અને ભાવભરી દૃષ્ટિ અદ્ભુત રૂપે પ્રગટ થઈ હતી. પ્રાર્થનામન્દિરમાં ઉપાસના ચલાવતાં ઉપદેશનો વિભાગ શરૂ કરતે રણછોડભાઈયે પ્રાર્થનામાળાના ૩૦ મા અંકમાંની ગીતિ વિષયરૂપે હાથમાં લીધી; (રણછોડભાઈ જૂના જમાનાની અપૂર્ણ ભાસતી, પણ આત્મબળથી પ્રાપ્ત કરેલી ઘરગથ્થુ કેળવણીનો પાક હતા; સંસ્કૃત, ફારસી, અંગ્રેજી જાતે જ સંપાદન કરેલાં હતાં).

અદ્ભુત આ બ્રહ્માણ્ડે વિપુલ કીર્તિ વ્યાપી જેહ એકતણી;
મહાન તે પ્રભુશરણે આવી ભક્તો ઊભા સુદીન બની.

એમ આરમ્ભ થતું સ્તુતિ અને પ્રાર્થનાનું પદ્ય રણછોડભાઈયે સમઝાવી વિવેચન કરવાનું શરૂ કર્યું. હેમાં રહેલા કવિતારસ, ભક્તિસ્વરૂપ,–વગેરે સર્વનું હેવું તો સૂક્ષ્મદર્શી અવલોકન હેમણે કર્યું કે રણછોડભાઈની બુદ્ધિ, હૃદયગુણ, અને ભક્તિપરાયણતા એ ગુણો નવે જ સ્વરૂપે શ્રોતાજનોને પ્રતીત થયા.

ગહન ગગન કુહર વિશે ચમકી રહ્યા ગણુ અસંખ્ય તારાનો,
ગંભીરભાવભરિયાં તુજ કીર્તિતણાં કરે સ્તવનગાનો;
સ્તવનગાન વળી ગાતાં વિવિધ સ્વરે પંખીડાં ઉષાકાળે,
સન્ધ્યાસમયે સિન્ધુ ઉપહાર ગભીર ગાનનો ઢાળે.

આ સ્તુતિગાનોનું સુંદર દૃશ્ય રણછોડભાઇએ કલાદર્શી ગુણથી ભક્તજનની સમક્ષ ખડું કર્યું તે વખતે એમ જ થયું કે આ સ્તુતિગાન કરનારા તારા, પંખીગણ, અને સાન્ધ્ય સિન્ધુ, એ દિવ્ય સ્વરૂપોમાંની જ કોઇક વ્યક્તિ "ઉપહાર ગભીર ગાનનો ઢાળે" છે. અને સ્તુતિનો ભાગ બાજૂ ઉપર ખસતાં

સ્તુતિવિધિ નવ કંઇ જાણું, જાણું હું ભક્તિ એક પ્રેમભરી.

એ ભક્તિનું અંગ પ્રગટ કર્યું તે વખતે "દ્યો ભક્તિસુધા ભવાગ્નિ-બલશમની" એ અન્તિમ પ્રાર્થનમાં ભક્તસમાજનાં હૃદય લીન થયાં. એ અદ્ભુત ઉપાસના સાંભળનારાના હૃદયમાં અને બ્હાર એક જ સ્થિતિ થઈ:

"સાનન્દાશ્ચર્યભર્યા ધરી રહિયે મૌન હે કલાસિન્ધુ"

રણછોડભાઈને સંબોધીને હું પણ કહું છું;

"સાનન્દાશ્ચર્યભર્યો ધરી રહું હું મૌન હે કલાસિન્ધુ!"

## ( ૫ )

# સ્વ. મહીપતરામ રૂપરામ નીલકંઠ

રણછોડલાલ છોટાલાલ પ્રાર્થનાસમાજના કાર્યમાં **ભોળાનાથને સહકારી** હતા તે માત્ર **આરમ્ભકાળમાં જ, અને** હૃદયનાં ઊંડાણ**માંથી** નહિં, પણ ઉપર ઉપરથી જ હતા. **ભોળાનાથના** બાળમિત્ર તરીકેના સંબન્ધને લીધે જ એ કાર્યમાં કેટલોક સમય સાથે વળગી રહ્યા; અને એ કાર્ય જોડેનો સંબન્ધ શિથિલ કર્યો. કારણ કહી ચૂકયો જ છું; એઓ હૃદયથી મૂર્તિપૂજક હોવાને લીધે પ્રાર્થનાસમાજના મૂળ પાયારૂપ સિદ્ધાન્ત-અમૂર્ત ઈશ્વરની ઉપાસના-હેમને અમાન્ય જ હોય. ધાર્મિક સુધારાના મહાકાર્યમાં ખરી સહાયતા તો **ભોળાનાથને** જોડે કાંઈક મોડા સમયમાં સંપર્કમાં એક દૃઢ આગ્રહી વીર તરફથી મળી હતી. એ પુરુષ તે **મહીપતરામ રૂપરામ. મહીપતરામનું** ઓળખાણ ત્હમને શી રીતે કરાવું ? એક **જૂનાગઢી** નાગર ગૃહસ્થે પોતાના કાઠિયાવાડી બન્ધુને એઓનું ઓળખાણ કરાવ્યું હતું તે રીતે કરાવું ? **વડોદરામાં** એક પ્રસંગે **મહીપતરામ** મ્હારા વડીલ બન્ધુ **ભીમરાવને** ઘેર પ્હેરણા હતા; સાંઝે ઘરના ઓટલા ઉપર **ભીમરાવ, મહીપતરામ** અને બીજા એક બે મિત્રો બેઠા હતા; હેમાં પેલા **જૂનાગઢી** ગૃહસ્થ પણ હતા. એઓને **ભીમરાવે મહીપતરામનું** ઓળખાણ કરાવ્યું, તરત જ એ ગૃહસ્થ બોલી ઉઠયા: "આ **મહીપતરામ** કે ? આપણી નાતમાં ધોળ ઘાલ્યો હતો તે જ આ **મહીપતરામ?—ઓ—શંકરભાઈ! આમ આવો, મહીપતરામ જોવા હોય તો, આપણી નાતમાં ધોળ ઘાલ્યો 'તો** તે **મહીપતરામ** જોવા હોય તો."



મહીપતરામ રૂપરામ નીલકંઠ

[પૃષ્ઠ ૩૬

મહીપતરામ એક શબ્દ પણ બોલ્યા નહિં અને આ ગૃહસ્થની હાવી ધૃષ્ટ વર્તણૂકથી અક્ષુબ્ધ રહ્યા. યુવાન વયમાંના ક્રોધી સ્વભાવને ધાર્મિક ભાવનાના સેવનથી મહીપતરામ એ સમયમાં જીતી સક્યા હતા. ભોળાનાથના જીવનવિકાસમાં પણ ક્રોધ ઉપર વિજય મેળવ્યાનું દર્શન આપણે પાછળ કરી ગયા છિયે. આ મિત્રોની શાન્તિસંપત્તિ કરતાં વિલક્ષણ સ્વરૂપની શાન્તિ ત્રીજા મિત્ર રણછોડભાઈમાં સ્વભાવલક્ષણ રૂપે સ્થપાઈ હતી: એકવાર ભરૂચમાં એક ખલાસીએ પુષ્કળ અપમાનવચનો કહ્યાં હતાં, તે વખતે 'મૂર્ખ છે' એટલું જ વચન શાન્ત ભાવે બોલીને એઓ બેસી રહ્યા. બીજી એક વાર અમદાવાદમાં બેસતા વર્ષને દહાડે એક વણિક શેઠિયો મુબારકબાદીની મુલાકાત માટે આવ્યો; મિલની વ્યવસ્થાને સંબન્ધે એ શેઠિયો રણછોડભાઈનો કટ્ટો વિરોધી હતો; હેણે તો આવતાં વાંત રણછોડભાઈ ઉપર અસંખ્ય ગાળોનો વરસાદ વરસાવ્યો; રણછોડભાઈ શબ્દ પણ બોલ્યા વિના શાન્ત બેશી રહ્યા. ભોળાનાથ, મહીપતરામ, અને રણછોડભાઈની શાન્તિ જુદા જુદા સ્વરૂપની હતી; પ્રથમના બેની શાન્તિ આરમ્ભકાળના ક્રોધરિપુને જીતીને સંપાદન કરેલી હતી; ત્હેમાં ભોળાનાથની શાન્તિનું બીજ કાંઈક વિશાળ હૃદયવૃત્તિથી પોષાઈ ને વિકસિત થયું હતું; મહીપતરામની શાન્તિ સંયમના માનસિક બળથી પ્રાપ્ત થયેલી હોઈ, દૃઢતાના ગુણથી સચવાયલી હતી; ભોળાનાથની હૃદયની આર્દ્રતાને સ્થાને મહીપતરામનામાં દૃઢ માનસિક વ્યાપારે શાન્તિનું ફળ પ્રાપ્ત કર્યું હતું; રણછોડભાઈની શાન્તિ આ બેથી જુદા જ લક્ષણબંધારણથી ફલિત થઈ હતી; હૃદયની ઉદાર ભાવના અથવા દૃઢ માનસિક વ્યાપાર એ બળ કાંઈક અપ્રધાન રહીને રણછોડભાઈની શાન્તિમાં નિગૂઢ રૂપે વ્યવહારદૃષ્ટિની લાભાલાભતુલના—જે શૂરતાના ગુણની વિરોધિની છે હેવી તુલના–પ્રવર્તતી હશે એમ ભાસ થતો હતો.

પણ આપણે જરાક બહુ આડા ગયા. પેલા જૂનાગઢી ગૃહસ્થે ઉચ્ચારેલા વચનમાંથી મહીપતરામને ઓળખાવવાનું સાધન, એ ગૃહસ્થની ધૃષ્ટતા આદર્યા વિના જ, આપણે કાઢી સકીશું. સામાજિક સુધારાનું એક અંગ સમુદ્રપ્રયાણ હતું. તે સાહસ નાગરી નાતમાં સહુથી પ્રથમ મહીપતરામે

ઈ. સ. ૧૮૬૦ માં આદર્યું અને વિલાયતથી કાર્યસિદ્ધિ કરીને મહીપતરામ પાછા આ દેશમાં આવ્યા પછી ઈ. સ. ૧૮૬૫–૬૬ માં ભોળાનાથે સુરતના કેટલાક નાગર મિત્રોને સાથે લઈને મહીપતરામ જોડે ભોજનવ્યવહાર કર્યો, અને પરિણામે સૂરત અને અમદાવાદની નાગરી નાત્યમાં ભારે ઝગડો શરૂ થયો. મહીપતરામ સાથેની મિત્રતા ભોળાનાથની સાથે આ 'નાત્યમાં ઘોળ ઘલાયો' તે વખતથી આરમ્ભ પામી, ઝગડો સાત વર્ષ સુધી ચાલ્યો તે વર્ષોમાં દૃઢ મિત્રતા વિશેષ જામી, અને ઈ. સ. ૧૮૭૧ માં પ્રાર્થના-સમાજની સ્થાપનાથી માંડીને ભોળાનાથનું ઈ. સ. ૧૮૮૬ માં અવસાન થયું ત્હાં સુધી ધાર્મિક તેમ જ સામાજિક સુધારાના કાર્યમાં બંને જણાના સહકારને યોગે એ મિત્રતા પરિપક્વ થઈ.

ઈ. સ. ૧૮૬૦ માં મહીપતરામના સમુદ્રપ્રયાણની નોંધ લેતાં ભોળાનાથે પોતાની રોજનીશીમાં મહીપતરામને 'હિમત બહાદુર' એમ વિશેષણ આપ્યું. એ જ વર્ષમાં એપ્રિલ માસના 'બુદ્ધિપ્રકાશમાં એ બહાદુરીના કામની પ્રશંસા કરનારી કવિતામાં કવિ દલપતરામે ગાયું કે

> નાગર નર હાર નહીં, હારે હોય હજામ
> કહેવત તેં સાચી કરી રાખી મહીપતરામ.

વિલાયતથી મહીપતરામ પાછા આવ્યા તે પ્રસંગ વિશેની કવિતામાં

> મોટું એણે કીધું કામ, માટે દેશે મોટું માન;
> મોટા મોટા મહીપતિ મહીપતરામને.

એ ધ્રુવ પંક્તિયોવડે મહીપતરામનો મહિમા અને વીરતા કવિ દલપતરામે યથાર્થ રીતે વખાણ્યાં.

એ વીરતાની કસોટી દૂર નહોતી. વિલાયતથી પાછા આવ્યા પછી, હાલ કલ્પનામાં પણ ના આવે એટલી કનડગત નાત્યવાળાઓ તરફથી મહીપતરામને થવા માંડી; અને આખરે બે એક વર્ષ પછી હેમણે દેહશુદ્ધિ-પ્રાયશ્ચિત્ત કર્યું અને સૂરતની નાત્યે હેમનો સંગ્રહ કર્યો. આ બનાવની

સાથે જ સુધાપક્ષનાં પત્રોએ હો હા કરી મૂકી અને મહીપતરામના ઉપર ધિક્કારનાં વચનો વરસાવ્યાં. ઈ. સ. ૧૮૬૭ ના "ડાંડિયા" પત્રમાં (૧૫ મી નોવ્હેંબરના અંકમાં) દલપતરામની રચેલી ૧૮૬૦ ની સ્તુતિની પંક્તિયોને ઉદ્દેશીને નર્મદાશંકરે દોહરો છાપ્યોઃ

> નાગર નર હારે નહિં હારે હોય હજામ;
> ઇત્યાદિક ફેરવ હવે ડાહ્યા દલપતરામ.

આ સર્વ હોહાના ઉત્તરમાં મહીપતરામે છપાવ્યું કે મ્હેં કાંઈ મ્હારા મનની માન્યતા બદલીને પ્રાયશ્ચિત કર્યું નથી, ઇત્યાદિ; એટલે પાછા હેમને નાત્યે હાથમાં લીધા; મનની માન્યતા વિનાનું પ્રાયશ્ચિત વ્યર્થ, માટે હેમને નાતબ્હાર મૂકયા. તેથી વળી બીજી વાર પ્રાયશ્ચિત્ત કરવું પડયું. હાલ સ્મરણ કાંઈક શિથિલ છે, પરંતુ એમ કાંઇક યાદ આવે છે કે આ બીજું પ્રાયશ્ચિત્ત સ્વીકાર્યું નહિ અને મહીપતરામ નાતબ્હાર જ રહ્યા; તે છેવટે ઈ. સ. ૧૮૭૧–૭૨ ના શુમારમાં છેવટનું પ્રાયશ્ચિત્ત થઈ નાતમાં હેમના કુટુંબનો અને અમુક મર્યાદામાં હેમનો સંગ્રહ થયો, વીરવ્રતમાં આ ભંગ પડયો તે પડયો. હેમને જ માટે આગ્રહથી સત્યપક્ષને વળગી રહેનારા ભોળાનાથે પ્રાયશ્ચિત્ત છેવટ સુધી ના કર્યું અને અમદાવાદની નાત જોડે ઈ. સ. ૧૮૮૨ માં સમાધાન થયું તે વખતે ભોળાનાથને જાણ ના કરતાં હેમના જ્યેષ્ઠ પુત્રે અને હેમના પક્ષના બીજા મિત્રોએ હાટકેશ્વરને પગે લાગવાની શરત પણ માન્ય કરી તે પ્રમાણે કૃતિ કરી તે વાતની ભોળાનાથને મોડેથી ખબર પડી ત્યહારે એ અસંતુષ્ટ થયા અને મનને ગ્લાનિ ઉપજી. મહીપતરામ સૂરતમાં પોતાની તકરારનો નિર્ણય કરાવી આવ્યા તે પ્રસંગે ભોળાનાથને સૂરતથી પત્ર લખ્યો કે મ્હારું અહિં પતિ જાય છે માટે તેમ કરવાનો છું. તે જાણીને ભોળાનાથે મહીપતરામને નાતમાં જવાની છૂટ આપી પણ પોતે અચલ રહ્યા. સાત સાત વર્ષ સુધી વળગી રહેલા ભોળાનાથને મહીપતરામે આમ વ્હેતા મૂકયા—એમ ભોળાનાથના મન ઉપર વિરુદ્ધભાવ ઉપજાવનાર મિત્રો વિજય ના પામ્યા; મહીપતરામ તરફ ભોળાનાથનું હૃદય મિત્રભાવથી દૃઢ જ રહ્યું.

**મહીપતરામની** આ કૃતિયોમાં વીરતાનો ત્યાગ જણાયછે, તે **એ સમયની સુધારાના પક્ષની ઉત્સાહપૂરની સ્થિતિ જોતાં આશ્ચર્ય આપે એમ નથી. હાલ પણ સુધારાની ભાવનાના દૃઢ પૂજકો એજ દૃષ્ટિ રાખશે. પ્રાયશ્ચિત્ત** તરફ કેવળ સાટા (bargain) જેવી દૃષ્ટિ રાખનારા હાલના કેટલાક **સજ્જનો** એ ભાવનાનું સ્વરૂપ જોઈ નહિ જ સકે; તે માટે ખેદ **થાય**, આશ્ચર્ય પણ થાય; પણ ઉપાય નથી. અસ્તુ. આટલો एको हि दोषो गुणसंनिपाते निमज्जतीन्दोः किरणेष्विवाङ्कः એમ સંતોષ માટે સ્થાન છે. કેમકે તે **પછી મહીપતરામની** સામાજિક તથા ધાર્મિક સુધારા વિશે પ્રવૃત્તિ, ભક્તિ અને આચરણબળથી, પુર જોસથી વધતી ગઈ. ઈ. સ. ૧૮૬૫ માં પ્રાયશ્ચિત્ત કર્યું; ૧૮૭૧ માં હેવટનું કર્યું; પણ **પ્રાર્થનાસમાજ**ના સ્થાપના ઈ સ. ૧૮૭૧ ના ડીસેમ્બર માસમાં **થઈ** ત્યારથી ૧૮૯૦-૯૧ સુધી **મહીપતરા**મની પ્રગતિ ઉત્તરોત્તર વૃદ્ધિંગત **થઈ**. ઈ. સ. ૧૮૮૬ ના મે **માસમાં ભોળાનાથ**નું અવસાન થયું, તે પછી **પ્રાર્થના**સમાજના કાર્યનો દ્વિગુણ ભાર **મહીપતરામે** પૂર્ણ બળથી **વહ્યો**; પણ તે પાંચ વર્ષ સુધી જ; ૧૮૯૧ ના મે માસમાં આ ભક્તવર્ગની સૂર્યમાળામાંના મુખ્ય ગ્રહોમાંનો એક એ ગ્રહ પણ **અસ્ત** પામ્યો: "અસ્ત થયો ગ્રહ **આદિ** કોઇયો પણ બીજે ઠામે," **એમ** આશ્વાસન ભક્તવૃન્દે લીધું.

અવસાન સમીપ હતું તેથી કે કોણ જાણે કેમ, **મહીપતરામની** વીરતામાં એક વધારે મ્હોટી ક્ષતિ ઈ. સ. ૧૮૯૦ **માં થઈ**. ૧૮૮૯–૯૦ ના નાતાલમાં **મુંબાઈમાં** થીઇસ્ટિક કોન્ફરન્સને પ્રસંગે દા. **આત્મારામ પાંડુરંગને ઘેર** એ મંડળના સર્વ પુરુષોને પ્રીતિભોજનમાં નિમન્ત્રણ થયું: બધા **સાથે** બેશીને વેઢમી, દુધ, શાક, ભાત, વગેરે **સર્વ** રસોઈ સામગ્રી આરોગ્યા. **આ** 'શંભુમેળા'ને પરિણામે **અમદાવાદ** અને **સૂરતની** નાગરી **નાતમાં** તકરાર ઊઠી. **સુરતની નાગરી** નાત્યે **મહીપતરામનો** ખુલાસો **પૂછ્યો**; લેખી ખુલાસો આપ્યો, ત્હેમાં એમ બચાવ હતો કે મ્હારે તો દાકતરને ત્યાં જવું હતું, **અને** જમવાને વાર હતી, તેથી **"માત્ર દૂધ પીને" હું** તો ચાલ્યો ગયો. **વસ્તુસ્થિતિથી વિરુદ્ધ** આ વચન હતું. **યુધિષ્ઠિરે અશ્વત્થામા હણાયા વિશે**

કરેલા સત્યવ્રતના ભંગ જોડે આ પ્રસંગને સરખાવાશે ? યુધિષ્ઠિરને સંબન્ધે જે પરિસ્થિતિ હતી તે અહિં હતી ? તેટલે ઉગ્ર રૂપે હતી ? આ બંને કરુણ પ્રસંગની સરખામણી સુજ્ઞોને જ સોંપીશું. अव्यक्तमब्रवीद्राजन् हतः कुंजर इत्युत એમ અસ્પષ્ટ વાણીમાં પણ યુધિષ્ઠિર અસત્ય બોલ્યા, અને 'પોતાને વિશ્વાસથી વળગેલા અસંખ્ય બન્ધુઓ—સ્વજનો અને અકારણ મિત્રો—ના જીવ બચાવવા' એ હૃદયની લાગણી, અને સત્યનિષ્ઠા એ બુદ્ધિનો નિશ્ચય. એ બે બળોની વચ્ચે આવેલા ધર્મરાજાની કરુણદશાનું ચિત્ર મહાભારતના મહાકવિયે અનુપમ કૌશલથી આલેખ્યું છે અને એ ચિત્રનું પ્રતિબિમ્બ રા. આણંદશંકર ધ્રુવે પોતાની મધુર કલામય વાણીવડે પ્રગટ કર્યું છે; ત્હેવું ચિત્ર—કરુણદશામાં હૃદયની લાગણીના પક્ષનું સમર્થન કરાવનારું ચિત્ર—આ "માત્ર દૂધ"ના પ્રસંગને સંબન્ધે આલેખી શકાશે કે કેમ ? યુધિષ્ઠિરના અસત્યકથનના પ્રત્યક્ષ પરિણામ-સૂચક ચિહ્ન તરીકે અત્યાર સુધી જમીનથી ચાર આંગળ ઊંચો ચાલતો ધર્મરાજનો રથ જમીનને અડક્યો—એ બનાવને પ્રતિરૂપ આ 'માત્ર દૂધ'ના પ્રસંગને અંગે શો બનાવ જડશે ?

આ પ્રસંગ ઉપરથી મહીપતરામને અન્યાય આપવાનો નથી. હેમના જીવનમાં નિર્ભયતા પોતાને હાનિ થાય છતાં નિર્ભય રીતે, સત્ય કહેવાની ટેવ, ઇત્યાદિ ગુણો સામાન્ય રીતે પ્રવૃત્ત થયેલા જણાય છે. સરકારી નોકરીમાં છતાં મ્યુનિસિપાલિટીમાં પોતે મેમ્બર હતા તે વખતમાં હેમની નિર્ભય અને સત્યપ્રિય કૃતિ અને વાણી તે સમયના લોકોથી અજાણી નથી. સ્ત્રીઓની ટ્રેનિંગ કૉલેજની એક લેડી સુપરિંટેંડંટની જુલમી વર્તણૂક સંબન્ધે તપાસનું કામ મહીપતરામને સોંપાયું હતું તે વખતે એ બાઈને "તું જૂઠું બોલી ?" એમ ઠપકો દેનાર મહીપતરામનામાં બાયલાપણું કોણ જોશે ?

વિલાયત ગયા અને પાછા આવ્યા પછી તરત મ્હારા પિતાને મહીપત-રામ જોડે પરિચય શરૂ થયો હતો. પરંતુ મ્હારું સર્વથી પ્રથમનું સ્મરણ તો મ્હારી પાંચેક વર્ષની ઉંમર વખતનું અત્યારે નયન આગળ પ્રગટ થાય છે. હમે અજ્ઞાન બાળકો મહીપતરામની અનાકર્ષક બાહ્ય આકૃતિ અને વિલાયત જઇ

આવેલા એ કૃતિ એનો સંયોગ કરીને હેમને નિર્દોષભાવે "વિલાયતી વાંદરું" કહેતાં. આ સ્મરણથી હવે હસવા સાથે લાજ પણ આવેછે. અત્યારે હેમના અનેક ઉમદા ગુણોથી—લાંબા કાળના નિકટ પરિચયથી—મ્હારા હૃદયમાં તેમને વિશે સંમાનયુક્ત પ્રીતિની લાગણી સ્થપાઈ છે તે લાગણી એ બાલ્યકાળના બાલિશ વિનોદવચનને ઠપકો આપેછે. પણ એ જ સમયમાં પ્હેલવ્હેલો હું મ્હારા પિતાની સાથે ડાહ્યાભાઈની વાડીમાં નૉર્મલ સ્કૂલ અને એ સ્કૂલના અધ્યક્ષ મહીપતરામનો નિવાસ હતો ત્હાં ગયો ત્હારે એ મૂર્તિ દીઠી; અને હેમણે મ્હને એક લાકડાની બંદૂક આપી, હેમાંની ચાંપ દાબીને અંદરની સોટી દૂર ફેંકાતી બતાવી, તે પ્રસંગ સ્મરણમાં આલેખાયલો પ્રગટ થતાં અપૂર્વ ભાવ પ્રગટ થાયછે. હું આનન્દથી બંદૂક ઘેર લાવ્યો, અને તે વખતે તો હું એમ જ જાણતો હતો કે મહીપતરામ હેવી રમકડાંની બંદૂક વેચનારા કોઈક હશે.

મહીપતરામના કેટલાક અતિ—આગ્રહી અંગત અભિપ્રાયોનો દોષ પ્રાર્થના-સમાજના મંડળના બધા ગૃહસ્થો ઉપર ચઢાવી દેવાની ટેવ લોકમતને હતી. સરકારી બુક કમિટીના સેક્રેટરી તરીકેની લાંબી કારકિર્દીમાં મહીપતરામ અનીતિમય પુસ્તકાદિ સ્હામે ચાલૂ વાંધા દર્શાવતાં બહુ વાર અતિશુદ્ધિના દાસ થઈ જઈને બીજે છેડે જતા હતા. લોકોમાં માન્યતા હેવી હતી કે 'પ્રેમ' શબ્દથી એઓ ભડકતા હતા અને એ શબ્દ આવ્યો તો તે પુસ્તક નામંજૂર કરતા હતા. આ વાત જો કે સર્વાંશે સત્ય ન્હોતી તથાપિ મૂળ પાયે ખોટી ન્હોતી. ભોળાનાથ બુક કમિટીમાં મેમ્બર હતા, અને એઓ મહીપતરામની હાવી વૃત્તિથી તદ્દન ભિન્ન, રસદર્શનની યોગ્ય સમતોલતા સાચવનારી, વૃત્તિને અનુસરીને હમેશાં મત નોંધતા હતા. આ સ્થિતિને પરિણામે એ બે મિત્રો વચ્ચે થયેલાં અભિપ્રાયનાં યુદ્ધ બુકકમિટીની જૂની ફાઈલોમાં જોઈ સકાય તો રમૂજ સાથે બોધ મળે એમ છે. આ મતયુદ્ધને પરિણામે, ભોળાનાથના મત પ્રમાણે બીજા મેમ્બરો મત આપે એ અનિષ્ટ યોગ ટાળવાના હેતુથી મહીપતરામે સરક્યુલરથી અનુક્રમે મત મેળવવાની પદ્ધતિ બંધ કરીને પ્રત્યેક મેમ્બર કને છૂટો છૂટો અભિપ્રાય મેળવવાનો ક્રમ દાખલ

કર્યો. **ભોળાનાથ એ યુક્તિ સમઝી ગયા, પણ મહીપતરામની** કૃતિ પોતાના હકની મર્યાદાની અંદર હોવાથી વાંધો કશો લીધો નહિં.

મહીપતરામને સંસ્કૃત ભાષાનું જ્ઞાન ન્હોતું; પરંતુ પ્રાર્થનાસમાજની પ્રવૃત્તિને યોગે ભોળાનાથના સંસર્ગથી એ દિશામાં પણ સંસ્કાર હેમને સારા પ્રાપ્ત થયા હતા. [સંસ્કૃતમય ગુજરાતીના અત્યાચારી મનઃસુખરામ સૂર્યરામ મહીપતરામના સંસ્કૃતના અજ્ઞાનનો ઉપહાસ કરવાને કહેતા કે– વિલાયતથી આવ્યા પછી મહીપતરામને 'સન્ધ્યા' એ શબ્દનો ઉચ્ચાર પણ આવડતો ન્હોતો અને 'સંઝા' એમ બોલતા હતા;—આ ઉપહાસ કરનાર એ પંડિતને ખબર ન્હોતી કે 'સંધ્યા' શબ્દનું પ્રાકૃત રૂપ 'સંઝા' એ કાશીના નાગરોમાં તેમ જ સૂરતના નાગરોમાં (ખાસ કરીને બ્રાહ્મણોમાં) અતિ પ્રચલિત હતું.] આમ છતાં સંસ્કૃત ભાષાના મર્યાદિત જ્ઞાનને પરિણામે કેટલાક રમુજી પ્રસંગો ઉત્પન્ન થતા હતા. પ્રર્થના મંદિરનીવેદી ઉપરથી ગાયત્રી મંત્રોના શબ્દો વાંચતાં भर्गो देवस्य धीमहि એ વાક્યમાં भर्गोને બદલે નિયમસર गर्भो એમ મહીપતરામ ઉચ્ચારતા હતા, અને ભોળાનાથ રમૂજથી સાંભળતા હતા. બીજો દાખલો: 'પ્રાર્થનાસમાજ' તરફથી પ્રગટ થતી કેટલીક પ્રસિદ્ધિમાં સિદ્ધાન્તવાક્ય તરીકે મૂકેલા પ્રાર્થનામાળાના એક શ્લોકમાં नीति स्वधर्म नियमो सघळा पळाय એ પંક્તિ ભોળાનાથની રચેલી ફેરવીને स्वधर्म ને બદલે सद्धर्म એમ મહીપતરામ મૂકયે જતા હતા; 'સ્વધર્મ' એટલે તો, અનંત-પ્રસાદે તો એક કીર્તનમાં ઉપદેશસૂત્ર તરીકે લીધેલું વચન 'પાળો નિજ નિજ ધર્મ, એમ પોતપોતાનો દરેક પંથ થઈ જાય, એમ મહીપતરામના મનમાં વાંધો હતો; પ્રસ્તુત પંક્તિમાં એ શબ્દને સ્થાને 'સદ્ધર્મ' શબ્દ મૂકયાથી થતો છંદોભંગ મહીપતરામને અદશ્ય હતો, પણ ભોળાનાથના પદ્યવિધાયક શ્રવણને ખૂંચતો હતો તેથી ભોળાનાથના પ્રુફશીટમાં 'સ્વધર્મ' એમ સુધરે અને મહીપતરામ પાછા 'સદ્ધર્મ' એમ ફેરવે; આખરે થાકીને ભોળાનાથે नीति स्वधर्म ને બદલે सद्धर्म नीति એમ ગોઠવી બંનેના વાંધા ટાળ્યા. ત્રીજો દાખલો સામાન્ય રૂપનો છે: સંસ્કૃત શબ્દોને સમ્બન્ધે હ્રસ્વ દીર્ઘાદિકની શુદ્ધાશુદ્ધિમાં મહીપતરામને હાથે વિચિત્ર ગડબડગોટા થઈ

ગયેલા હેમના હસ્તલેખોમાં દેખાવ દેતા; ઉદાહરતણ તરીકે 'નીયમ' એમ અશુદ્ધ પ્રથમ લખેલું હોય ત્હેમાં દીર્ઘ 'ની' છેકી નાંખી હ્રસ્વ 'નિ' મૂકે અને વળી પાછો તે છેકી પ્રથમનો અશુદ્ધ અક્ષર જ લખે.

સાદી, સરલ, ગુજરાતી ભાષાશૈલીની હિમાયત મહીપતરામ પૂર્ણબળથી કરતા હતા, અને પોતાના મતનો વિનિયોગ કરવામાં 'કે' ઇત્યાદિ અનાગરિક શબ્દો હેમની શૈલીના ચિન્હરૂપ બન્યા હતા. ભાષણો, વ્યાખ્યાનો, વગેરેમાં દૃષ્ટાન્તાદિકમાં સંસ્કૃત સાહિત્ય વગેરેનો આશ્રય કરવાને બદલે સામાન્ય, સાદા, નિત્ય જીવનમાંથી સામગ્રી મહીપતરામ હંમેશાં લેતા હતા. હેમનાં પ્રાર્થનામંદિરમાં થતાં વ્યાખ્યાનો વિશે એક જણે એમ કહેલું કે "કાછિયા, ડોશી વાણિયા, સુતાર, લુહાર, વગેરેનો ઉલ્લેખ આવે નહિ તો મહીપતરામનું વ્યાખ્યાન નહિ." આ વિનોદવચનમાં કાંઈક અત્યુક્તિ હશે, નિરાધારતા છેક ન્હોતી. સાદી શૈલી તરફની મહીપતરામની ભક્તિને અંગે આવતાં દૂષણો હેમને વિચારશૈલીમાં રહેલા આવેશ અને જોસને લીધે ઘણી વાર દબાઈ જતાં. મ્હને બરોબર યાદ છે; સ્થાનિક સ્વરાજ્ય પ્રજાને મળવા સંબન્ધી કાયદો થવાના સંચલનને પ્રસંગે અમદાવાદમાં શેઠ પ્રેમાભાઈના વંડાના વિશાળ કામ્પાઉન્ડમાં એક ગંજાવર જાહેર સભા મળી હતી (હાલના સમયની દસ દસ વીસ વીસ હજાર માણસોના જેવી ગંજાવર તો નહિ, પરંતુ તે સમયના પ્રમાણમાં એ ભારે મ્હોટી સભા હતી.) તે સભામાં મેદાનમાં લોકોના ટોળા વચ્ચે ચારે બાજુ ફરીને ઉત્સાહના સબળ આવેશથી, ભાષાની લોકોના મન ઉપર સબળ છાપ પાડનારી છટાથી, ભાષણ કરતી મહીપતરામની ધ્યાન ખેંચનારી મૂર્તિ મ્હારી નજર આગળ તદ્રૂપ ખડી થયેલી અત્યારે જોઉંછું.

સાદી શૈલીના ભક્ત છતાં અતિ સંસ્કૃતમય અને વૃથાડમ્બરી ના હોય હેવી સંસ્કારી શૈલી તરફ મહીપતરામ વૈરભાવ રાખતા ન્હોતા. હાના પ્રમાણમાં ત્રણ પ્રસંગો મ્હને યાદ આવેછે: પ્હેલો પ્રસંગઃ—ઈ. સ. ૧૮૮૨ માં નીમરાવના મેઘદૂત ઉપર અવલોકન 'બુદ્ધિપ્રકાશ' માં પ્રગટ કરવાના

ઉદ્દેશથી હું મહીપતરામને હેમની ઓફિસની રૂમમાં મળ્યો: મ્હારો લેખ હેમના હાથમાં આપ્યો; આરમ્ભનાં ઘણાંએક પાનાં ધ્યાન દઈ ને એ વાંચી ગયા; શો ઉત્તર મળશે તે માટે મ્હારું હૃદય ધડકતું હતું; "હાવાં જ લખાણો હમારે જોઈયે છિયે," એમ ઉત્સાહથી બોલીને પોતાનો અસાધારણ આનન્દ એઓએ જણાવ્યો; અવલોકન સ્વીકાર્યું, વિશેષ લંબાણવાળું હોવાથી 'બુદ્ધિપ્રકાશ'ના વધારા તરીકે કડકે કડકે પ્રગટ કરવાની યોજના પસંદ કરી અને આ લખાણના બદલામાં વર્નાક્યુલર સોસાઇટીનો મ્હને લાઇફ મેમ્બર બનાવ્યો. બીજો પ્રસંગ: ઈ. સ. ૧૮૮૭–૮૮ માં અમદાવાદ પ્રાર્થનામંદિરમાં 'અદ્વૈત' વિશે વ્યાખ્યાન મ્હેં કર્યું; પોતાની શૈલીથી તદ્દન ભિન્ન શૈલીનું એ વ્યાખ્યાન એકાગ્ર ચિત્તે, આનન્દભાવે, મહીપતરામ સાંભળી રહ્યા; અને ઉપાસના વિસર્જન થવાની સાથે જ, વેદી ઉપરથી હું ઊતરું છું એટલામાં મ્હારા હાથમાંથી વ્યાખ્યાનનાં કાગળિયાં મહીપતરામે, 'જ્ઞાન સુધા' માં પ્રગટ કરવા માટે, ઝડપી લીધાં, અને અસાધારણ સંતોષ બતાવ્યો. ત્રીજો પ્રસંગ: ઈ. સ. ૧૮૯૦ માં હરિલાલ હર્ષદરાય ધ્રુવ તરફથી પ્રગટ થયેલું 'મુગ્ધાવબોધ ઔક્તિક' મ્હારા ઉપર મોકલીને 'ગુજરાત શાળાપત્ર' માટે એ પુસ્તકનું અવલોકન હેમણે માગ્યું તે સંબન્ધના પત્રમાં હેમણે ઈશારો કર્યો હતો કે—આ પુસ્તક ગુજરાતી ભાષાનું વ્યાકરણ નહિં પણ સંસ્કૃત ભાષાના વ્યાકરણની પ્રવેશિકા જેવું જણાય છે. આ ઇશારાને આધારે એ પુસ્તકનું સ્વરૂપ મ્હેં તપાસ્યું અને એઓના મતને મળતા આવીને તે મતનું સમર્થન કરનારું અવલોકન સવિસ્તર લખીને મોકલ્યું (શાળાપત્રના બે ત્રણ અંકોમાં એ પ્રગટ થયેલું છે) એ અવલોકનનો સ્વીકાર કરતાં લખેલા મહીપતરામના પત્રમાં મ્હને મુબારકબાદી આપવાની સાથે પોતાનાથી ભિન્ન શૈલીના લેખકની કદર કરનારી ઉદારભાવના પ્રગટ થતી હતી.

સરકારી નોકરીને સંબન્ધે મહીપતરામની કેળવણી ખાતાની સેવા અપ્રતિમ હતી; કર્તવ્યનિષ્ઠા અને પોતાના વ્યવસાય તરફ ઉલ્લાસભર્યો મોહ એ બે બળને પરિણામે એ સેવા અપૂર્વ બની. પરંતુ એટલેથી જ હેમની જીવનપ્રવૃત્તિ અટકી હોત તો ગુજરાતની પ્રગતિના ઇતિહાસમાં હેમનું નામ

કાંઇક ઓછી દીપ્તિથી નોંધાત. એ ઇતિહાસમાં વિશેષ પ્રકાશથી હેમની કીર્તિ ટકશે તે ધર્મ ને સમાજને અંગે હેમણે અર્પેલા જીવનને લીધે જ. ભોળાનાથ અને મહીપતરામ એ બે પ્રાર્થનાસમાજના મુખ્ય સ્તંભ હતા; તે સમયમાં પ્રવર્તતી મૂર્તિપૂજાદિક અધોગતિમાંથી દેશબન્ધુઓને ઊંચે ચઢાવવા એ લક્ષ્ય આ બંને સમયનાયકોએ દૃષ્ટિમાં અચલ રાખ્યું હતું. તથાપિ મૂર્તિપૂજાને વિશે એ બે સહકારીઓની વૃત્તિરીતિ ભિન્ન ભિન્ન હોઈ, લોકો ઉપર અસર ભિન્ન ભિન્ન થઈ હતી. "નથી ધરતા અવતાર નથી પ્રભુની પ્રતિમા," "અજ્ઞાની અવિચારી રે પ્રભુની પ્રતિમા માને," ઇત્યાદિ સ્પષ્ટ વચનો કહેનાર ભોળાનાથની પ્રાર્થનામાળાનો ઉપયોગ કેટલાક મૂર્તિપૂજકો પણ પોતાની નિત્યોપાસનાને અંગે કરતા હતા, અને ભોળાનાથની લોકરૂઢિ વિરુદ્ધ કૃતિયો માટે "મહીપતરામ ભોળાનાથને બગાડેછે" એમ લોકો દોષ પરભાર્યો ઢોળી દેતા; ત્હારે મહીપતરામનાં વચનાદિકો એ લોકોને મૂર્તિપૂજાની અયોગ્ય નિંદારૂપે જ ભાસતાં; જો કે મૂર્તિપૂજા નિન્દ્ય ગણવા છતાં મૂર્તિપૂજકો તરફ બન્ધુભાવ અને પ્રેમ શિથિલ ના કરવો એ ભાવના પ્રાર્થનાસમાજીઓએ કદી તજી નથી. આ સ્થિતિમાં મહીપતરામને લોકસંઘ તરફથી મળેલા અનેક અન્યાયોમાંનો એક પ્રસંગ રમૂજી હોવાથી નોંધુંછું. પ્રાર્થનામંદિરમાં વ્યાખ્યાન કરતી વખતે એક વેળા મૂર્તિપૂજાનો વિષય ચર્ચતાં પોતાના બાપના વખતમાં ઘરમાં મૂર્તિની પૂજા થતી હતી તે વાતનો સ્પર્શ કરીને મહીપતરામે ડગલાના ગૂંઝામાંથી લાલજીની મૂર્તિ કાઢી; શ્રોતાજનની સમક્ષ એ મૂર્તિ હાથમાં ધરીને, આમતેમ ફેરવીને, બોલ્યા કે આ લાલજીને હમે સ્નાન કરાવતા, ગંધપુષ્પાદિક અર્પતા, નૈવેદ્ય ધરાવતા, ઇત્યાદિક અજ્ઞાનજન જેવાં કૃત્ય કરતા હતા. આ બનાવથી શ્રોતાજનોમાંના કેટલાક ભાગને કાંઇક અરુચિ ઉત્પન્ન થઈ હશે પરંતુ મંદિરની બ્હારના જગતમાં આ વાત અત્યુક્તિના અલંકારોથી અલંકૃત થઈ ને વિચિત્રરૂપે ફેલાઈ: "મહીપતરામે પ્રાર્થનામંદિરમાં લાલજીને લટકાવ્યા! માર માર્યો!"

આ ઉપર કાંઈપણ ટીકાની જરૂર નથી. એટલું જ કહીશું કે "જગતની રીતિ છે હેવી!"



ગોપાળરાવ હરિ દેશમુખ

[ પૃષ્ઠ ૪૭

## ( ૬ )

# સ્વ. ગોપાળરાવ હરિ દેશમુખ

ગોપાળરાવ હરિ દેશમુખ ભોળાનાથની સાથે પ્રાર્થનાસમાજમાં જોડાયલા હતા, છતાં છૂટા હતા. પ્રાર્થનાસમાજમાં વ્યાખ્યાનો પણ આપતા, અને ઘેર મૂર્તિપૂજા પણ કરતા હતા. આ બાબતમાં રણછોડલાલ છોટાલાલની સાથે ગોપાળરાવની સમાનતા હતી; છતાં ફરક મ્હોટો એ હતો કે રણછોડલાલ મૂર્તિપૂજા ઉપર હૃદયથી શ્રદ્ધા રાખતા હતા, ત્હારે ગોપાળરાવને મૂર્તિપૂજા ઉપર અથવા કશા ઉપર પણ શ્રદ્ધા હતી કે કેમ એ અગમ્ય હતું. નડિયાદમાં પોતાના સરકારી કામને સંબન્ધે ગોપાળરાવ મહિનામાં એકવાર જતા હતા; હેવા એક પ્રસંગે નડિયાદમાં પોતાને ઊતારે ગોપાળરાવ પૂજા કરવા બેઠા હતા, તે વખતે ઘી વેચનારો આવ્યો; ઘી તોળવા માંડ્યું; ખાલી તપેલીની ધડી બાંધવા માટે ત્હામાં કાટલાં વેચનારે મૂકયાં ત્હેમાં અમુક વજનના કાટલાંની ખોટય પડી: વેચનારો આમ તેમ કાંકરો પથરો સોધવા માટે ફાંફાં મારવા લાગ્યો; તરત ગોપાળરાવે પૂજાના દેવોમાંથી શાલિગ્રામ ઉપાડીને ધડીનાં કાટલાં ભેગો મૂકયો ! ગોપાળરાવને મન મૂર્તિ અને પથરા સરવે સરખાં જ હતાં. હેમને મન આખો વિશ્વયંત્ર એક રમૂજ આપનાર રમકડું જ હોય એમ હેમની મનની વૃત્તિસ્થિતિ લાગતી હતી. મનુજસમૂહનાં વિચાર, વર્તન, પ્રયાસ, સફળતા, નિષ્ફળતા, સુખ, દુ:ખ, સર્વ બનાવો હેમના પગતળે થઈ ને ચાલ્યા જતા પ્રવાહ રૂપ હોઈ એ પ્રવાહથી પોતે અસ્પૃષ્ટ હોય, છતાં એ સર્વ તમાશામાં રમૂજ સાથે સમભાવનું પણ મિશ્રણ પોતે કરતા હોય એમ હેમના હોઠના વાંકા વળેલા એક ખૂણા-

માં રમી રહેલું સ્મિત બતાવી દેતું હતું. મહીપતરામે ‘ લાલજીને લટકાવ્યા ’ તેથી હાહાકાર થયો; ગોપાળરાવે શાલિગ્રામને ત્રાજવામાં લટકાવ્યા છતાં કોઇયે પણ ચર્ચા કરી નહિં. પેલો બનાવ જાહેર મંડળમાં બન્યો હતો, અને આ બનાવ ખાનગીમાં, ઘરના ખૂણામાં, બન્યો હતો. એ એક કારણ હતું ખરું; પરંતુ મ્હોટું કારણ બીજું હતું. મહીપતરામ કોઇ પણ સાથે ઘરછોડ કરે હેવા ન્હોતા, જે'વું મનમાં ત્હેવું મુખમાં—એ વર્ગના સીધા માણસ મહીપતરામ હતા; ત્ય્હારે ગોપાળરાવ બધા ભિન્ન ભિન્ન વિચારના માણસોને અનુકૂળ થઈ જાય, અને સર્વને પ્રસન્ન કરે હેવી જનરંજની પદ્ધતિ સેવનારા હતા.

ગોપાળરાવના નામથી આ જમાનાના ઘણા લોકો અજાણ્યા જ હશે. માટે કાંઈક હેમનું ઓળખાણ કરાવવાની જરૂર છે. એ દક્ષણી હતા છતાં ગુજરાતી હતા. દક્ષિણમાં આરમ્ભકાળમાં જીવન ગાળી ઉત્તરકાળમાં અમદાવાદની સ્મૉલકૉઝ કોર્ટના જડ્જ તરીકે ગોપાળરાવે લાંબી અને લોકપ્રિયતા સંપાદન કરનારી કારકિર્દી ભોગવી હતી. દક્ષિણમાં ઇનામ-કમિશનખાતામાં ઊંચો દરજ્જો હેમણે ભોગવ્યો હતો. તે સમયમાં દક્ષિણના લોકોમાં એ ઘણા અપ્રિય થયા હતા; ઇનામદારોના હક ખોટા કરવાને માટે, પુરાવા સારૂં રજૂ કરેલી સનદો ગોપાળરાવે બાળી નંખાવી એમ હેમના ઉપર લોકવાયકાનો આરોપ હતો. આ વાત સાચી હશે કે કેમ તે કહી સકાતું નથી. ખરા ન્યાયથી અસંતુષ્ટ થયેલા લોકો ઘણીવાર ખોટા આરોપો મૂકે છે એ વાત અનુભવસિદ્ધ છે.

ગમે તેમ હો. પણ ગુજરાતમાં તો ગોપાળરાવે લોકપ્રીતિ સારી સંપાદન કરી હતી. એ ગુજરાતી જ બની ગયા હતા. ગુજરાતી ભાષા પણ માતૃભાષા જેવી સરલતાથી બોલતા હતા. પ્રાર્થનામન્દિરમાં વ્યાખ્યાન કરવાને ઊભેલા ગોપાળરાવની મૂર્તિ અત્યારે પ્રત્યક્ષ દેખું છું; દક્ષણી પાઘડી કાંઈક વાંકી પ્હેરેલી તે નીચે આડી રેખાઓવાળું કપાળ, કાંઈક ઊંચી જતી ભમ્મરો, વિચાર તથા વાણીને સ્વવશ રાખી સ્વેચ્છાથી રમાડવાની શક્તિ પ્રગટ કરતી મુખચર્યા, આ સર્વ તદ્રૂપ મ્હારા નયન આગળ આલેખાય છે; શ્રોતામંડળ

તરફ લક્ષ જ ના હોય તેમ, પોતે જાણે સ્વગત જ વાક્યો ઉચ્ચારતા હોય તેમ, અથવા તો મન્દિરના ખંડમાં માંડેલી ખુરશીઓ જોડે વાતો કરતા હોય તેમ, વિચારમાળા, વાણીની કડકા કડકા ગાંઠેલી દોરીમાં મણકા પરોવેલી માળા, ફેરવ્યે જતા ગોપાળરાવને ન્હોતી વિષયની ખોટ્ય, ન્હોતી રચનાની કળાની જરૂર, કે ન્હોતી આલંકારિક વાણીની અપેક્ષા. હેમના જ્ઞાનકોશમાં ભરતખંડના ધર્મ–ઇતિહાસની સામગ્રી એટલી ભરપૂર હતી કે ગમે તે વખત વ્યાખ્યાન, વગર તૈયારીએ, ગબડાવી સકે. "શ્રુતિકાળ ગયો પછે, પછે ઉપનિષદો, પછે બ્રાહ્મણકાળ આવ્યો, પછે સૂત્રનો સમય, પછે ઇતિહાસ પુરાણ, તંત્ર," ઇત્યાદિક ચર્ચાઓ ગમે તેમ ગબડાવ્યે જતા ગોપાળરાવ શ્રોતાઓને કંટાળો ન્હોતા આપતા તેમ આકર્ષણ પણ ન્હોતા કરતા. પ્રાર્થનામાળામાંની ગદ્ય પ્રાર્થના ઉપાસના ચલાવનારે વાંચવાનો સંપ્રદાય છે તે પ્રમાણે ગોપાળરાવજી પુસ્તક ઉઘાડે છે, અને ફાસ્ટ ટ્રેનની શીઘ્ર ગતિથી ગદ્ય પ્રાર્થના, ભાડુતી પાઠ વાંચનાર બ્રાહ્મણોની પેઠે, ગગડાવી જતા હું અત્યારે હેમને સાંભળું છું. ઈશ્વર, ભક્તિ, ઉપાસના, એ સર્વ વસ્તુઓ તરફ, અખિલ જગત તરફ સસ્મિત ઉપેક્ષાથી દૃષ્ટિ નાંખનાર તટસ્થ દ્રષ્ટાને અનુરૂપ જ આ વૃત્તિ વાણી અને વર્તન હતાં.

ઉપાસનાદિક વિધિ તરફ આ પ્રકારની ઉપેક્ષાવૃત્તિ છતાં ગોપાળરાવનો સાદો સરલ સ્વભાવ, સામાન્ય જન તરફ અનાડમ્બર સમભાવવાળું વર્તન, વગેરે ગુણો હેમને જનસમુદાયમાં અત્યંત પ્રિય બનાવનારા હતા. સ્હવારમાં રોજ એક શુક્રવારીઆ ટટ્ટૂ ઉપર બેશીને અમદાવાદ શેહેરની બ્હાર આવેલાં મહાદેવની ધર્મશાળા વગેરે સ્થાનકોમાં જઈ સાધુ, બાખી, વેરાગીઓ જોડે અનેક પ્રકારની વાતો કરતા બેઠેલા ગોપાળરાવ; પાછા ઘેર આવતે ટટ્ટૂની જોડે ચાલનારો છોકરો નોકર થાકી જાય એટલે પોતાની પાછળ ટટ્ટૂ ઉપર હેને બેસાડીને ઘેર લાવનાર ગોપાળરાવ; પ્હો ફાટતે નદીમાં સ્નાન કરવા ગયેલા હોય ત્હારે બ્રાહ્મણો, બૈરાં, છોકરાં, બધાં સાથે સમાન ભાવે વાતો ગપાટા મારતા ગોપાળરાવ; અને સ્મૉલકૉઝ કોર્ટમાં ન્યાયાસન ઉપર બેઠેલા, હુકમનામું લખવાને હાથમાં લીધેલી કલમ જબરદસ્તીથી પકડી રાખનારા,

"અરે સાહેબ આ શો જુલમ કરોછો ?" એમ બોલી ધાંધાટ વડે કોર્ટને શેર બજાર બનાવી દેનારા વકીલો તરફ શાન્ત અક્ષુબ્ધ વૃત્તિથી સ્મિત કરીને સ્થિર નયને જોઈ રહેતા ગોપાળરાવ; આ બધા ગોપાળરાવ અનેક છતાં એક, અને એક છતાં અનેક હતા.

એક દિવસ મ્હારા પિતા 'રાવસાહેબ'ને ઓટલે પાટ્ય ઉપર બેઠા હતા,–'રાવસાહેબ'ની સાથે હેમનું મકાન ભદ્રકાળીની પૂર્વે આવેલા મેદાનમાં હાલ મિડલ સ્કૂલ છે અને પૂર્વે હાઇ સ્કૂલ હતી તે મકાનની સ્હામે હતું. 'રાવસાહેબ'ની બેઠક ઓટલા ઉપર કે બ્હાર પાટ્ય ઉપર બહુધા રહેતી. મ્હારા પિતાએ પીવાનું પાણી માગ્યું. નોકર ચાકર તો ઘરમાં દૂર હશે, તરત જ રાવસાહેબે રસ્તે જતી એક બાઈને બૂમ પાડી, "વીજળી! જરા અંદર જઈને પીવાનું પાણી લોટો ભરીને લાવો ને." આ વીજળી હેમની નદીએ નિત્ય સ્નાન વખતની બ્હેનપણી હતી; ભદ્રકાળીનાં દરશણ કરીને આવતી હતી. વીજળી પાણી લાવી, ઇત્યાદિ થઈ ગયું. વીજળીને આમ જોઈને મ્હારા પિતાને નવાઈ લાગી કે આ આપણા પરિચિત પુરોહિત ગોવિન્દજી પંડ્યાની સ્ત્રી અહિં આમ પરિચિત કે'વી! સારાંશ એ કે 'રાવસાહેબ'નું મિત્રમંડળ વિવિધ, વિસ્તીર્ણ અને વ્યાપક હતું. આ રીતના હેમના સાદા જીવનમાં મેળવેલા જનસમુદાયના પરિચયથી ગોપાળરાવ માનવલક્ષણાદિના સૂક્ષ્મ અને ઊંડા અભ્યાસી થયા હતા; અને એ અભ્યાસ હેમણે ખાસ લક્ષ્ય તરીકે સ્થાપીને ન્હોતો કર્યો; એ તો હેમના જીવનમાં શ્વાસોચ્છ્વાસ જેવી જ, ઇચ્છાથી અપ્રેરિત, ક્રિયા હતી.

શેઠ દલપતભાઈ ભગુભાઈના અમુક ઉપકાર તળે ગોપાળરાવ હતા તેથી કાંઈક અંશે, અને કાંઈક અંશે પોતાના અક્ષોભ્ય સ્વભાવને પરિણામે, એ શેઠનાં ઉપહાસવચનો ગોપાળરાવ સ્મિત સાથે સાંભળી રહેતા. "આ વળી રાવસાહેબે નવું તૂત ઊભું કર્યું છે–सत्यमेवजयते ફડફડફડફડ!!" એમ કહી પ્રાર્થનામન્દિરના શિખર ઉપરના ધ્વજમાં અંકિત કરેલા શબ્દોને ઉદ્દેશી ધ્વજના પવનમાં થતા ફરકવાની નકલ કરીને પ્રાર્થનાસમાજનો ઉપહાસ દલપતભાઈ કરતા અને મૌનથી, સ્મિતથી, શાન્તિથી ગોપાળરાવને સાંભળી

રહેતા દર્શાવનારું ચિત્ર કોણ દોરશે? પ્રાર્થનાસમાજ તરફ ગોપાળરાવનું હેતું મમત્વ પણ ઓછું જ હતું કે હેમને આ વચનથી સ્નાનસૂતક લાગે. એ મૂર્તિ પૂજતા હતા છતાં મૂર્તિપૂજક નહોતા, પ્રાર્થનાસમાજના આદ્ય ચાલકોમાંના છતાં એ સંસ્થાના પણ ઉપલક્રિયા જ ભક્ત–હેવી એ ગૃહસ્થની સ્થિતિ હતી.

એકંદર બિન જવાબદારીથી જીવનના સર્વ પ્રસંગોને જોનારા ફિલસુફ ગોપાળરાવ હતા. એ હેમની વૃત્તિ ન્હાના મ્હોટા અનેક પ્રસંગોમાં–ઘણે અંશે ન્હાના પ્રસંગોમાં–પ્રગટ થઈને રમૂજ જ ઉત્પન્ન કરતી હતી. ડિસ્ટ્રિકટ જજ ગોપાળરાવને મળવા આવ્યા, તો ઘરમાં ખુરશી ના જડી એટલે એક પટારા ઉપર જજને બેસાડ્યા–અને તે જાણે હેમના હૃદયને લગારે સ્પર્શ ના કરે હેવી વૃત્તિથી. મ્હારા પિતા એકવાર હેમને ઘેર ગયા, તો પોતે એકલા એકલા, જામફળ કાપીને ખાતા હતા, તે એકલા જ ખાધે ગયા! મ્હારા પિતાએ મેળે તાસકમાંથી લઈને ખાધું, તો તે ખાતે પણ આનન્દ કે વિષાદ "રાવ સાહેબ"ના હૃદયને ના મળે. એ જામફળમાં નાંખવા માટે મરી તથા મીઠું બે ડબ્બીઓમાં હતાં; મરી ભરેલી ડબ્બી ઉપર ચિઠ્ઠી ચ્હોડેલી હેમાં 'મીઠું' એમ નામ હતું, અને મીઠાની ડબ્બી ઉપર 'મરી;' મ્હારા પિતા કહે–"રાવ સાહેબ! આમ કેમ?" તો માત્ર રમૂજથી સ્મિત કરીને રાવ સાહેબ ચૂપ રહ્યા. મ્હારા પિતાએ એક વાર મહીપતરામ સકુટુમ્બ, ગોપાળરાવ સકુટુમ્બ, વગેરે મિત્રોને હમારા ઇનામી ગામ નિકોલમાં ઊંધિયાની ઊજાણી આપી; ઊંધિયા જોડે બરફી વગેરે સામગ્રી ખરી જ. 'રાવ સાહેબ'ને આ આતિથ્યનો બદલો વાળવાની ઊર્મિ આવી. સાબરમતી નદીને પેલે પાર પોતાના ખેતરમાં હમને બધાને ઊંધિયાની ઊજાણી ગોપાળરાવે આપી. પરંતુ વ્યવસ્થા વગેરે માટે પોતે તદ્દન મનને શ્રમ આપેલો જ નહિં. પરિણામ એ થયું કે પચાશેક માણુસો વચ્ચે બે ચાર રૂપિયાની બરફી હેમનો કારભારી લાવ્યો તે હમારા બધાના પેટના કિયા ખૂણામાં કરચો સંતાઈ ગઈ તે ખબર પણ ના પડી, બધાને પ્હોચી હોય તો. અને સાંઝ પછી અંધારું થઈ ગયું તે દીવાબત્તીનો બંદોબસ્ત કરો નહિં તેથી ખબર પણ ના પડી કે પતરાળામાં શું છે, ને શું ખાધે છિયે.

આ બધી વાતો 'રાવ સાહેબ'ને પોતાના ઉચ્ચ ભૂમિમાં વિચરતા મનની આગળ, ગિરિશૃંગ ઉપરથી તળેટીના પદાર્થો જેમ ક્ષુદ્ર જણાયછે તેમ હતી. પરંતુ ખરી જવાબદારીના કર્તવ્ય વખતે ગોપાળરાવની સેવા અપૂર્વ હતી. અમદાવાદમાં કૉલેજ સ્થાપવા સંબન્ધે આરમ્ભકાર્યમાં હીલચાલ કરનારા મંડળમાં મ્હારા પિતા, ગોપાળરાવ, મહીપતરામ, મોતીલાલ લાલભાઈ, ઇત્યાદિ ગૃહસ્થો હતા; અને એ મંડળનો શ્રમ ફંડ માટે નાણાં ભેગાં કરાવવામાં અથાગ હતો. પરંતુ એ પ્રવૃત્તિમાં ગોપાળરાવે એક પ્રસંગે ભજવેલો વેશ હેમના ધૈર્ય, ચાતુર્ય, કળ, ઇત્યાદિ ગુણોનો સચોટ ચીતાર આપે એમ છે. કમિટી ઘેર ઘેર ફરીને ટીપમાં આંકડા મૂકાવતી હતી. એક વાણિયા શેઠને ઘેર કમિટી ગઈ; શેઠે રૂપિયા પાંચ માંડ્યા! (શેઠ હતા લક્ષાધિપતિ). ગોપાળરાવે અનેક રૂપે શેઠને સમઝાવ્યા. એકના બે ના થયા. પછી શેઠ જોડે વ્હેપારની, નાતજાતની, કુટુમ્બની વગેરે અનેક અનેક વાતો કરવા માંડી; વચમાં વચમાં આંકડો વધારવાને આગ્રહ કરતા ગયા; શેઠ પીગળતા ગયા; પાંચના પચીસ, પચીસના પચાસ, એમ કરતે કરતે ત્રણ ચાર કલાક માથાફોડ કર્યા પછી પાંચસેની કે હેવી ભારે રકમ ભરાવી! ગોપારાવની ધીરજ અને યુક્તિનું જ એ ફળ થયું.

ગોપાળરાવે ગુજરાતમાં લાંબો વખત નોકરી કરી; તળ અમદાવાદમાં જ. તે સમયમાં અમદાવાદના નગરજીવન, સમાજજીવન, ઇત્યાદિમાં ચેતનાનું અસાધારણ બળ હતું; એ બળને પ્રેરનાર, વધારનાર, મંડળમાં અગ્રસ્થાન ગોપાળરાવનું હતું. "સ્વદેશી"ના સંચલનને લોકો આધુનિક, નવીન, પ્રવૃત્તિ સમઝતા હશે; પરંતુ "દેશી કારીગરીને ઉત્તેજન" એ ગરીબ નામથી ગોપાળરાવના સમયમાં જે પ્રવાહ ચાલ્યો હતો તે આજની પ્રવૃત્તિના મૂળ બીજ તરીકે જ ગણવું પડશે. એ વિષયો ઉપર વ્યાખ્યાનો ઉત્સાહભેર અપાતાં હતાં, ત્હેમાં અગ્રસ્થાને એક દક્ષણી વ્યાખ્યાનકાર હતો; અને હેને અમદાવાદ લાવવામાં સાધનભૂત આપણા 'રાવ સાહેબ' જ હતા.

'રાવ સાહેબ'ની સાદાઈ દંભજનિત નહોતી; અંતરની હતી. પરંતુ કાંઈ પણ ખૂણે ભોળપણનો દોષ હેમના સ્વભાવમાં પ્રવેશ પામ્યો નહોતો.

જગત તરફ રમૂજની દૃષ્ટિ નાંખનારી ગૂઢ હસતી આંખ્યો અને હોઠનો એક ખૂણો વાંકો વળી અંદર પ્રગટ અપ્રગટ રમતું સ્મિત, એ મુખ્ય મુદ્રાઓથી અંકિત હેમની મુખરેખા જોનારને જણાય એમ હતું કે રાવ સાહેબ "પ્હોચેલી બુટ્ટી" એમ સંજ્ઞા જે'ને અપાય એ નમૂનાના, જમાના ખાધેલા, જગતને જીતેલા, જગતથી ના જીતાયલા, અલૌકિક પુરુષ હતા. આ લક્ષણના પ્રમાણ તરીકે એક બીના નોંધવા જેવી છે. તે માટે એક ઉપપાત્રનો રંગભૂમિ ઉપર પ્રવેશ કરાવવો પડશેઃ પોતાની આરંભની પ્રવૃત્તિમાં લશ્કર જોડે રહી સિપાહી લોકોને ધીરધાર કરી અનેક પ્રસંગોના લાભ મળતાં ધનવાન્ બનેલા, બહેચર લશ્કરી એમ નામથી ઓળખાતા બહેચરદાસ અંબાઈદાસ એ સમયમાં શેઠિયાવર્ગના અહમંડળમાં નવીન ઊગેલા ગ્રહ હતા. જાતે કડવા કણબી હોઈ એ નાતમાં બાલકોની હત્યાનો દુષ્ટ રિવાજ બંધ કરાવનારો કાયદો સરકાર કને ઘડાવવામાં બહેચરદાસનો અગ્ર ભાગ હતો. કાલક્રમે મુંબાઈ સરકારની ધારાસભામાં એઓ નીમાયા ત્હારે What my friend, Mr. Rogers says is right, but I beg to differ from him એમ વચનો વડે પોતાનો સ્વતંત્ર મત દર્શાવી સકે હેવા એ હતા. જાતે માતાના ભક્ત હતા, છતાં જે અગમ્ય સંયોજક બળે ભોળાનાથને પ્રાર્થનાસમાજની સંસ્થા સ્થાપવામાં તથા ચલાવવામાં મદદ કરનારું ભિન્ન ભિન્ન મતોનું મંડળ,-મૂર્તિપૂજક, અદ્વૈતવાદી, ઇશ્વર વિષે શ્રદ્ધા અશ્રદ્ધાને રમૂજનો વિષય ગણનારા તટસ્થ વૃત્તિધારી, ઇત્યાદિ મિત્રોનું મંડળ-દૃઢ સહકારિતા આપતું ભેગું આણ્યું હતું, તે બળના આકર્ષણથી બહેચરદાસ પણ આ મંડળમાં ભળેલા હતા. પ્રાર્થનામન્દિરમાં ઉપદેશ એઓ કરતા ત્હેનું સ્વરૂપ, તાત્પર્ય, શૈલી, છટા, સર્વ—"પ્રાર્થના, ભાઈ, પ્રાર્થના જે છે, તે ભાઈ! પ્રાર્થના!" એ રીત્યનાં વચનો—હડપચી ઊછાળી ઊછાળીને શ્રોતાવર્ગ તરફ આમતેમ જોઈને બોલાતાં વચનો—માં સમાઈ જતાં હતાં.

આ બહેચરદાસને ગોપાળરાવ જોડે કાંઈક ગાઢ મૈત્રી—આભાસમૈત્રી—નું બન્ધન ઉત્પન્ન થયું હતું. એક વખત ગોપાળરાવની કોર્ટમાં

બહેચરદાસને પોતાના નાતીલાઓ સાથે કલહને અંગે વાદી તરીકે ઊભા રહેવાનો પ્રસંગ આવ્યો. બહેચરદાસે તો નક્કી જાણેલું કે 'રાવ સાહેબ' મ્હારા મિત્ર એટલે મ્હને જીતાડશે જ. 'રાવ સાહેબ' પ્હોચેલી બુદ્ધીએ જુદો જ ખેલ રચ્યો. બહેચરદાસ હારે હેવો પ્રસંગ હતો. અપજસ પોતે લેવો નહોતો. તેથી એ કામની સુનાવણીને દિવસે ગોપાળરાવે ભોળાનાથને, મહીપતરામને, વગેરે કેટલાક મિત્રોને ચિઠ્ઠીઓ લખી લખ્યું કે આજ કડવા કણબીની નાત્યનો એક બહુ જ રસ પડે હેવો કેસ ચાલનાર છે તે જોવા આવશો. આ જાળમાં કોણ કોણ સપડાયા ને કોણ બચ્યા તે આજ મ્હને યાદ નથી. પણ જે સપડાયા, ત્હેમને ગોપાળરાવે કેસનો નિવેડો કરવા માટે લવાદ બનાવી દીધા; અને ઠરાવ અંતે બહેચરદાસ વિરુદ્ધ પંચનો થયો. આ વખતથી બહેચરદાસ ગોપાળરાવની તરફ પૂર્ણ દ્વેષવૃત્તિ રાખવા લાગ્યા. ઘણાં વર્ષ પછી ગોપાળરાવ નોકરીમાંથી નિવૃત્ત થવાના હતા ત્ય્હારે હેમનું સ્મારક ફંડ કરવાનું કામ હેમના એક કાળે શિરસ્તેદાર અને હેમને પ્રતાપે આગળ વધેલા લાલશંકર ઉમિયાશંકરે માથે લીધું હતું. લાલશંકર, મ્હારા પિતા, અને હું મુંબાઈમાં બહેચરદાસની ઑફિસમાં મળવા ગયા. મ્હારા પિતાએ તો લાલશંકરને પ્રથમથી જ વાર્યા હતા કે રાવસાહેબ માટેના ફંડની વાત બહેચરદાસ આગળ ના કાઢશો. છતાં લાલશંકરે વાત શરૂ કરી: આપણા 'રાવસાહેબ' માટે ફંડ કરવાનો વિચાર છે—ત્હેમાં આપ—" આટલું બોલ્યા ના બોલ્યા કે બહેચરદાસ ધુરકી ઊઠયા: "શું? ત્હમે હેને માટે ફંડ! હેણે અમદાવાદ માટે શું કર્યુંછે? હેણે તો બધાને માંહિં માંહિં લઢાવી માર્યાછે!"—લાલશંકર તો ચૂપ જ થઈ ગયા; અને ડગલાના ગૂંઝામાંથી અડધા બહાર કાઢેલા કાગળિયા પાછા ખોશી દીધા!

આ કેવળ એક દૃષ્ટિ અને તે કેવળ સ્વાર્થદૃષ્ટિનું જ દર્શન હતું. બાકી અમદાવાદ શહેરનો મત લ્યો તો, સાદાઈ, ગરીબો ઉપર શુદ્ધ પ્રેમભાવ, નિરભિમાન વૃત્તિ, લોકહિતસાધના ઇત્યાદિ સાચા ગુણો માટે 'રાવસાહેબ'ને બહુધા સર્વાનુમતે ઇનામ મળે એમ હતું. અભિમાન એ શી વસ્તુ છે, તે જ

હેમને કલ્પનામાં આવતું નહિં હોય એમ મ્હને તો લાગેછે. અકૃત્રિમ નિરભિમાનપણું હેમના જીવનમાં ઓતપ્રોત હતું. એ ખરું કે ગરીબોનું હિત સાધવામાં સ્વહસ્તે કરતાં પરહસ્તે વધારે કાર્ય કરાય એમ 'રાવસાહેબ'ને હાથે બનતું હતું. રાવસાહેબે અમદાવાદ છોડયું ત્યહાર પછી હમારે ઘેર તેમ જ હેમના બીજા મિત્રોને ઘેર હરદાસ માટે ટીપ, કોઇ દક્ષિણથી આવેલા ગરીબ બ્રાહ્મણ માટે દીકરીનું લગ્ન કરાવવા માટેની ટીપ, ઇત્યાદિ ટીપો આવતી ઘટી ગઈ. અલબત, દરેક ટીપમાં પ્હેલું નામ રાવસાહેબનું અને નામ સ્હામે આંકડો પણ સારી રકમનો હોય. માત્ર એ આંકડો લખવામાં જ; પેલાને મળવાનું તે તો મિત્રોએ ભરેલી રકમોનો સરવાળો થાય તેજ. આ યુક્તિથી બધા મિત્રો ભોમિયા થઈ ગયા હતા, અને 'રાવસાહેબ'ના નામ સ્હામે આંકડો છે જ નહિં એમ માનીને ચાલતા હતા. આ હેમની રીતિથી મિત્રો ચીઢાતા નહિં, રમૂજ મેળવતા હતા. એ વિલક્ષણ વ્યક્તિના બીજા સ્નેહોત્પાદક ગુણો આગળ આ વાત અલ્પબળ બની જતી હતી. અત્યારે સ્મરણપટમાં એ સમર્થ મૂર્તિ, સાદાઈના અવતારરૂપ, તીક્ષ્ણ બુદ્ધિના તેજથી તેજસ્વી, સદા આનંદભરી, કોરાઈ રહીછે, તે ઉપર માન, સ્નેહ, આદર, ઇત્યાદિ ભાવોની રંગચ્છાયા પડતાં એ સજીવ થઈ હૃદયને અપૂર્વ ઉલ્લાસ આપેછે. અત્યારે અમદાવાદને નગરજીવનમાં જીવતું રાખનારી એક પણ હેવી સમર્થ, વિલક્ષણ, મૂર્તિ કોઇ બતાવશો?

## ( ૭ )

## સ્વ. લાલશંકર ઉમિયાશંકર

**અમદાવાદ** પ્રાર્થનાસમાજના ખરેખરા જીવનબલરૂપ વ્યક્તિયો—**ભોળાનાથ, મહીપતરામ,** અને **લાલશંકર** એ ત્રણ ગણાય. **લાલશંકર** ઉમિયાશંકરનું જીવનચરિત લખવાનું આ સ્થળ નથી. પરંતુ હેમના કેટલાક જીવનપ્રસંગોનો સ્પર્શ કાંઈ કાંઈ કરવો પડશે. ગોપાળરાવ હરિ દેશમુખના એ કાર્ટશિરસ્તેદાર હતા, ત્હેની પૂર્વે હાઈ સ્કૂલમાં શિક્ષક હતા. સ્કૂલમાં શિક્ષક, સ્મૉલકૉઝકોર્ટમાં શિરસ્તેદાર, અને ત્યહાંથી સબોર્ડિનેટ જજ—એમ પગથિયાં બે ત્રણ જણ ચઢેલા ત્હેમાંના **લાલશંકર**નું નામ, અન્ય ગુણો તથા પ્રસંગોને બળે, ગુજરાતના સામાજિક અને ધાર્મિક ઈતિહાસમાં કાયમનું કોરાઈ રહેશે. **ભોળાનાથ**ના તથા **મહીપતરામ**ના સહકારી–પ્રાર્થનાસમાજના કાર્યમાં એઓ હતા; જો કે **મહીપતરામ**ના એઓ શિષ્ય હતા તેથી ત્હેમનાથી તેમ જ **ભોળાનાથ**થી વયે બહુ ન્હાના હતા તેથી બંનેથી અસમાન હતા. **ભોળાનાથ** અને **મહીપતરામ** બંનેના ઉત્સાહનો વારસો **લાલશંકર**ને મળ્યો હતો. **ભોળાનાથ**નું પ્રતાપી સ્વરૂપ તો હેમના પછી બીજામાં પ્રગટ નહોતું.

**લાલશંકર**ના ઉત્સાહને બળે હેમણે ઠેર ઠેર પ્રાર્થનાસમાજો સ્થાપી હતી; જે જિલ્લામાં હેમની બદલી થાય ત્હાં પ્રાર્થનાસમાજની સ્થાપના ખરી જ. વીરમગામના સબજજ તરીકે હેમને અમુક દિવસો ધોળકે પણ કોર્ટ ભરવી પડતી હતી; એ જે ઠેકાણે જાય ત્હાં પ્રાર્થના મંડળ ભરાય; તેથી હેમની જંગમ પ્રાર્થનાસમાજ, Travelling પ્રાર્થનાસમાજ, એ નામ રમૂજમાં



લાલશંકર ઉમિયાશંકર

[ પૃષ્ઠ ૫૬

મિત્રમંડળમાં અપાતું હતું. દક્ષિણમાં પંઢરપુર, અહમદનગર, વગેરે સ્થળોમાં લાલશંકરના ભક્તિભાવને લીધે, એક સાધુ જેવો મામલતદાર દક્ષિણમાં "દેવમામલતદાર" કહેવાઈ ગયો હતો તે નામસાદૃશ્યથી લાલશંકરને પણ દક્ષિણમાં લોકો "દેવમુનસફ" કહેતા હતા. પંઢરપુરનો અનાથ બાલાશ્રમ લાલશંકરને લીધે જ સ્થપાયો, ટકયો, અને વૃદ્ધિ પામ્યો હતો. એ સંસ્થા સ્થાપવાને અંગે હેમનો પરિશ્રમ અનહદ અને અનુપમ હતો.

બોલવામાં, ચાલવામાં સર્વ ક્રિયાઓમાં લાલશંકર ઉત્સાહબળને લીધે ધાંધળિયા, ઊતાવળા, લપલપિયા, જણાતા હતા. બોલતે બોલતે સ્મરણ-શક્તિની તપાસ, સુધારો. સ્થિરતા કરવાના વ્યાપારમાં—"ના; હેં ?—હા."—એ શબ્દો હેમના લક્ષણરૂપ બની ગયા હતા. જાતે મહેનત પુષ્કળ કરી, બીજા કનેથી કામ કરી કરીને લેવાની કળા હેમનામાં અજબ હતી. એમ કરવામાં જરાક સત્યને ધસારો પ્હોચે તો એઓ અચકાતા નહિં. "ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટિટ્યુટ"નું મકાન હેમના જ અથાગ અને અડગ પ્રયાસથી બંધાયું,—એ માટે ભોળાનાથ સ્મારક ફંડના રૂપિયા ૩૦,૦૦૦) લાલશંકર હોય નહિં ને એકઠા થાય નહિં,—મકાન બંધાતું હતું તે દરમ્યાન રોજ સ્હવાર સાંઝ દેખરેખ માટે લાલશંકર આવતા; મજૂરો કારીગરો સાંઝે ઊઠવાનું કરે, તો ઘડિયાળ ગૂંઝામાંથી કાઢીને, "હજી તો પાંચ પણ નથી વાગ્યા" કરીને ખોટો વખત પણ કહી દેતા. પરંતું આ લગભગ નિર્દોષ દોષ હતો. એ મકાન માટે કારવાર તરફથી ઇમારતી લાકડાં મગાવવાની ઇચ્છા લાલશંકરની થઈ; હું તે વખતે કારવારમાં નોકરી ઉપર હતો; અમદાવાદમાં એકવાર રજા ઉપર હું આવેલો તે વખતે લાલશંકર કહે—"સારાં સાગનાં લાકડાં કારવારથી ચઢાવીને મોકલશો!" મ્હેં કહ્યું: "લાવવાનું ખરચ બહુ થઈ જશે." તો કહે–"શું કામ થાય? ત્હાં ભાવનગર વગેરેના વ્હેપારીઓ છે, ત્હેમનાં વ્હાણ માલ લઈને આવે તે ભેગાં જરાક આપણાં લાકડાં મૂકાવી દેવાં, એટલે બસ!" મ્હેં કહ્યું કે "એમ તે બને? વ્હેપારી લોકોને એટલું ઘસાવું જ પડે ને? તે શા માટે ઘસાય? હું અમલદાર માટે મ્હારી શરમે જ એમ કરાવવું? એ મારાથી નહિં બને."—"જાઓ મ્હારા

ભાઈ! ત્હમે તો કાંઈ કામના નહિં."–કરીને હેમણે મ્હારો કાંકરો કાઢી નાંખ્યો !

લાલશંકરે દક્ષિણમાં નોકરી લાંબા વખત–વચગાળામાં કરેલી; તે પછી ગુજરાતમાં એ પાછા આવ્યા, ત્હારે સંગીતની માહિતી અને કળા પોતે લેતા આવ્યા એમ એઓ માનતા હતા; ખરું જોતાં રાગ, સૂર, તાલ–સર્વ વાતથી એઓ પ્રથમ તેમ જ પછી અસ્પૃષ્ટ જ હતા. મ્હારા પિતાએ ગુજરાતી સાહિત્યમાં મરાઠી છંદ અભંગ અને હિંડીનો પ્રવેશ અને પ્રચાર કર્યો હતો; લાલશંકરે દક્ષિણમાં અભંગ ગવાતા સાંભળેલા અને આવ્યા પછી હમને કહે–"ત્હમે પીલુ રાગમાં અભંગ ગાઓછો ખરા ?"—મ્હારા પિતાએ કહ્યું—"ત્હમે જ ગાઈ બતાવો."–ગાયું; ગાયું ? અવાજ કર્યો, જે'માં બાર સૂરમાંનો એકાદ રડયો ખડયો, ભૂલ્યો ચૂકયો, આવતો હતો; રાગ તો કલ્પવાનો જ. હમને રમૂજ પડી; હેમને લગારે ખોટું ન લાગ્યું.

પોતાના ઉપર બાલ્ય અથવા યૌવન કાળમાં જે મુરબ્બીઓએ ઉપકાર કરેલા ત્હેનું ઋણ સ્મરણચિહ્નની સ્થાપનાદ્વારા વાળવાના લાલશંકરના ત્રણ પ્રયાસોમાંથી પ્રથમ ગોપાળરાવ હરિના સ્મારકમાં નિષ્ફળ ગયા તે બહેચરદાસના પ્રસંગ વિશેના ઉલ્લેખમાં હું કહી ગયોછું; બાકીના બે પ્રયાસોમાં સફળ થયા; ત્હેનાં પ્રત્યક્ષ ચિહ્ન ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટિટયૂટ, અને મહીપતરામ અનાથાશ્રમ અમદાવાદમાં સાક્ષીરૂપ છે. લાલશંકરનું સ્મરણ તાજું રાખનારો હેમના જેવો કોઇ ખંતીલો, ઉદ્યોગી. આગ્રહી પુરુષ હજી સુધી પ્રગટ નથી થયો એ કે'વી ખેદની વાત ?

લાલશંકરની કીર્તિ હેમના "અંકગણિત" થી કાયમ રહેશે તે કરતાં વિશેષ દઢરૂપે હેમનાં સામાજિક અને ધાર્મિક કાર્યોથી સ્થિર રહેવાની. વિધવાઓને ન્યાય મળે, હેમની સ્વતન્ત્રતાનો નિરોધ કરનારી રૂઢિનું બળ તોડાય, એ દિશામાં હેમનો પ્રયાસ અવિરત અને આગ્રહયુક્ત હતો. જીવનમાર્ગનો અંધકાર દૂર કરી નવજીવનના પ્રકાશમાં મૂકાયલી અનેક વિધવાઓ

લાલશંકરને પિતાના જેવા પૂજતી હતી. જે'ણે આટલી બધી સુખી સંતતિ પોતાની પાછળ મૂકી ત્હેને કોણ નિઃસંતાનપણાનું દૂષણ દેશે.

મ્હારા પિતાના મરણ પછી, હમારા કુટુમ્બના સાચા અને અડગ મિત્ર એક લાલશંકર હતા. હેમની તરફથી મ્હને મળેલાં અનેક આશ્વાસનો, સહાયતા, ઇત્યાદિની નોંધ અહિં થાય નહિં. એ સત્પુરુષની આકૃતિ નયન આગળ પ્રત્યક્ષ થાયછેઃ ઊંચાઇમાં ઓછા, શરીર બાંધી દડીનું, આંખ્યો બુદ્ધિમય તીક્ષ્ણતાવાળી, મુખમુદ્રા આનન્દભરી, સમભાવ ઝરતી, એક કલાકમાં ચાર કલાક જેટલું કામ કરે હેવી ચાલાકીવાળું મન અને ચપળ શરીર–કોઇને પણ આઘાત ના કરનારી હૃદયની આર્દ્રતા,–ઇત્યાદિ ગુણો પ્રગટ કરતી મુખશોભા;–આ સર્વ રેખાઓમાં આત્માની ઉજ્જ્વલતાનું તેજ પૂરીને, ચિત્રકાર ! તું ચિત્ર ચીતરજે. મ્હેં માત્ર રેખાઓજ આપીછે.

## ( ૮ )

# અડધા સૈકામાં ગુજરાતની સ્ત્રીજાતિમાં રૂપાન્તર

" ગુજરાત " કાર્યાલયે આજ્ઞા કાઢીઃ આ વખતનો અંક "સ્ત્રી–અંક" નીકળવાનો; એટલે હેમાં કાં તો સ્ત્રીઓ જ લખે, કાં તો સ્ત્રી વિશેના લેખો આવે. આ સ્થિતિ મ્હારી આગળ મૂકાતાં બે મુશ્કેલીઓ ઊભી થઈ: સ્ત્રી બનીને લખવું એ અશક્ય, " ગુજરાત " ના તન્ત્રીને શું શક્ય બનશે, અથવા તે શું કરશે તે પ્રભુ જાણે. બીજી મુશ્કેલી એ આવી કે સ્ત્રી વ્યક્તિ વિશે સ્મરણમુકુરમાં લખવા માટે કેઈ વ્યક્તિ કાલક્રમનો ભંગ થયા વિના લખવી? આ બંને અડચણો દૂર કરવાને નવો માર્ગ આજે લઉંછું. "સ્મરણમુકુર" નો આરમ્ભ જે સમયમાંથી થયોછે ત્યારથી અત્યાર સુધીમાં ગુજરાતની સ્ત્રીજાતિમાં શાં શાં રૂપાન્તરો થયાંછે ત્હેનું સિંહાવલોકન કરી જવું; પૂર્ણ, સુરેખ, પ્રતિબિમ્બ આપવા માટે તો વધારે સામર્થ્યવાળી લેખની જોઇયે. આ રૂપાન્તરો વિવિધ દિશામાં થયાંછે: પ્હેરવેશમાં, રીતરિવાજમાં, જ્ઞાનવિકાસમાં, ધાર્મિકતામાં, હૃદયગુણમાં; અનેક દિશામાં. ટંકામાં મુખ્યમુખ્ય દિશા તરફ દૃષ્ટિપાત કરી સકાશે; સવિસ્તર દર્શન માટે તો પુસ્તક લખવું પડે. આ દૃષ્ટિક્ષેપ તળ ગુજરાત ઉપર-જ નંખાશે; કાઠીઆવાડને છોડી દેવો પડશે; મુખ્ય કારણ એ કે કાઠિઆવાડની સ્ત્રીઓનો પરિચય મ્હને પૂરેપૂરો નથી; જો કે:

" મરમર કરી વાતું કરે, ગરમર કરે અચાર,
પાવટડે પાણી ભરે. સોરઠ કેરી નાર. "

એ લોકકાવ્યમાં પ્રગટ થતી રસમય મૂર્તિ, અથવા તોઃ

"જ્યહાં પ્રેમભક્તિનાં ગાન ભક્તજને ગાયાં,
જ્યહાં સ્થળ સ્થળમાં ઇતિહાસ શૂરના સોહાયા,
એ અદ્ભુત દેશની બાળ સ્મરીને વીર સતી
સૌરાષ્ટ્રતણી સન્નાર પધારો ભાવવતી."

એ સંસ્કારોદ્બોધક સંસ્કારી કાવ્યપંક્તિયોમાં આલેખાયલી ચિત્તાકર્ષક છબી મ્હારા હૃદયના રસખંડમાં છપાયલી હોઈ પ્રાચીન સમયના ધ્વનિ મૂકભાવે સંભળાવેછે; પરંતુ આ અડધા સૈકાની કાઠિયાવાડી સ્ત્રી—જાતિસ્વરૂપે—મ્હારા નિકટ પરિચયની બ્હાર જ છે. તો તળ ગુજરાતને જ અવલોકીશું એટલે બસ થશે.

આ અડધા સૈકાના આરમ્ભકાળમાં પણ ભૂતકાળના આદર્શ આલેખતાં ગીતોમાં કે'વાં પ્રતિબિમ્બો પ્રગટેછે ?

ઘોઘાનો ઘાઘરો, બુરાનપુરી ચીર,
અતલસનું કાપડું તે રહ્યું ઠીકાઠીક,
ઝીણા મારુજી હો રાજ !

એ વર્ણનમાં ઘેરભરેલો, અનેક કરચલીઓ પાડેલો, ધમ્મર ઘાઘરો ઘૂમાવતી, અને 'ઠીકાઠીક' રહેલો અર્થાત્ તસતસતો રહેલો કમખો પ્હેરી યૌવનવિકાસમાં આનન્દ ભોગવતી, ગુજરાતની જૂના સમયની લલના નજર આગળ ખડી થાયછે. કમખો અતલસનો, મજબૂત વણાટના રેશમી કપડાનો; ઝીણા જાપાની, ચીનાઈ, વિલાયતી, ગાઝનો, કે "વાયલ" નો પોલકો નહિં; ફૂલેલી બાંહ્યો ને લેસની ઝાલરો લટકાવેલો નહિં, પણ 'ઠીકાઠીક,' સજ્જડ, રહેલો કમખો.

બીજું ચિત્ર—

ઝીણા ઝરમર વરસે મેહ, ભીંજે મોરી ચુંદલડી;
લાગ્યા નંદકુંવરશું નેહ, ભીંજે મોરી ચુંદલડી;
લાખ ટકાની મ્હારી ચૂંદડી, માંહિ ટપકી ઝીણી અમૂલ રે,
પાંચ પટાનો ઘાઘરો, ને ફરતાં મેલ્યાં ફૂલ;
ભીંજે મોરી ચુંદલડી.

વિવેચન કરી છબી ફોદી નહિં નાંખું; ધાધરો ઢંકાય, ના ઢંકાય, ફરતાં ફૂલ નાચતાં જણાય, ના જણાય, હેવી 'ઓઢણી' આ ચૂંદડી શબ્દમાં સમજવાની છે એટલું કહી દઉં.

એ મારવાડ, રજપૂતસ્થાનના સંસ્કારવાળો વેશ ભૂતકાળને સોંપીશું. આજથી ૫૦—૫૫ વર્ષથી જ આરમ્ભ કરીશું. મ્હારી માતાની છબી જોઉંછું; જન્મ પછી જે'નું મુખ પ્રથમ દીઠું તે. નાકમાં, કાનમાં, કોટમાં, હાથમાં, પગમાં ઘરેણાં કાંઈક આગળ પડતાં: સાડી શરીરનાં સર્વ અંગોનું સુભગ સંગોપન થાય એમ પ્હેરેલી; લાંબી, કૂણીને અડકતે અટકેલી બાંહ્યોની, ગળા સુધી રક્ષણ કરનારી, કમખાચોળી; વાળ કાંઈક કપાળ ઉપર નીચા હોળેલા; કપાળમાં કંકૂની આડ, નહિં મ્હોટી, નહિં ન્હાની; માથા ઉપર લૂગડું જરાક જ તિરકસ, વધારે ભાગે સીધું રહી એક કાનની ધારને કોર અડકે ન અડકે એમ રહેલું;—આ છબી આજ જોવામાં કહિં નહિં આવે. એ જમાનો કમખા પ્હેરવાનો પણ હતો; વિશેષ ભાગે કમખા જ સ્ત્રીઓના ત્રણ વસ્ત્રમાંનું એક હતું,—ચણિયો, સાડી, અને કમખો. કબજાએ કમખાનું સ્થાન લેવાનો આરમ્ભ એ સમયમાં કમખાચોળીથી થયો લાગેછે. છતાં તે પછી લાંબા કાળ સુધી કમખાનું રાજ્ય ચાલ્યું હતું; ટાઢયના દિવસોમાં કમખાચોળી કે કબજો, બાકી કમખો જ, જેનું કાર્ય સ્તનાંશુક શબ્દમાં સમાય હેવું જ, વાંસાનું રક્ષણ બિલકુલ થવાનું નહિં, તેમાં કોક નીચેનો ભાગ પણ અનાચ્છાદિત રહેવાનો; વાંસા ઉપર માત્ર બે કસોની દોરીઓ આવે તે આચ્છાદન ગણાય તો જુદી વાત.

એ સમયમાં કન્યાશાળા એ વસ્તુ અસ્તિત્વમાં નહોતી; છતાં મંમાને લખતાં વાંચતાં ગૃહસંપ્રદાયથી આવડતું હતું. નાગર સ્ત્રીઓ વિશે ભવૈયાના એક ઉખાણામાં દ્યોતક પંક્તિયો છે:

"નાગરવાડા કેમ જાણિયે ?"—એ પ્રશ્ન પૂછાતાં ઉત્તર મળેછે:—

"ન્હાનીશી નાર, ને નાકમાં મોતી,
પિયુ પરદેશ, ને વાટડી જોતી,
લખે કાગળ ને નિર્ગમે દહાડા,—
એણી એંધાણીએ નાગરવાડા."

શરીરની નાજૂકાઈ, ધનસંપત્તિ, નાગર પુરુષની દેશાટન કરવાની સાહસશક્તિ, નાગરાણીની પતિપરાયણતા, એ લક્ષણોનું વ્યંજન કરનારા આ વર્ણનનાં અંગો સાથે 'લખે કાગળ' એ લક્ષણમાં નાગરાણીની શિક્ષિત સ્થિતિ પણ વ્યંજનાથી જણાવીછે, તે, પ્રકાશ અન્ધકારને સબળ બનાવે તે ન્યાયે. નાગરભિન્ન સ્ત્રીઓની અશિક્ષિત દશાને વિશેષ દૃઢતાથી પ્રદર્શિત કરેછે. નાગર, બ્રહ્મક્ષત્રી, કાયસ્થ એ ત્રણ મુખ્ય पांढरपेशा વર્ગ ઉપરાંત, હેમની સમીપ આવતા વિરલ વર્ગમાં સ્ત્રીઓ શિક્ષિત હતી; પણ કાગળપત્ર લખે વાંચે, વિષ્ણુસહસ્રનામનો પાઠ કરે, ગીતાજી (વખતે) વાંચી જાણે, કેટલાંક સ્તોત્રો ભણી જાણે, એટલી મર્યાદા એ સમયના સ્ત્રીશિક્ષણની હતી. આ સ્થિતિમાં રહેલી ઊનતાનું પૂરણ અન્ય રીતે થતું; ભજનો, પદો, ઇત્યાદિ મુખપાઠ હોઈ, પુરાણાદિકની કથાના શ્રવણથી મળેલી બહુશ્રુતતા, ઊનતા-પૂરક બનતી.

સાંસારિક અને આર્થિક સ્થિતિનું પ્રતિબિમ્બ દર્શાવનારી લગ્નાદિક પ્રસંગોમાં ગવાતાં ગીતોમાંની એક પંક્તિ યાદ આવેછે:

"કાઠા તે ઘઉંની રોટલી,
ને ગળગળિયો કંસાર,
ભેગાં બેશી આરોગિયે,
જો પૂજ્યા હોય મોરાર."

હાલના વખતમાં કાઠા ઘઉંને કોણ અડકશે ? જૂના સમયમાં એ ઉત્તમ પદાર્થ ગણાતો જણાયછે. આ પંક્તિયોની પૂર્વે "જે'ને તે પેટ ચાર દીકરા," "ચારે તે વહૂ પાયે પડે," ઇત્યાદિ વચનોનો સંદર્ભ આવેછે તેથી 'ભેગાં બેશી આરોગવા'માં સંયુક્ત કુટુમ્બની સંસ્થાનું દર્શન થાયછે. હાલ પણ એ સંસ્થા લુપ્ત નથી થઈ; પરંતુ વ્યક્તિવાદનાં બળોએ એ સંસ્થાનો દુર્ગ ઠેર ઠેર તોડી નાંખ્યો તો છે જ. સંયુક્ત કુટુમ્બની દૃઢતાનો પાયો જેમ સ્ત્રીવર્ગ હતો, તેમ એ સંસ્થાને અનિષ્ટ બનાવી હેનું બળ શિથિલ કરનાર પણ ઈર્ષ્યા, કલહ, ઇત્યાદિ ઉત્પન્ન કરનાર સ્ત્રીવર્ગ જ હતો. પરંતુ આ અપ્રાસંગિક વિષય આટલેથી જ બસ કરીશું.

સ્ત્રીવર્ગને એ પ્રાચીન, એટલે આજથી અડધા સૈકા ઉપરાંતના, સમયમાં સાંસારિક જીવનમાં દૃષ્ટિમર્યાદા કાંઈક સંકુચિત હતી; આડોશીપાડોશી, મિત્રવર્ગનાં કુટુમ્બ, વગેરેમાં મળવા કરવા જવું; જ્ઞાતિભોજન. લગ્નાદિક પ્રસંગે ઓરિયો વીતાડવો, મરણપ્રસંગે ઉત્તમ સાડી કમખા પ્હેરીને રોવા કૂટવા જવું, નિત્ય કાર્યમાં દેવદર્શને જવું અને ત્હાં સખીમંડળ સાથે સુખદુઃખની વાતો કરવી;—આ મર્યાદાનો વિકાસ ક્વચિત્ યાત્રા કરવા જવાય ત્હારે કાંઈક થતો. ધાર્મિક વૃત્તિ તરફ જોતાં, એ સમયમાં વ્હેમી વિચારને પોષક છતાં હૃદયભાવને ઊંડો સ્પર્શ કરનારી પ્રવૃત્તિ સબળ હતી. ગળામાં રુદ્રાક્ષની માળા પ્હેરી હાથમાં ગૌમુખી લઈ, એકાગ્રભાવે પૂજા કરનારી વૃદ્ધ બાઈનું ચિત્ર અહિં મૂકેલું છે. તે એ સમયની સ્થિતિની કાંઈક કલ્પના આપશે.—એક સ્મૃતિગ્રન્થમાં જાણ્યામાં કહ્યું છે કે પ્રત્યેક યુગમાં બાકીના ત્રણ યુગ પણ પ્રવર્તે છે; એ ન્યાયે આ મ્હારું સમયદર્શન હાલના સંસારને પણ ક્વચિત્ લાગૂ પડી સકે એમ છે. આજથી છ એક વર્ષ ઉપર અમદાવાદમાં એક જૂના આચારવિચારના ગૃહસ્થને ઘેર હું ગયો; બારણાં ઊઘાડ્યાં તો ચૉકની પેલી મરની પડાળી ઉપર એ વૃદ્ધ ગૃહસ્થ અને હેની પત્ની સ્નાનશુદ્ધ થઈ પાટલાઓ ઉપર બેઠેલાં, હાથમાં ગૌમુખી, કપાળે ભસ્મરેખાઓ, નેત્ર મીંચેલાં, આસપાસના સર્વ પદાર્થને ભૂલી ગયેલાં, ગમ્ભીર ધ્યાનમાં પડેલાં દીઠાં; મ્હારો પગરવ પણ હેમણે સાંભળ્યો નહિં; હું ક્ષણ વાર અસાધારણ માનવૃત્તિથી આ હૃદયસ્પર્શી ચિત્ર જોતો ઊભો રહ્યો, અને લગાર પણ ખખડાટ કર્યા વિના ચાલ્યો ગયો. આ દર્શનમાં જે ધાર્મિક ભાવની વિશુદ્ધિ જણાઈ તે 'જે! જે!' કરી મન્દિર તરફ દોડતા ભક્તોમાં, કે કાંસીજોડા કૂટી મંડળીઓ લઈને જનારા યાત્રાળુમાં, કે પ્રાર્થના કલ્હારે પૂરી થશે એમ વાટ્ય જોતા પ્રાર્થનાસમાજના ઉપાસકોમાં ક્યાંથી હોય?—અસ્તુ.

## (૨)

ગુજરાતના સ્ત્રીવર્ગનાં રૂપાન્તરોનું દર્શન કરવામાં પાછલાં ૬૦–૭૦ વર્ષના કડકા શી રીતે પાડવા? જમાનો તો ૩૦ વર્ષનો ગણાયછે. આ રૂપાન્તરો તો દસકા દસકામાં નજરે પડેછે. છતાં એ સમયના વિભાગ,



ગળામાં રુદ્રાક્ષની માળા પહેરી હાથમાં ગૌમુખી લઈ,
એકાગ્ર ભાવે પૂજા કરનારી વૃદ્ધ બાઈ.

[ પૃષ્ઠ ૬૪

આરમ્ભ અને અન્તની મર્યાદા દૃઢ સ્થપાય એમ, કરવા અશક્ય છે. ઇન્દ્ર-ધનુષના રંગ એકબીજામાં કે'વા સરકી જાયછે, છાયાઓ કે'વી એકમાંથી બીજામાં સરી જાયછે! તેમ આ રૂપાન્તરોનાં ક્રમણો છે. માટે દૃઢ વિભાગ મર્યાદાઓ આંકયા વિના જ ચાલીશું. બીજા ક્રમનું પ્રતિબિમ્બ ચિત્ર નંબર ૩ માં જણાશે. ચોળી–કાંઇક કમખાચોળી જેવી જ અને ટૂંકી બાંહ્યની, હાથમાં સાંકળાં, બંગડીઓ, ચુડીઓ; જમણી કૂહૂણી ઉપર કડું કે વાંકડું; કાનમાં કાંટા, વેણુ; નાકે વાળી; પગમાં જાડાં કલ્લાં; સાડી માથે તિરકસ ગોઠવાતી હોડેલી;–એ નવો વિકાસ બતાવેછે. એ સમયમાં શુદ્ધ કમખો હજી પ્રચારમાં હતો જ; રુચિપરત્વે હેનો સ્વીકાર થતો. એ જ સમયમાં ઊઘાડા પગ પણ રહેતા અને સપાટ કે સ્લિપર પણ પ્હેરાતાં. ચિત્ર નંબર ૪ માં આ દૃષ્ટિગોચર થશે; તેમ જ ચિત્ર નંબર ૫ માં.

આ સમયમાં કન્યાશાળાઓનાં દ્વાર ઊઘડેલાં હતાં. આ સમયમાં છોકરાઓના ભેગી છોકરીઓ છૂટી છવાઈ ભણતી હતી. સ્વતન્ત્ર કન્યા-શાળાઓ પ્રગટ થતાં સ્ત્રીવર્ગની જ્ઞાનમર્યાદાને કાંઇક વિકાસનો પ્રસંગ મળ્યો. હજી બાકી બહુ હતું. પરંતુ પૃથ્વી ભરતખંડ કરતાં મ્હોટી છે, ત્હેમાં વિવિધ પ્રજાઓ વસેછે, ઇત્યાદિક ભાન થવા માંડયું. સંગીતનું શિક્ષણ દાખલ થયું નહોતું. પરંતુ ગરબાની સંસ્થાનું બળ ઈ. સ. ૧૮૬૦–૭૦ માં જે હતું તે સંગીતવૃત્તિને પોષક હતું એટલું જ નહિં, પણ એ સમયની ગરબા ગાવાની પદ્ધતિમાં જે આકર્ષકતા હતી, તે હાલના સમયમાં જોવામાં આવતી નથી. તાલ અને સુરની સાચવણી તે સમયમાં થતી તે હું હવે કવચિત્ જ દેખુંછું. હાલની રંગભૂમિ ઉપર વિકાસ પામેલી, અને મુંબાઈની કન્યાશાળાઓમાં પ્રવેશ પામેલી, ગરબીમાં વિવિધતા આણવાના પ્રયાસમાં કાંઇક અતિ કૃત્રિમતામાં પડી જતી, અને તાલયોજનામાં પગ ઠોકવાના લટકાને સ્થાન આપતી, ગરબાની પદ્ધતિમાં એ જૂની પદ્ધતિનું સાદું સૌન્દર્ય મ્હને જડતું નથી. હું સાતેક વર્ષનો હોઇશ તે વખતનું એક ચિત્ર મ્હારી દૃષ્ટિ આગળ ઊભું થાયછે: સ્થળ:–અમદાવાદ શહેરની બ્હાર, દક્ષિણ દિશામાં આવેલો નવાપરાની બહુચરાજી માતાનો ચોક; સમય:–પાછલો પ્હોર, સન્ધ્યાકાળ

પૂર્વનો; આ સ્થળે અને આ સમયે પંદર વીસ તરુણ સ્ત્રીઓ ગરબે ગોઠવાઈને ઊભેલી, ગરબા ફરતી ફરતી અટકીને સાખી ગાયછે; બે જણીઓ ગવડાવેછે, ને બાકીનીઓ ઝીલેછે.

> "રુમ ઝુમ વાગે ઘૂઘરી, લટકણિયાળી ચાલ,
> ખીંટડિયાળા કેશ છે, ત્હારાં કામણગારાં નેન;"

સાખી પૂરી થતાં જ, સાખીના મન્દ પ્રવાહમાં અંતર્ગૂઢ રહેલા તાલમાનના સૂક્ષ્મ ઝરણાની જોડે સંવાદિતાથી સંકળાઈ જતા પ્રગટ તાલવાળી પંક્તિયો ગવાયછેઃ

> "હું તો ઊભો રહ્યાછું વાટે, વ્રજની નારી રે,
> ત્હારું મુખ જોવાને માટે, રાધે પ્યારી રે."

બાલ્યકાળના સંસ્કારે વિશેષ રંગ આ ચિત્રમાં પૂર્યો હશે કે કેમ? પણ મ્હને એ ચિત્રમાં રહેલું સાદું સૌન્દર્ય,—સાદું છતાં વિશિષ્ટતાવાળું સૌન્દર્ય—હજી પણ મન્ત્રમુગ્ધ બનાવેછે.

ધાર્મિક દૃષ્ટિ આ મધ્યસમયની સ્ત્રીઓની કે'વી હતી? જૂના વિચારો, સંસ્થાઓ, હજી હેમના મનને પોતાની પકડમાં રાખી રહ્યાં હતાં. પરંતુ એ પકડ કાંઈક શિથિલ થવાનાં ચિહ્ન જણાતાં હતાં. કાંઈક "ખાવું, પીવું, ખેલવું," હેમાં આ જીવનકાર્યની સમાપ્તિ હોય એમ એ સમયના સ્ત્રીવર્ગનાં મન ઉપર છાપ પડી હશે એમ લાગેછે.

હવે એક દસકો આગળ આવિયેઃ ચિત્ર ૬ ઠું જુવો. સાડી ડાબી બગલમાંથી સર્જ્ડ તણાઈને જમણા ગાલ ઉપર થઈ, માથાના જમણા પાસા ઉપર થઈને, જરાક તિરકસ ગોઠવાયલી, ડાબા કાનને અડકી ના અડકી, ડાબા હાથની પાછળ દૃઢ રહેલી છે; જમણા હાથનું સંગોપન કરીને, છતાં ખભા ઉપર પાલવ તરફની કોરયવાળો છેડો જમણા ખભા ઉપર સાદા સૌન્દર્યથી રચાયોછે; કૂહણી ઉપર અટકતી મ્હોળિયાવાળી કબજાની બાંહ્ય, ગળા સુધી પ્હોચતો કંઠનો કાપ, હેવો વિનીત છતાં સુરેખ કબજો, શોભા અને મર્યાદા બંનેને પુષ્ટિ આપેછે; નાકમાં વાળી નથી;



ચિત્ર નં. ૫

[ પૃષ્ઠ ૬૫

કાનમાં આછા કાંટા છે; કપાળમાં નહિં મ્હોટો, નહિં ન્હાનો, હેવો કંકુનો ચાંલ્લો છે; માથાના વાળ, નહિં નીચા હોળેલા, નહિં ઊંચા હોળેલા, નહિં ફૂલ પાડેલા, સ્વાભાવિક પણ સુન્દર, સાદી રચનામાં સુરેખ હોળેલા, સીધી સેંથીથી વિશેષ સુરુચિયુક્ત બન્યાછે.

આ સમયમાં સ્ત્રીશિક્ષણ આગળ વધ્યુંછે, કાંઈક અંગ્રેજીનું જ્ઞાન મળવાનાં સાધન આરમ્ભાયાંછે. વિદ્યાભ્યાસ ઉપર અભિરુચિ વધતી જણાયછે. સંગીતશિક્ષણ ગરબીઓ દ્વારા શાળાઓમાં પ્રવિષ્ટ થયુંછે. 'નવલ ગરબાવળી' અને બાપાલાલની 'સુબોધ ગરબાવળી' અને સૂરત તરફ 'વલ્લભ ગરબાવળી'એ શરૂ કરેલી પ્રથાને ચાલૂ રાખી વિશેષ રુચિકર સ્થિતિ પ્રગટ કરીછે. દયારામની ગરબીઓનો સમય ભૂતકાળમાં વિલીન થયો. આ સંગીતદૃષ્ટિયે ખેદજનક વાત છે.

ધર્મભાવનાનો કાંઈક વિકાસ આ સમયમાં થયો જણાયછે. પ્રાર્થના-સમાજે પ્રેરેલી ધર્મવૃત્તિ અંશતઃ ઘણાં ગૃહમાં સુખશાન્તિપ્રદ થતી જણાયછે, જો કે ઊંડી ધર્મદૃષ્ટિ તો કહિં પ્રાપ્ત થઈ દેખાતી નથી.

## ( ૩ )

હવે રૂપાન્તર કાંઈક ઉત્કટરૂપે દૃષ્ટિગોચર થાયછે. ઉપર પછીનો દસકો નયન સમક્ષ આવતાં એ સ્થિતિ જણાયછે. એક શિષ્ટ વર્ગની સ્ત્રીએ વાંકી સેંથી પાડી, અંબોડો નવી રીત્યનો ગૂંથીને બોચી ઉપર ઢળતો રાખ્યો. એક "ડ્વિનિંગપાર્ટી"માં બધી બીજી સ્ત્રીઓ આ જોઈ રહી, કાંઈક ટીકા થઈ, કાંઈક અનુકરણની વૃત્તિ થઈ; પાર્ટી વિસર્જન થતાં વાંત એ સ્ત્રીની સહચારિણીઓ જોવા આવી; "અલી ! ત્હારો અંબોડો ને વાંકી સેંથી બતાવ." પણ પેલીએ તો વાળ બીજી રીતે હોળી નાંખી સાદો અંબોડો વાળી દીધો હતો !—જાણ્યામાં આ સમયથી વાંકી સેંથીનો પ્રચાર શરૂ થયો. દક્ષિણની સ્ત્રીઓમાં ઊઘાડું માથું રાખવાના રિવાજે કરેલી અનુકૂલતાને લીધે માથામાં ફૂલ, ગજરા (વેણી), પ્હેરવાનો રસિક પ્રચાર છે તે ગુજરાતમાં માથે લૂગડું હોડવાની રીત્યને લીધે ગુજરાતી સ્ત્રીઓની શૃંગારરચનામાં ઊન

અંશ રહી ખામી આણેછે. છતાં અમુક પ્રસંગે, અથવા કોઇ કોઇ વ્યક્તિઓની રુચિને બળે, માથે હોડેલા લૂગડા નીચે અંબોડા ગજરાથી વીંટાયલા જોઇયે છિયે. તેમ જ fancy dress—સ્વચ્છન્દશૃઙ્ગાર–તરીકે ઊઘાડા માથામાં અંબોડામાં ફૂલ રસિક રીત્યે ખોસવાના પ્રકાર તે અપવાદ સ્થિતિ જ છે. આ રીત્યની શૃંગારરચનાનો આરમ્ભ પણ ઉપર નોંધેલા પ્રસંગથી જ થયેલો સ્મરણમાં આવેછે.

એ જ સમયમાં એક નવા શૃંગારરચનાનો આરમ્ભ થયોઃ જમણા ખભા ઉપર લૂગડાનો પાલવ કે છેડો, અથવા અધવચનો સળ, રસિક રીતે ગોઠવીને Safety-pin brooch (સેફ્ટી-પિન બ્રચ) ખોશીને માંહિ ફૂલ પાંદડાં લટકતાં ગોઠવવાં. પ્રથમ આ રચના ઉપર ટીકાના પ્રહાર થયા. અને અંતે એ પ્રહાર કરનારાંએ જ એ પદ્ધતિ સ્વીકારી. દસકો બે દસકા વીતતા પ્હેલાં તો ફૅશનનું રાજ્ય વ્યાપી ગયું; સેફ્ટી–પિનો સાડીમાં સાત ઠેકાણે; છાતીનો છેડો ડાબા બગલમાં સજ્જડ રહી જમણા ખભા સુધી સુશ્લિષ્ટ, તિરકસ જવાને બદલે, ઝૂલતો, વીલો, છાતીનું સંગોપન કરવાનું કર્તવ્ય તજતો, સુરુચિને તૃપ્ત કરતી સુપ્રમાણતાનો અનાદર કરતો ફૅશનની વિજયપતાકા રૂપ ફરફરવા લાગ્યો; વાંકી સેંથી; માથાના વાળનાં ફૂલ પાડી કપાળને સુરુચિને આઘાત આપે તેમ ઢાંકવાનો મોહ; દેહલતાને સુભગ રીતે છાજે કે ના છાજે પણ ફૂલેલી, ટૂંકી, ટૂંકી, ટૂંકી, ભુજના અડધા ભાગથી વધારે ભાગને ફુરૂપતા અર્પી પ્રગટ કરતી ટૂંકી બાંહ્યો, ત્હેને ઝાલરનાં લટકણિયાં; અંગયષ્ટિની સુરેખ ઘટનાને અનુકૂલ રહેતી સાડીની સુશ્લિષ્ટ રચનાને દૂર ફેંકી દઇ, ઘાઘરા જેવા સાડીના કલ્લા—આગળ, પાછળ, આજૂ બાજૂ—ખોશી કોળણો જેવી અરુચિકર રચના; પગની ઠોકરે સાડીની કોર ફાટે, અથવા રસ્તામાં લુગડાના ફફડાટ વડે ઝાડૂ વળાય એટલાં નીચાં પ્હેરેલાં લૂગડાં;—ઇત્યાદિક અતિ કૃત્રિમ,–સૌન્દર્ય, સુરુચિ ઇત્યાદિ ગુણોને વિરોધી–વેશયોજના પ્રચારમાં આવી. ચિત્ર નંબર ૭ માંમાં આ વર્ણનનો બહુ ભાગ પ્રતિબિમ્બિત થયેલો જોશો. કપાળમાં ચાંલ્લાનો પણ લાગ થયેલો જોવામાં આવશે. આ ચાંલ્લો અસલના સમયમાં પ્રચારમાં હતો, વચમાં

જતો રહ્યો હતો, હવે પાછો સુભાગ્યે સૌન્દર્યદેવીની આજ્ઞા માનીને–પુનરુદય પામ્યોછે. એ ચાંલ્લાનાં સ્વરૂપ–ઝીણી ચાંપથી માંડીને કપાળના પ્રમાણ જોડે વિરોધ આવે એટલા મ્હોટા ડબકા સુધી–હવે નજરે પડેછે. કપાળમાં ચ્હોડવાના ચાંલ્લા–ચળકતા, સફેદ, લીલા, લાલ,—તે તો પ્રાસંગિક શૃંગાર-રચનાના અંશ છે. પણ તે હવે કાંઈક લુપ્ત થવાનાં ચિહ્ન જણાયછે;—અને તે માટે સૌન્દર્યદેવી અશ્રુપાત જ કરશે.

રસિક વાચકને આ ચિત્રપરંપરામાં એક વાત જણાઈ આવી હશે;—નાકની વાળીનું આરમ્ભકાળમાં પ્રાધાન્ય, મધ્યકાળમાં અને છેવટના કાળમાં ત્હેનો ત્યાગ. પરંતુ નાકમાં જડ–એક જ નંગની બુટ્ટી—એ નાકની વાળીનું સ્થાન લેતી હાલ કવચિત્ જોવામાં આવેછે. જડથી સૌન્દર્ય કાંઈક વધારે દીપે છે હેની ના નહિ કહેવાય. પરંતુ ઇતિહાસ શું કહેછે? મુસલમાનોનો ભરતભૂમિમાં પ્રવેશ થયો તે પૂર્વે નાસાભૂષણ આ ભૂમિમાં કંહિ પણ જાણમાં નથી–સાહિત્યમાં, કોશમાં, કહિં એ ભૂષણ માટે નામ નથી. એટલુંજ નહિં પણ મૂળમાં નાકની વાળી તે ગુલામગિરીનું ચિહ્ન હતું, તે સ્ત્રીઓ પુરુષની ગુલામ છે એ ભાસ ઢાંકવાને સ્ત્રીજાતિની સૌન્દર્યમોહની બુદ્ધિને જરાક ખુશ કરનારો પ્રચાર શૃંગારરૂપે વાળીને ગણાવીને થયો. આજના સ્ત્રીસ્વાતંત્ર્યના જમાનામાં નાકની વાળીનો ત્યાગ તે પુરુષોની નીચે ગુલામગિરી સ્હામે અણધાર્યાં બલવાનું જ ચિહ્ન ગણીશું?

બીજું; છૂંદણાં. અસલ સૌન્દર્યવર્ધક અને પુરુષનું ધ્યાન તે સ્થળે જડી લેઈને આકર્ષક વસ્તુ તરીકે છૂંદણાં,–ગાલમાં, હડપચીની વચમાં ધાર ઉપર, કપાળમાં ઝીણા ટપકા જેટલાં—છૂંદાવવામાં લલનવર્ગને આનન્દ થતો હતો. હવે એ પ્રચાર ઘસાવા લાગ્યોછે. સ્વાભાવિક સૌન્દર્ય જેવું પુરુષોના નયનોને જડી લેનારું વશીકરણશસ્ત્ર બીજું શું છે? સૌન્દર્ય હોય તો અન્ય વશીકરણશસ્ત્ર પુનરુક્ત છે; સૌન્દર્ય ના હોય તો તે શસ્ત્ર નિષ્ફળ છે.

કાનનાં ભૂષણમાં આ દેશનાં જૂના સમયનાં લોળિયાં, વિલાયતી ફૅશનનો પ્રવેશ થતાં પ્રચારમાં આવેલાં "ઇઅરિંગ" (ear-rings), વગેરેની

ગણના કરવા નહિં બેશિયે. પણ એટલું નોંધીશું કે 'અરિંગ' નો પ્રવેશ ૪૦–૪૫ વર્ષ ઉપર થયો, કેટલાંક વર્ષ તે ટક્યાં, અને હવે વિરલ વ્યક્તિયો જ આ ભૂષણનો આદર કરેછે.

ચસમાં? ચસમાં રહી ગયાં! આજથી પચાસ વર્ષ પૂર્વે ચસમાં તે ઉત્તરાવસ્થાની દૃષ્ટિશક્તિની ક્ષીણતાનું અંગ હતું. 'ચાળીસાં' શબ્દ જ એ સ્થિતિસૂચક છે. હવે પુરુષને તેમ જ સ્ત્રીને તરુણવયમાં પણ ચસમાં પ્હેરવાં તે સાધારણ વાત છે. આ સ્થિતિ ફૅશનની સેવાનું પરિણામ નથી; સામાન્ય રૂપે તો નથી જ. કોઇ વ્યક્તિને સંબન્ધે એ મોહનું ફળ હશે તે જુદી વાત. આ સ્થિતિનાં કારણો અન્યત્ર જડશેઃ જૂના સમયમાં 'બાવળિયા' નું ભરત ભરવા જેવા કામમાં આંખ્યની ઝીણવટનો ખપ પડતો તે માત્ર વિરલ સ્થિતિ હતી; બાકી વાંચનની ઊનતા; ત્હેમાં હાલના સમયનાં ઝીણાં ઝીણાં ટાઈપ અને નઠારા કાગળોનો તે સમયમાં અભાવ; એ સ્થિતિને લીધે આંખ્યોને શ્રમ ઓછો પડતો હતો. હવે ચોગમથી આંખ્યોને આઘાત કરનારાં બળ પૂર જોસમાં પ્રવર્તેછેઃ શિક્ષણને અંગે ઝીણાં ટાઈપ, નઠારા કાગળ,—ખાસ વર્તમાનપત્રોમાં એ વિનાશક અંશોનું સામ્રાજ્ય—શાળા, કૉલેજ, વગેરેના અભ્યાસનો પ્રવેશ;—ઇત્યાદિ કારણસમૂહ ચસમાંના વ્હેપારીને મિત્રરૂપ થઈ પડયોછે.

વિદ્યા, જ્ઞાન, એ ક્ષેત્રમાં આ પ્રસંગ આપણને સહજ લઈ જશે. પાછલા બે દસકામાં સ્ત્રીશિક્ષણે કાંઇક સબળ છલંગો મારીછે; અજ્ઞાનરૂપી અસુરગજનાં ત્રણ ફલંગોમાં આક્રમણ કરનાર એ નવો ત્રિવિક્રમરૂપ વામનાવતાર થયાછે. વ્યાપકરૂપે નહિં, પરંતુ તીવ્રરૂપે શિખર જેવી સ્થિતિ સ્ત્રીશિક્ષણની થઈછે; તેથી જનસમૂહમાં હજી સ્ત્રીવર્ગ અશિક્ષિત છતાં, અમુક મર્યાદિતવર્ગમાં ઉચ્ચશિક્ષણ સુધી ગુજરાતની લલના ચઢી સકીછે. આ શુભ સ્થિતિની પાછળ કાંઇક હાનિની છાયા પણ જણાશે; અમુક લાભ, તો અન્યત્ર લબ્ધ સંપત્તિનો નાશ. એ ક્રમ જીવનક્રિયામાં સતત ચાલેછે; એ નિયમની પ્રવૃત્તિ અહિં પણ જોવામાં આવશે. વ્યક્તિયુગના સારા અંશ સાથે અલ્પપણે માઠા અંશ પણ પ્રવેશ પામ્યાછે. સ્ત્રીઓમાં જ્ઞાનવિકાસની

સાથે આપબળ, સ્વમાન, જીવનયુદ્ધમાં અસહાય ઝૂઝવું પડે તો તે માટે યોગ્ય સામર્થ્ય, આવ્યાં જણાયછે, આવતાં જણાયછે, તો તે સાથે કાંઇક અતિ સ્વતંત્રતા, અતિ પ્રગલ્ભતા, ઇત્યાદિ શોચનીય લક્ષણો પણ દેખા દેછે. પરંતુ આ અચિરસ્થાયી છાયા છે. પરંતુ, જરાક વિશેષ શોચનીય વાત તો ધાર્મિક સ્રોતની શુષ્કતા–તે છે. સર્વસાધારણ વચન ના જ વપરાય. પરંતુ જ્ઞાનનું સાફલ્ય ધાર્મિકતાના વિકાસમાં છે તે વિચારતાં છેલ્લા બે દસકાના સ્ત્રીવર્ગના વિકાસમાં ધાર્મિકતાના તત્ત્વનું દર્શન અલ્પાંશે થાયછે. પરંતુ સુચિહ્ન—ચક્રના ઉન્નત ક્રમણનાં ચિહ્નો—ગૂઢ, અગૂઢ, જણાયછે એટલું આશ્વાસન છે. સમાજસેવાની ભાવના સ્ત્રીવર્ગમાં વિકસવા લાગીછે, અને એ ક્રમથી પેલી મેર ધાર્મિકભાવના આછા પડદામાંથી સુંદર દર્શન દેછે એમ મ્હને લાગેછે. હજી વ્યાપક રૂપે આ ભાવનાઓનો વિકાસ તો, બેશક, દૂર, દૂર- સુદૂર છે. તથાપિ આશાને સ્થાન છે.

સ્ત્રીશિક્ષણમાં સંગીતકલા–સૌન્દર્યદેવીની માનીતી પુત્રી સંગીતકલા–આ બે દસકામાં વિશેષ આદર પામીછે. પરંતુ જે દિશામાં કન્યાશાળાઓ-માં એ શિક્ષણની પ્રવૃત્તિ જણાયછે તે તો ખેદજનક છે. હાર્મોનિયમ–ખરી સંગીતદેવીને આઘાત આપનારૂં. વિરૂપ કરનારૂં હાર્મોનિયમ–આ સંસ્થાઓ-માં બહુ પ્રચાર પામ્યુંછે. "મ્હને હાર્મોનિયમ ઉપર ૮૦ ગીત વગાડતાં આવડેછે"—એમ આનન્દ માનનાર સંગીતના ખરા સ્વરૂપના જ્ઞાનથી દૂર જ હોય. ગૃહશિક્ષણમાં પણ હાર્મોનિયમનો આદર વિશેષ છે, અને તે હાનિકારક છે. એથી રાગનાં ખરાં સ્વરૂપમાં સ્ખલન થાયછે, કંઠની શક્તિનો વિકાસ થતો અટકેછે, ખરી સૂરની સાધનામાં ધસારો પ્હોંચેછે, ઇત્યાદિક અનેક દૂષણો હાર્મોનિયમરૂપી સંગીતશત્રુનાં છે. ગરબા વિશે હું પાછળ ઇશારો કરી ગયોછું. હાલના ગરબામાં વિવિધતાસાધક કેટલાક સારા ગુણ નજરે પડેછે; પરંતું ખરું સ્વરસૌન્દર્ય, અને ગરબાને વિશેષ આવશ્યક, તાલસાધના, એ અંશોમાં ઊનતા હેમાં જણાયછે. આનન્દની વાત છે કે અમદાવાદમાં, તેમ જ મુંબાઈ વગેરેમાં, દિલરુબા તથા સતાર જેવાં વાદ્યોનો ઉપયોગ ગુજરાતના ગૃહશિક્ષણમાં—સ્ત્રીશિક્ષણમાં—કાંઇક પ્રવિષ્ટ થયોછે. એ તરફ

પ્રથાસ ચાલૂ રહેશે તો સંગીતનું ગુજરાતી ગૃહસ્થાશ્રમમાં સ્ત્રીવર્ગને હાથે પુનરુજ્જીવન થશે. પરંતુ, એક ચેતવણી આપું ? સંગીતમાં સ્વીકારાયલાં સર્વ વાદ્યો કરતાં ચઢિયાતું વાદ્ય માનવકંઠ, અને તે લલનાકંઠ, છે; એ વાદ્યની કેળવણી અને ખીલવણી હજી જોઇયે તેટલી થઈ નથી, અને જ્યહાં સુધી વાદ્યસંગીતના તાબામાં રહીને કંઠગાન ચાલશે ત્યહાં સુધી તે ખીલવણી થવાનો સંભવ પણ નથી. પ્રાચીનકાળમાં વાદ્યનું દબાણ કંઠગાન ઉપર હાલના જેટલું નહોતું, કાંઈ પણ નહોતું; અને તેથી તે સમયમાં ગુજરાતની લલનાના ગરબાના લલકાર, સ્વતન્ત્ર, ઉલ્લાસમય, શુદ્ધવિશુદ્ધ, અને માધુર્યવાહી હતા.

(૪)

હવે હાલનો સમય બહુ નજીક આવ્યો. પાછલાં ત્રણ ચાર વર્ષમાં વિકાસ પામેલી, ગુજરાતની સ્ત્રીઓની શૃંગારસામગ્રીની યોજના જોઈશું. એ એક દિશામાં વ્હેતી નદીનો પ્રવાહ છે; વ્યાપક, સર્વગ્રાહી, જલપૂર નથી; છતાં બળથી વ્હેતો એ ઓઘ છે, તેથી ઉપેક્ષાને યોગ્ય નથી. કહેવાની જરૂર છે ? ખાદીની વેશરચના ઉદ્દિષ્ટ છે. સ્ત્રીઓની ઇષ્ટ દેવી સાન્દર્યદેવી; એ દેવીને આઘાત થાય હેવી કૃતિ રમણીજનને હાથે થાય તે અનિષ્ટ છે, તેમ જ ખાદીના વેશની પાછળ રહેલી દીનતાની ભાવનાનો અનાદર થાય અને મદનું મર્દન ના થાય તો ખાદીનું સેવન વ્યર્થ છે એમ મ્હેં એક પ્રસંગે કહેલું ત્હેનું ખરું હાર્દ કેટલાક સંકુચિત દૃષ્ટિવાળા સમજ્યા નહોતા પરંતુ, ખાદીના પ્રચારના જોસમાં સૌન્દર્યભાવનાને કચરી ના નાંખવી જોઇયે, સ્ત્રીત્વ અને સૌન્દર્યભાવના એ બે અતૂટ જોડાયલાં છે તેથી ખાદીનો આશ્રય કરવામાં સૌન્દર્યભાવનાનો ત્યાગ કરશે તો અરુચિકર વાત થશે, એમ મ્હેં કહેલું તે પછી ('ત્હેને પરિણામે' એમ કહેવાનો દર્પ હું નહિં રાખું; માત્ર તે પછી) સ્ત્રીઓના ખાદીના પોશાકમાં વિવિધ પ્રકારના સુરુચિપોષક અંશ પ્રવિષ્ટ થાય છે તે જોઈને કાંઈક આશ્વાસન મળે છે. બાકી, ખાદી પ્હેરેલી સ્ત્રીઓને રોમેરોમમાં કવિતા ઝરતી અથવા તો સરસ્વતીઓ જેવી દીપતી, માત્ર ખાદીને જ પ્રતાપે—આપગુણ વિના માત્ર

ખાદીધારણના ચમત્કારથી–માનવાની મોહદશાને વશ થવાને હજી મ્હારે વાર છે. (ખાદીધારિણી એક હેવી "સરસ્વતી"ને એક પ્રસંગે મ્હેં પૂછેલું: "—ભાઈ છે?" ઉત્તર મળ્યો: "બેશો, હમણાં બોલાવું." મ્હેં કહ્યું નકામાં હેમને ડિસ્ટર્બ (disturb) ના કરશો." ઉત્તર મળ્યો: "ના 'ડિષ્ટર્બ' નહીં થાય"). ખાદી વિશે આટલું જ કહી એ વેશયોજના અમુક વર્ગમાં પેઠીછે તે વસ્તુસ્થિતિ સ્વીકારીને ગુજરાતી લલનાને ખાદીનાં વસ્ત્રમાં આચ્છાદિત થયેલી જોવાને મ્હારે કશો વાંધો નથી: ચિત્ર નંબર ૮ મામાં આ દીનતા અને સાદાઈની છબી નજરે પડશે; પગમાં ચંપલ છે તે પણ એ ગુણોનાં વ્યંજક છે. (ખાદીનો વેશ, છતાં માથાના વાળમાં ફૂલ પાડીને, સાદાઈની ભાવનાનો નિતાન્ત ત્યાગ—હેવા પણ સંયોગ મ્હેં દીઠા છે. કાંઈ ટીકાની જરૂર નથી.). ગુજરાતનો સ્ત્રીવર્ગ વ્યાપકરૂપે આ વેશ નિરંતર સેવશે કે કેમ એ પ્રશ્નનો ઉત્તર તો અજ્ઞાતના અન્ધગર્તમાંથી ખેંચી કાઢવાનું સામર્થ્ય મ્હારામાં નથી. પરંતુ માનવસ્વભાવ, સ્ત્રીસ્વભાવ, મનુષ્યની સૌન્દર્યભાવનાઓ, જીવનને પ્રેરનારાં સંકુલ બળો, ઇત્યાદિક વસ્તુઓને સંભવાસંભવની તુલામાં મૂકી તુલના કરતાં ભાવિસ્વરૂપ અટકળવું બહુ વિષમ નથી. આ ગમે તેમ હો; આપણા ઇતિહાસદર્શનમાં આ છેવટનું ચિત્ર તે છેવટનું નથી; વર્તમાન સમયના વિશાળ પડદામાં એક અમુક ખૂણો જ એ રોકી રહ્યુંછે, અને નવીનતા, બળથી આક્રમણ કરવાની શક્તિ, વગેરે ગુણોને લીધે પ્રેક્ષકની દૃષ્ટિને ક્ષણવાર આકર્ષણ કરી રહ્યુંછે. બાકી એ જ વિશાળ પડદા ઉપર, એ ચિત્રની ઉપેક્ષા કરનારાં બીજાં ચિત્રો પૂર્વવત્ જીવતાં જાગતાં ઊભાં છે.

આ સર્વ ચિત્રોની ગુણદોષપરીક્ષા કરવાનો મ્હારો ઉદ્દેશ નથી, હતો પણ નહિં;

> હું તો સકળ તણો દૃઢભક્ત બનીને રહું છું રે,
> નિજ હૃદય સકળ સૌન્દર્યનું બિમ્બ લહું છું રે.

## (૯)

## સ્વ. નવલરામ અને સ્વ. અંબાલાલ



ભો० = ભોળાનાથ; મ० = મહીપતરામ;

ગો० = ગોપાળરાવ; ર० = રણછોડભાઈ;

ला० = **લાલશંકર;** न० = **નવલરામ;**
अं० = **અંબાલાલ;** राहु = ?

केतु = **સત્યેન્દ્રનાથ ટાગોર**

ઉપરની કુંડલીમાંનાં ઘરની સમઝૂતી:——
૧—**લાખા પટેલની પોળ;** ૨—**રાયખડ;** ૧૨—**ભદ્ર**
૭+૧૦—**ખાડિયું;** ૭—દેસાઈની પોળ; ૧૦—**અમરતલાલની** પોળ.

આ ગ્રહકુંડલી તે બાલચેષ્ટા નથી. પ્રાર્થનાસમાજની પ્રવૃત્તિનો આરમ્ભ, આકાશમાં પ્રગટ થયેલા ગ્રહો, એ ગ્રહોનો યોગ, હેમનાં કુંડલીમાં વાસસ્થાન, સર્વ સમગ્ર રૂપે દૃષ્ટિસંમુખ ધરનારી આ કુંડલી છે. મહીપતરામના અવસાન પ્રસંગે પ્રાર્થનામન્દિરમાં सूयमालाओ એ મથાળાથી એક વ્યાખ્યાન આપતાં ભક્તજનના આત્માઓને ગ્રહોનું રૂપક આપીને, મહીપતરામના પરલોકગમનને ઉદ્દેશીને મ્હેં કહેલું વચન:

"અસ્ત થયો ગ્રહ આહિં ઊગ્યો પણ બીજે ઠામે"

યાદ આવેછે, આજ તો એ સર્વ ગ્રહો અહિં અસ્ત થઈ અન્યત્ર ઊગ્યાછે; તે સાથે ઉપર નિર્દિષ્ટ કરેલા ગ્રહમંડલમાંના ચાર ખાડિયામાં રહેનારા હતા, અને ત્રણ એક જ પોળમાં—અમરતલાલની પોળમાં રહેતા હતા,—એ સંયોગ મનમાં સ્ફુરતાં આ કુંડલી પ્રસક્ષ કરવાનું મન મ્હને થયું. આ ગ્રહયોગનો ફલાદેશ જોવાની નિપુણતા મ્હારામાં નથી. *

આ કુંડલીના દસમા ઘરમાં એકત્ર થયેલા ત્રણ ગ્રહમાંના એક—લાલશંકર-નુ પ્રતિબિમ્બ આપણે જોઈ ગયા, બાકીનાઓનું દર્શન આજ કરીશું. એક વિચાર સ્ફુરેછેઃ આ ગ્રહમંડલમાંના ગોપાળરાવ કોકણસ્થ

* કુંડલીમાં : અજ્ઞાત ઠરાવ્યોછે તે વાજબી જ ગણાશે. સત્યેન્દ્રનાથ ટાગોર અમદાવાદમાં આવ્યા, પ્રાર્થનાસમાજ ઉપર અસાધારણ દીપ્તિ પાડી, અને આગન્તુક અતિથિ ચાલ્યા ગયા, એ બનાવમાં પ્રબલ તેજસ્વી ધૂમકેતુનું દર્શન કરતાં અલૌકિક પ્રેરણા આપનારા એ ભક્તને સ્થાન આપવું અનુચિત નથી. હેમનું દર્શન કરીશું ત્યારે આ સમઝાશે.

બ્રાહ્મણ અને અંબાલાલ બ્રહ્મક્ષત્રી, એ બાદ કરતાં બાકીના બધા **નાગર** નાત્મના હતા: **રણછોડભાઈ** સાઠોદરા **નાગર**, **લાલશંકર** અને **નવલરામ વીસનગરા નાગર**, **ભોળાનાથ** અને **મહીપતરામ** વડનગરા **નાગર** ગૃહસ્થ.

**નવલરામ**, **સૂરત**ના વતની, સરકારી શિક્ષણખાતામાં નોકરીને યોગે **અમદાવાદ**માં લાંબો સમય રહેલા; **અંબાલાલ અમદાવાદ**ના જ વતની; (બ્રહ્મક્ષત્રી અસલ **અલીણા**થી આવેલા તે તો બહુ પ્રાચીન ઇતિહાસની વાત). પ્રાર્થનાસમાજની પ્રવૃત્તિમાં આ બંનેની સહકારિતા આરમ્ભકાળમાં ઉત્સાહપૂર્વક હતી; બુદ્ધિસ્થાનથી હેમની સહકારિતાનો પ્રવાહ મૂળમાં નીકળતાં, હૃદયના સરોવરને અડકી ના અડકી ચાલેલો. પરંતુ એ ધાર્મિક પ્રવૃત્તિની સહયોગી પ્રવૃત્તિ–સામાજિક સુધારાની પ્રવૃત્તિ–માં આ બંને જણાની પદવી, હૃદયબળ, ઉત્સાહબળ, અને બુદ્ધિબળના પ્રભાવથી ઉચ્ચ સ્થાન લેનારી હતી. "બાળલગ્ન-બત્રીશી"ના તેજસ્વી કવિ, 'બાળલગ્ન નિષેધક પત્રિકા'ના ઉત્સાહી તંત્રી (પ્રગટ કે અપ્રગટ તંત્રી) એ પત્રિકામાં અપૂર્વ સામર્થ્યના લેખોના લેખક, 'વનચરનો વિવાહ' નામના લેખમાં વાનરવર્ગમાં લગ્ન વિશેનું વૃત્તાન્ત વર્ણન કરનારી allegory (અન્યોક્તિ) વાળા રમૂજી લેખમાં હાસ્યકટાક્ષમય રસવૃત્તિ ઊભરાવનારા, **નવલરામ**ની ગમ્ભીરભાસિની છબી, ગૂઢ રમૂજની ચમક–વાદળાંની ઘટામાં સંતાયલી ચાંદનીની રેખા જેવી ચમક–વડે મ્હારા બાલક હૃદયને માનવૃત્તિ સાથે ગૂઢ આકર્ષણથી મુગ્ધ કરનારી છબી અત્યારે પ્રત્યક્ષ જોઉછું.

એક પ્રસંગ: **લાખાપટેલ**ની પોળના હમારા ઘરની દીવાનખાનાની મેઢીમાં બાળલગ્નનિષેધક મંડળીએ હરીફાઈ માટે મંગાવેલી કવિતાઓ–બાળલગ્નના દોષનું વર્ણન કરનારી કવિતાઓ–ના થોકડા મ્હો આગળ પડ્યાછે, ત્હેમાંથી **અક્કેકી** કવિતા અમુક બાલતરુણ વર્ગ કને વંચાવી ગવડાવી સાંભળતું પરીક્ષકમંડળ બેઠું છે: **ભોળાનાથ**, **અંબાલાલ**, **નવલરામ**-એ ત્રણ પરીક્ષકોની મૂર્તિયો સ્પષ્ટરેખ થયેલી દેખું છું; કવિતાઓ ગવાતી જાયછે તેમ તેમ ત્રણેની મુખચર્યામાં થતા ફેરફાર, આનન્દ, ગુણગ્રહણ,

અપ્રસન્નતા, ઇત્યાદિ ભાવોના ફેરફાર હું જોઉંછું; એક કવિતા આવી હેની શૈલીમાં છવાયલી બધાએ પારખી; ખાસ કરીને

"ઘોળી ન પાયું ગળથૂથીમાં ઝેર જો"

એ પંક્તિ ગવાઈ એટલે નવલરામ અને અંબાલાલ બંનેના હોઠ ઉપર સ્મિતરેખા ચળકી, ને બોલ્યાં ન બોલ્યાં વચનોમાં ' ચોર પકડાયો ' એ ભાવ પ્રગટ કર્યો, પણ કવિ દ–લ–પ–ત–રા–મ—એ નામાક્ષરો ઉચ્ચાર્યા નહિં, એટલું જ. ઇનામી કવિતાઓની પરીક્ષાનું કામ ચારેક દિવસ ચાલ્યું હતું, અને હેમાં બાલકવર્ગમાં શ્રોતા તરીકે હું પણ હાજર રહેતો, એ વખતનો ઉત્સાહ, આનન્દ અપૂર્વ હતાં. એ કવિતાઓનાં દફતર તાળા-કૂંચીમાં રાખવાનો ગર્વપ્રેરક અધિકાર મ્હને મળ્યો હતો !

નવલરામની સાથે સાક્ષાત્ સંપર્કમાં હું આવ્યાનું સ્મરણ નથી. દૂરથી ને દૂરથી જોઈ, જાણી, પૂજેલા દેવના સ્વરૂપ જેવા જ, અંગત સંબન્ધના સ્પર્શવડે ના ઓળખેલા, એ પંડિત, કવિ, વિવેચક, ચિન્તક મ્હારે મન મ્હારી દુનિયાંની બ્હાર સંક્રમણ કરનાર વ્યોમચારી ગ્રહ જેવા હતા. માત્ર એકબે વાર, પત્રદ્વારા સમાગમ (બુદ્ધિનો સમાગમ) થતાં, વ્યોમમંડળમાંથી ઘડીભર ઊતરી પૃથ્વી ઉપર પણ ગિરિશૃંગને અડકતા એ તારકનાં દર્શન થયેલાં; તે વિશે છેવટે નોંધ લેવાશે.

ઉપર નોંધેલા પ્રસંગની પૂર્વે અમદાવાદમાં પ્રાર્થનાસમાજની સ્થાપના થઈ ત્હારે ગુજરાત ટ્રેનિંગ કૉલેજમાં એક ખંડમાં પ્રથમ પ્રાર્થના કરવાને મંડળ ભરાયું. તે વખતે હાલનો કાર્યક્રમ ઉપાસના માટે સ્થપાયો નહોતો. પ્રાર્થનામાં મ્હારા પિતાનાં રચેલાં પદો ગવાયાં, વંચાયાં, કાંઈક ગદ્યપ્રાર્થના થઈ, આરતિ ગવાઈ,—બેઠે બેઠે જ; (આરતિ વખતે ઊભા થવાની પદ્ધતિ તો કેટલાંક વર્ષ પછી, બાબુ પ્રતાપચન્દ્ર મજમુદાર અમદાવાદ આવ્યા ત્હારે હેમની સૂચનાથી શરૂ થઈ). આ સમારમ્ભની નોંધ 'ગુજરાત શાળાપત્ર'માં નવલરામે લીધી તે લેખમાં આવેલા રસભરેલા વર્ણનમાં બે બાળકોએ ઊભા થઈને પ્રાર્થનાનાં પદ ગાયાં તે વિશે બોલતાં નવલરામે એ

બાળકોની મધુર આકૃતિ, મધુર કંઠ, ઇત્યાદિનો ઉલ્લેખ મુગ્ધ થઈને કર્યો હતો. એ બે બાળક તે બાર વર્ષની વયનો નરસિંહરાવ અને આઠ વર્ષની વયનો કૃષ્ણરાવ–એ બે એ સંસ્થાના આદિ સ્થાપક ને ચાલક ભોળાનાથના પુત્રો હતા. નવલરામનો ને મ્હારો આ પ્રથમનો દૂરસ્થિત સમાગમ! તે પછી નવલરામ અમદાવાદની ટ્રેનિંગ કૉલેજના વાઇસ પ્રિન્સિપાલની જગા ઉપર રહ્યા ત્હાં સુધી રોજ હમારા લાખાપટેલની પોળ્યના ઘર આગળથી એ કૉલેજમાં જતે પસાર થતા; (ખાડિયામાં હેમનું ઘર, ત્હાંથી તે વખતમાં આવવાનો ટૂંકો રસ્તો હમારી પોળ્યના પાછલા ભાગની "બારી" માંથી હતો;—અમદાવાદમાં એક પોળ્યમાંથી બીજી પોળ્યમાં, ધોરી રસ્તાનો દ્રાવિડી પ્રાણાયામ ટાળવા માટે અંદર અંદર ખાનગી ઘરમાંથી અથવા ગૂઢ ગલીઓમાંથી ટૂંકા માર્ગ સાધનારી "બારી" ઓ હતી; હજી પણ છે). આ વખતે હમારા ઘરની મેઢીની બારીએ ઊભા રહીને એ અસાધારણ સ્વરૂપનું દર્શન હું કુતૂહલ, માન ઇત્યાદિ મિશ્ર ભાવથી કરતો: દક્ષણી બ્રાહ્મણશાહી પાઘડી વિશાળ કપાળને ઢાંકી ના દે એમ, અને એક બાજૂ કાંઈક વાંકી પ્હેરેલી; ઘણે ભાગે મેલો રંગીન ડગલો; ઢીંચણથી બહુ નીચે ના જાય એમ પ્હેરેલું, બહુ ઊજળું નહિ હેવું ધોતિયું; રસ્તામાં ચાલતાં ચાલતાં પણ મન કોઈ દૂર, દૂર, સુદૂર લોકમાં ભ્રમણ કરતું હોય હેવી મુખચર્યા; उन्नमितैकभ्रूलतमाननम् હેમના ચિન્તનપરાયણ ફિલસુફી સ્વરૂપના દર્પણરૂપ બનેલું;—આ લક્ષણોથી અંકિત એ મૂર્તિઅત્યારે સ્મરણમુકુરમાં પ્રતિબિમ્બિત થયેલી પ્રત્યક્ષ થાયછે.

(આ હેમના નિત્યક્રમણમાં એક દિવસે નવલરામે બકરી જેવી છીંક ખાધી અને મ્હારા ન્હાના ભાઈને હસવું આવ્યું,–એ હકીકત અહિં નોંધીને રસભંગ કરવો તે અક્ષમ્ય ગણાય? ખરું)

હવે એક દસકા જેટલો સમય ઓળંગી જાઉંછું. હરિલાલ હર્ષદરાય ધ્રુવનું એક વિલક્ષણ કાવ્ય—" એક ચિત્રદર્શન " નામનું–ગુજરાત શાળાપત્રે પ્રગટ કર્યું, તે ઉપર નવલરામે કાંઈક ગુણગ્રાહક, કાંઈક દોષપ્રકાશક, લેખ

લખ્યો. આ જોઈ ને મ્હારા મનમાં ઉચ્ચ અભિલાષા થઈ: મ્હેં ગણુતર જ કાવ્યો રચેલાં ત્હેમાંનું એક "કાળચક્ર" નામનું કાવ્ય નવલરામને મોકલી લખ્યું કે શાળાપત્રમાં પ્રગટ કરશો અને કાંઈ અવલોકનરૂપે એ વિશે લખશો. કાવ્ય છાપ્યું; અવલોકન ના આવ્યું ! હું નિરાશ થયો. પરંતુ પછીથી મ્હારો કાવ્યસંગ્રહ 'કુસુમમાળા' નામનો પ્રગટ થયો ત્હેની ટૂંકી નોંધમાં અને 'જોડણી' વિશેના મ્હારા નિબન્ધની નોંધ લેતાં, બંનેનાં લક્ષણદર્શી સ્વરૂપ વિશે ઉત્સાહપ્રેરક શબ્દો હેમણે વાપર્યા હતા, તે કરતાં પણ વિશેષ આનન્દ આપનારો હેમનો મ્હારા ઉપરનો ખાનગી પત્ર હતો.—એ પત્ર મ્હેં સંઘરી રાખ્યોછે, પણ હાલ જડતો નથી.—એ પત્રમાં ગુજરાતના લેખકવર્ગમાં મ્હને સ્વાગત સાથે આવકાર આપતાં, લેખકવર્ગની ધન સંબન્ધે દરિદ્રતા, પણ ઉત્સાહભેર શ્રમ, ઇત્યાદિનો હૃદયસ્પર્શી ઉલ્લેખ કર્યો હતો.

હવે છેવટનો પ્રસંગ: નવલરામ અમદાવાદ છોડીને રાજકોટ ટ્રેનિંગ કૉલેજમાં પ્રિન્સિપાલની પદવીએ ગયા. તે પછી જ "કાળચક્ર" નું કાવ્ય મ્હેં હેમને મોકલેલું. "જોડણી" નો નિબન્ધ તો બુદ્ધિપ્રકાશના વધારારૂપે હેમને મળેલો અને હેમણે નોંધ લીધેલી. તે નિબન્ધથી પ્રેરાઈને નવલરામે પોતાનું "વ્યુત્પત્તિપાઠ" નું પુસ્તક મ્હને કોરાં પાનાં બંધાવીને (interleave કરાવીને) મોકલ્યું અને પત્રમાં લખ્યું કે એ પુસ્તકમાં સુધારા વગેરે સૂચવશો. એ પુસ્તકમાં સંસ્કૃત અને ગુજરાતીની વચમાં પ્રાકૃત, અપભ્રંશ, વગેરે ક્રમનું દર્શન ન હોવાને લીધે જે ઊનતાઓ તથા દૂષણો આવેલાં તે દર્શાવનારી એક યાદી તથા ચર્ચા મ્હેં હેમને મોકલ્યાં. એ ચર્ચાનો એ ઉપયોગ કરી શકે તે પૂર્વે તો હેમનું અવસાન થયું.

## અંબાલાલ

નવલરામ અને અંબાલાલ એ બંને આ લેખના આરમ્ભે મૂકેલી કુંડલીમાં અમરતલાલની પોલ્યનું ઘર રોકેલા બતાવ્યા છે. એ ગ્રહયોગમાં કાંઈક વિલક્ષણ ફલસિદ્ધિ હવે હું જોઉંછું. કુંડલીના પ્રથમ ઘરમાં આવેલા ભોળાનાથના પુત્ર તરીકે મ્હારા ઉપર આ બે ગ્રહોની અસર જુદી જુદી રીતે

થઈ; સંબન્ધ જુદા જુદા બધાવાને લીધે. નવલરામે વ્યોમચારી સ્વરૂપે ગૂઢ અસર મ્હારી સાહિત્યપ્રવૃત્તિ ઉપર કરી હશે; તો અંબાલાલે સાક્ષાત્ ગુરુસંબન્ધમાં જોડાઈને મ્હારા લક્ષણદેહની ઘટના કરી. એ ગુરુસંબન્ધનાં બે ભિન્ન સ્વરૂપ હતાં: એક સ્કૂલમાં હેડ માસ્તર તરીકે અસાધારણ શક્તિનું શિક્ષણ આપેલું તે; અને બીજું, મ્હારા પિતા કને મિત્ર તરીકે દર રવિવારે અવશ્ય, અને તે ઉપરાંત પ્રસંગે પ્રસંગે બહુ વાર, આવીને ઊંચા વિચારો વગેરેથી ભરેલા વાર્તાલાપ થતા ત્ય્હાં હું મૌનયુક્ત શ્રોતા થઈ અસાધારણ જ્ઞાનલાભ મેળવતો તે; તેમ જ મ્હેં સ્કૂલ છોડી તે પછીના સંપર્ક. આ બંને રીતના સંપર્કોનાં થોડાંક સ્મરણો મુકુરમાં પ્રગટ થતાં જોઉં:

હું અમદાવાદ હાઈ સ્કૂલમાં છઠ્ઠા ધોરણમાં ભણતો હતો તે અરસામાં નવા હેડ માસ્તર એક આવનાર છે, હેમનું નામ અંબાલાલ, એ બહુ કડક છે, સખત નિયમ અને આજ્ઞા પળાવનારા છે, ઇત્યાદિ હેમની ખ્યાતિ અગાઉથી આવી હતી; સ્કૂલના તોફાની છોકરાઓને આ ખ્યાતિ ગભરાવનારી થઈ; મ્હારા જેવા શાન્ત છોકરાઓને પણ એ સ્વભાવવર્ણન હૃદયને આકર્ષના, તો ના જ નીવડયું. "વાગી વાગી નિશાળમાં હાક, અંબાલાલ આવ્યા રે" —એમ હેમના આગમનનું વર્ણન થઈ સકે. બળદનાં બે ગણિયાં જોડેલી ઊઘાડી ડમણીમાં બેઠેલા, કરમજી ડગલો પ્હેરેલા, અંબાલાલ આવ્યા. (આ ગણિયાગાડી અને ડગલો અંબાલાલનાં નિત્યસંબદ્ધ ચિહ્નો હતાં). આવ્યા ત્ય્હારે—દૃઢતાની રેખાઓવાળી તેજસ્વી મુખમુદ્રા, છતાં પ્રતાપ સાથે કાંઈક ગુપ્ત મોહનીવાળું મુખનું તેજ એ સ્વરૂપે બધા છોકરાને અદ્ભુત વશીકરણમંત્રથી બાંધી લીધા. તોફાનીમાં તોફાની એક પારસી છોકરો બોલ્યો: "જબરો જણાયછે." આ એ છોકરાની પરુપ ભાષામાં છતાં માનની ઉપહારવાણી હતી.

મ્હને અંકગણિતમાં stocks નો વિષય સમજાતો જ ન્હોતો; અંબાલાલ હમારા વર્ગમાં એક જ કલાક આવીને એ વિષયનાં તત્ત્વ અજબ રીતે સમજાવી ગયા, અને વિષય સ્પષ્ટ સમજાયો, ચોખ્ખો ચાંદની જેવો.

સંસ્કૃતમાં પણ—કેવળ આળસ અને શ્રમ લેવાની અનિચ્છાને લીધે મ્હને કશું આવડતું નહોતું; મૅટ્રિક કલાસમાં હમે આવ્યા અને,—કોણ જાણે શી રીતે?—અદ્ભુત પરિવર્તન જ સંસ્કૃત બાબતમાં મ્હારામાં થયું. ઇતિહાસનો વિષય શુષ્ક મટી રસમય મ્હને લાગે, તે માટે પણ હેમની અપૂર્વ રીતિ કામ આવી. લૂખા વૃત્તાન્તો અને સાલોનાં નિર્જીવ ખોખાં મ્હારી કલ્પનાશક્તિને ઉત્તેજિત કરી સકતાં નહોતાં એમ હેમની ત્વરિત નિરીક્ષણ શક્તિને જણાયું, અને Grote's History of Greece નું રસમય પુસ્તક સ્કૂલની લાયબ્રેરીમાંથી કાઢીને રજામાં ઘેર વાંચવા માટે મ્હને આપ્યું. હેનો પૂરો લાભ મ્હેં ના લીધો તેથી પસ્તાઉંછું; પરંતુ ઇતિહાસનું આકર્ષક સ્વરૂપ મ્હારાથી સમઝાયું, અને એ વખતના સંસ્કાર બીજરૂપે રહેલા હજી પણ લાભકારક થાયછે.

મૅટ્રિક કલાસમાં બે છોકરા હમારી જોડે હતા. હેને હમે બે ત્રણ જણા મળીને બહુ ચીઢવતા. આખર કંટાળીને એ બે જણે કલાસમાં ઊભા થઈ ને હમારે માટે અંબાલાલને ફરિયાદ કરી: "સાહેબ! આ નરસિંહરાવ અને આ દુર્લભરાય હમને બહુ બનાવેછે અને ચીઢવેછે." થયું; એ કલાસ શીખવવાનો વિષય વિષયને ઠેકાણે રહ્યો; અંબાલાલભાઈનું સખત કટાક્ષપૂર્ણ, ઉપદેશ-વ્યાખ્યાન કલાક સૂધી ચાલ્યું: "પરમેશ્વરે નરસિંહરાવને અને દુર્લભરાયને ઘડ્યા ત્હારે વિચાર્યું કે હેમને માટે રમકડાં બનાવી મૂકું, એટલે હીરાચંદ અને રતિલાલને પણ સાથે ઘડ્યા! કેમ?"—આ એ વ્યાખ્યાનનું સૂત્રવચન. પરિણામ-મૌનયુક્ત નીચું ડોકું, અને આંખ્યોમાંથી દડદડ અશ્રુપાત.

પણ એ બનાવને થોડાંક જ અઠવાડિયાં થયાં અને એ રતિલાલનો મ્હોટો ભાઈ રેલવે સ્ટેશન ઉપર નોકર હતો,—બિચારો વિચિત્ર, હાસ્યજનક-જ હતો,—તે મ્હારા પિતાની પાસે ફરિયાદ લઈ ને આવ્યો: "જુઓ સાહેબ! આ ત્હમારા અંબાલાલ, અને ડાહ્યાભાઈ માસ્તર, ને બધા ટોલાંના લોકો મ્હારી મજાક કરેછે ને મ્હને બહુ જ સતાવેછે. શું સાહેબ! મ્હારી 'વાઈફ'ની આગલ પણ મ્હારી મજાક કરવી! સાહેબ! કાલે તો હદ

થઈ! બધાએ મળીને મને જાજરૂમાં પૂર્યો!"–વગેરે અપૂર્વ વીતક કહીને એ તો રોઈ જ પડ્યો.–મ્હારા મનમાં તે વખતે, પરમેશ્વરે અંબાલાલ માટે આ રમકડું ઘડ્યા વિશેનો વિચાર સ્ફુર્યો કે કેમ તે યાદ નથી આવતું.

પરંતુ, આ પ્રસંગ ભૂલી નાંખીશું. પાછા મૂળ માર્ગે વળીશું. મૅટ્રિક ક્લાસમાં મ્હારે બે વર્ષ રહેવું પડ્યું હતું. સોળ વર્ષની ઉમરનો નિયમ તે વખતે ૬૯ હતો; છતાં અંબાલાલે યુનિવર્સિટીની સિંડિકેટને અપવાદરૂપે પરવાનગી માટે મ્હારી કને અરજી કરાવી; પણ તે નામંજૂર થઈ હતી. એટલે પ્રથમ વર્ષની મૅટ્રિકનો અંગ્રેજી પ્રશ્નપત્ર મ્હને તથા એક બીજા છોકરાને આપી, હેમાંના paraphrase માટેના પદ્યભાગનું paraphrase હમારી કને કરાવ્યું, અને મ્હારા કાર્યથી એ પ્રસન્ન થયા. બીજે વર્ષે મૅટ્રિકની પરીક્ષા પછી મ્હારા એક હિતૈષીએ અંબાલાલને ખાનગીમાં પૂછ્યું: "નરસિંહરાવ પરીક્ષામાં પાસ થશે?" અંબાલાલભાઈયે લગભગ સો ટકા જેટલી ખાતરી આપીને કહ્યું કે થશે. આ વાત બહુ પાછળથી મ્હેં જાણી. રૂબરૂમાં કદીપણ, હું ગર્વમત્ત થાઉં હેવી પ્રશંસા હેમણે કરી નહોતી. ઉત્તેજન પુરતાં ઉત્સાહક વચનો એ બોલતા ખરા. એકવાર અંગ્રેજી પુસ્તકમાં અમુક વાક્ય આવતાં અંબાલાલે પૂછ્યું: "Heart અને mind વચ્ચે ફેર શો?" મ્હેં જરાક અચકાતે અચકાતે પણ મનમાં ખાતરી હોય એમ કહ્યું: "Heart is the seat of feeling; mind is the seat of thought." ઉત્તર ખરો છે એમ સ્પષ્ટ વચનો બોલ્યા વિના, માત્ર સંમતિ અને પસંદગી બતાવનારું મન્દ સ્મિત.–ગુરુની મુખમુદ્રા ઉપર સંતુષ્ટતાની દીપ્તિ–એ બદલો મ્હારે મન અમૂલ્ય હતો.

એક વાર મૅટ્રિક ક્લાસમાં substance શબ્દનો અર્થ સમઝાવતાં અંબાલાલ માસ્તરે હેનો વ્યુત્પત્તિમૂલક અર્થ કહી, પછી idealism નું સ્વરૂપ સમર્થતાથી છતાં ('છતાં' નહિં, 'માટે જ') વિશદતાથી સમઝાવ્યું; હમારી ગ્રહણશક્તિનું માપ આ રીતે લેવાનું કામ પણ શિક્ષણના ભેગભેગું લેવાની હેમની પદ્ધતિ બધાને સાધ્ય નથી. અને હાવી તત્ત્વદર્શનની ચર્ચા અસ્થાને નહિં થાય, ખેડુત બીજ વેરે તે ખેતરના કોઇ ભાગમાં ફળે ને

કોઇમાં વન્ધ્ય રહે—એ સંપૂર્ણ રીતે જાણીને જ એ ચર્ચા હેમણે કરી હતી એમ હું માનુંછું.

એક વાર ક્લાસમાં ભાષાન્તર કે હેવો વિષય શીખવતે અંબાલાલ માસ્તરે હમારી ભૂલ્ય સુધારી: "હું 'ખુશી થયો'"—કોકે કહ્યું કે લખ્યું; તો કહે—'ખુશ થયો' એમ કહેવું જોઇયે; 'ખુશી' એટલે તો 'આનંદ,' 'ખુશ' એટલે 'આનંદયુક્ત'; 'મ્હને ખુશી થઇ' એમ કહો તો અડચણ નહિં." આ નજીવી બાબત શા માટે અત્યારે નોંધુંછું ? હજી પણ લોકો આ ભૂલ્ય વારંવાર કરેછે, તે માટે ? ના, પરંતુ બોલવામાં, ભાષામાં,—લખવામાં—accuracy, ચોકસાઇ, વાણીની તેમ જ વિચારની. શિષ્યોનાં મનમાં ઠસાવનારી એ ગુરુની ચેવટનું સ્મરણ થાયછે તેથી. મ્હારા ઉપર ઘણા જણ જિદ્દીપણાનો, અતિચોકસાઇનો દોષ મૂકેછે, અને તે માટે એ ગુરુને જવાબદાર ગણેછે. એકવાર અંબાલાલભાઇની મુલાકાતે હું ગયેલો—શિષ્યસંબન્ધ મટ્યા પછી લાંબી મુદતે—મ્હારે મ્હેં હેમને આ વાત કહેલી પણ ખરી કે મ્હાગમાં આ દૂષણો સ્થાપવા માટે ત્હમારા ઉપર લોકો જવાબદારી મૂકેછે. એ કાંઇક હસ્યા ને બોલ્યાઃ "એ લક્ષણ તે દોષ ગણાય તો ભલે."

મુંબાઇમાં 'સાહિત્યપરિષદ'ની બેઠક થઇ તે પ્રસંગે પ્રો૦ ગજ્જરને ઘેર અંબાલાલભાઇ, કેશવલાલ ધ્રુવ, હું વગેરે ઊતરેલા હતા. તે વખતે નિત્યસંપર્કમાં હમે આવતા હતા; અને સ્હવારે ચ્હા પીતા—એક પ્યાલો ચ્હાનો ને એક પ્યાલો દૂધનો, ચ્હાના પ્યાલામાં દૂધ તો ખરું જ. તે પીને ઊણો થતો જાય તેમ તેમ દૂધના પ્યાલામાંથી દૂધ ઉમેરતા જવું, એ રીતે બે પ્યાલાનો ભાર પેટમાં રેડવો, એ પ્રો૦ ગજ્જરના ઘરની પદ્ધતિ પ્રમાણે હમે ચ્હા પીતા તે વખતથી તે જમવા વખત સુધી અને પાછા સાંઝે વાળૂ કરતા સુધી ને પછી ઊંઘતા સુધી વિવિધ વિષયની વાતો થતી, એ સહવાસનો લાભ અત્યારે સ્મરણમાં સ્ફુરેછે. જમવા હમે બેશિયે તે ફાવે તેમ વ્હેલા મોડા જઇયે. પણ અંબાલાલભાઇ તો નિ-ય-મિ-ત ! અમુક વાગ્યાને ટકોરે જ બેસે, અને ભોજન ચાવી ચાવી...ને ખાય તે પૂણો એક કલાક

કરે. હમને કહેતાઃ "ત્હમે ત્હમારા મન ઉપર ભલા કાબૂ રાખી સકોછો ! ભૂખ લાગી હોય તોપણ ખેંચી કાઢોછો !" આ શબ્દોમાં હમારી અનિયમિત આહ્નિક પદ્ધતિનો ઉપહાસ કાંઈક કટાક્ષવચનથી એઓ કરતા.—હેમનીવાતચીતમાં કટાક્ષવચનની ટેવ જ હતી, તે 'મ્હેણાં' મારવા જેવી પણ બહુ વાર થઈ જતી.

અંબાલાલભાઈનો અમદાવાદનો સાબરમતીની પેલી પાર એકાંત ખેતરમાં ઊભેલો સાધારણ ન્હાનો બંગલો અત્યારે નજર આગળ આણુંછું. એ સ્થળે મ્હેં કેટલી વાર પૂજ્ય ગુરુનાં દર્શનાર્થે યાત્રા કરી હતી ! જ્યહારે જાઉં ત્યહારે પ્રેમભર આવકાર, કલાકેક બોધક વાર્તાલાપ, ઇત્યાદિ હૃદયને અલૌકિક સૌરભથી પૂર્ણ કરનાર મુલાકાતો મ્હારા જીવનની ધન્ય ઘડીઓને દિવ્ય કુસુમમાળા રૂપે ગૂંથનારી લાગેછે. એ મુલાકાતોમાં ઘણીવાર પોતાના દૌહિત્રોને ગણિત શીખવતા અંબાલાલને જોઉં ત્યહારે મનમાં થતું: વડોદરા રાજ્યના ઉચ્ચ ન્યાયાધીશપદથી વિશ્રાન્ત થયેલા, અમદાવાદ આવીને અન્ય વ્યવસાયમાં પડેલા, અંબાલાલ હજી હેમનું અમૂલ્ય મ્હેતાજીપદ પ્રેમથી પકડી રહ્યાછે.

હેવી એક મુલાકાતને પ્રસંગે મ્હારા પુત્ર નલિનકાન્તના Poverty to Power નામના ગ્રન્થનાં પ્રકરણોના ભાષાન્તરના લેખ 'વસન્ત' માં આવતા તે વિશે હેમણે વાત કાઢી ત્યહારે જાણ્યું કે એ લેખો પોતે રસથી વાંચતા, અને મ્હારે મ્હોએ એ લેખ બહુ ઉત્સાહથી વખાણ્યા ત્યહારે જાણ્યું કે, એ વિષયના સ્વરૂપે માગી લીધેલી સંસ્કૃતમય ભાષાશૈલી છતાં, હેવી શૈલીના પોતે જાતે વિરોધી હોઈને પણ, એ યોગ્ય કદર કરતા હતા, ઉદારભાવે અને ગુણદર્શની વૃત્તિથી.—અમદાવાદમાં એક પ્રસંગે મ્હેં ભાષણ કરેલું કે કોઇ નિબન્ધ વાંચેલો તે વખતે વિસર્જન સમયે પંદર સોળ વર્ષના નલિનને પાસે બોલાવીને પ્રેમભાવથી પ્રશ્નો પૂછેલા ત્યહારથી હેમનો ભાવ એ મ્હારા પુત્ર તરફ આર્દ્ર પ્રવાહથી વ્હેતો હતો—એ સ્મરણ અત્યારે તાજું થતાં બન્ને પક્ષે મ્હારું હૃદય અકથ્ય મૃદુસંસ્કારોમાં રમેછે.

આ ઉપરથી શુષ્ક પ્રસંગો કેમ ઉપસ્થિત થાયછે? ભાષણ, નિબન્ધ, એ વસ્તુઓ એ માટે કારણભૂત છે. તો ભલે, એ શુષ્ક ભૂમિમાં જાઉં. અમદાવાદમાં 'ગુજરાતી સાહિત્ય પરિષદ'ની પ્રથમ બેઠક; હેમાં 'જોડણી' વિશેનો મ્હારો નિબન્ધ;—એ પ્રસંગ. નિબન્ધ વંચાઈ રહ્યો એટલે મ્હારા ગુરુ અંબાલાલે આવીને મ્હને અભિનન્દન આપ્યું; બધું વિસર્જન થતાં. મ્હેં કહ્યું: "મ્હારું કશું નથી: આપનું આપેલું આપને પાછું આપ્યું છે." તો કહેઃ— "હેવી રીતે હમેશાં આપતા રહેજો." આ હેમનો આશીર્વાદ આજ વિવિધરૂપે ફળ્યો લાગેછે. પણ તે વાત અહિંયાં અપ્રાસંગિક બનશે, માટે બસ.

ઈ. સ. ૧૮૯૮–૯૯ માં ગોવર્ધનભાઈએ અમદાવાદમાં એક ભાષણ અંગ્રેજીમાં ગુજરાત કૉલેજના એક સાહિત્યમંડળ આગળ કર્યું હતું. હેના ઉત્તરરૂપે, એ જ મંડળની માગણીથી, મ્હેં Social Dynamics એ નામ આપીને ભાષણ કર્યું. બંને પ્રસંગે અંબાલાલભાઈ પ્રમુખસ્થાને હતા. એઓનું વલણ મ્હારા અભિપ્રાયોને અનુકૂલ હતું ને તો હતું જ; પરંતુ ગોવર્ધનભાઈના ભાષણને અંતે પણ પોતાના વિચારો અંબાલાલભાઈયે સ્પષ્ટ વાણીમાં જણાવેલા તેથી પણ જણાતું હતું કે એ વિષયમાં હેમની વૃત્તિ કે'વી હતી. અસ્તુ. મ્હારા ભાષણનો આરમ્ભ થતા પ્હેલાં અંબાલાલભાઈયે પ્રમુખસ્થાનેથી મ્હારું ઓળખાણ આપતાં, સ્તુતિ વસ્તુ જ હેમને અપ્રિય (સ્તુતિ કરવી કે કરાવવી તે અપ્રિય) છતાં, મ્હારે સંબન્ધે જે સદ્‌ભાવયુક્ત પ્રશંસાવચનો કહ્યાં તેથી હું–ખરેખર–શરમાઈ ગયો, અને શરુઆતમાં તો ભાષણ કરતાં કાંઈક nervous—સભાક્ષોભનો અનુભવ થઈ ગભરાયલો—બન્યો. આત્મસ્તુતિનો અહિં પ્રસંગ નથી. માટે મૌન.

ઈ. સ. ૧૯૧૩ માં અમદાવાદમાં Provincial Social Conference ની બેઠક વખતે મ્હને પ્રમુખપદ આપેલું. તે વખતનું મ્હારું પ્રમુખપદનું ભાષણ સાંભળવા માટે અંબાલાલભાઈ આવ્યા હતા. માત્ર તે સાંભળીને જ ઊઠીને ઘેર ચાલ્યા ગયા હતા. ઊઠતી વખતે મ્હને કહેઃ "હું ત્હમારું ભાષણ સાંભળવા માટે જ આવ્યો હતો." અને અભિપ્રાયોમાં દૃષ્ટિભેદ છતાં મ્હને અભિનન્દનના શબ્દો કહ્યા હતા. એ સમાગમનું ચિત્ર સ્મરણમુકુરમાં પ્રગટ થાયછે, અને તે સાથે લુપ્ત થાયછે.

"ગુજરાતી સાહિત્ય પરિષદ્"ની રાજકોટની બેઠક વખતે પ્રમુખપદ માટે કેટલીક કડવાશભરી ચર્ચા વર્તમાનપત્રોમાં અને અન્યત્ર થયેલી; અંબાલાલભાઈની અણઘટતી નિન્દા થયેલી. મ્હને બધી વાતની ખબર પડતાં મ્હેં ચર્ચાપત્રમાં મ્હારા વિચાર જણાવી અંબાલાલભાઈની સંપૂર્ણ યોગ્યતા વિશે લખેલું. તે પ્રસંગે અંબાલાલભાઈને ખાનગી પત્ર લખી મ્હારો હેમની તરફ ખાસ ગુરુ તરીકે પૂજ્યભાવ મ્હેં પ્રગટ કર્યો હતો; તે પત્રના ઉત્તરમાં તેમણે એક વચન લખેલું નોંધવા જેવું છે:

"**I am now** sufficiently old to know that the **relation** of **master** and pupil is temporary though **a necessary one**; but that the fact of having been **a teacher of one** does not confer any superiority **or privilege of** any kind whatever. I for one am **always** ready to learn from my quandum pupils."

આ અભિપ્રાય અંબાલાલે સાચા મનથી દર્શાવ્યા છે. એ હેમના ઉદાર હૃદયનું ચિહ્નછે. બાકી હેમના જેવા ગુરુ તરફનો પૂજ્યભાવ, જાતે મ્હોટા થયા પછી, નિવૃત્ત કરવો અથવા ઘટાડવો એ મ્હને ગમતું નથી.

હવે સ્મરણમુકુરમાં આ ગુરુનું છેવટનું દર્શન કરું: હેમની છેવટની માંદગી વખતે પેલા એકાન્ત બંગલામાં હું ગયો હું; ઓટલા ઉપર ઊભો રહ્યો—ને ત્હાંથી જ સમાચાર પૂછ્યા; અંદર જઈને ગડબડ કરવા જેવી સ્થિતિ જ નહોતી. હૃદયભાર વહી પાછો હું ઘેર જાઉં છું:–સોળ વર્ષની ઉમરના નરસિંહરાવને માટે ઈશ્વરે ઘડેલાં હીરાચંદ અને રતિલાલ રૂપી રમકડાં વિશે મહેણાં મારી આંખમાંથી આંસુ પડાવનારા એ ગુરુ; મ્હારા પિતાને ઘેર દર રવિવારે આવી ઉચ્ચ વિષયોના વાર્તાલાપથી પરોક્ષ રીતે મ્હારી કેળવણી સાધનારા મિત્ર, ગુરુ; જીવનમાં ભિન્ન ભિન્ન પ્રસંગોએ મ્હારી જોડે મમતાથી વર્તી હૃદયને ખેંચનારા વડીલ જેવા પણ મિત્ર;—મ્હારી કીર્તિથી અભિમાન માનનારા એ ગુરુ મિત્ર;—એ ચિત્ર સ્મરણમુકુરમાં પ્રગટ થઈ, હું મન્દગતિથી, તીવ્ર હૃદયાવેશથી, ઘેર જાઉં છું. આ પ્રતિબિમ્બ અસ્થાયી નહિં જ થાય.



સત્યેન્દ્રનાથ ટાગોર
(યુવાવસ્થામાં)



સત્યેન્દ્રનાથ ટાગોર
(પરમોત્તરઅવસ્થાનું ચિત્ર)

[પૃષ્ઠ ૮૭

## (૧૦)

## સ્વ. સત્યેન્દ્રનાથ ટાગોર

રોમના એક ઇતિહાસલેખક કાર્થેજથી સૈન્ય લઈને ઇટલી દેશમાં આવી વિજયયાત્રા કરી પાછો ચાલી ગયેલા વીર હનિબાલને ધૂમકેતુની ઉપમા આપીછે. કાંઈક તે રીતે જ પણ સ્વરૂપભેદથી સ્વ. સત્યેન્દ્રનાથ ટાગોરના અમદાવાદ પ્રાર્થનાસમાજના વ્યોમપ્રદેશમાંના સંક્રમણને વિશે ઉપમા આપી શકાય એમ લાગ્યાથી મ્હેં મ્હારા સ્મરણમુકુરના પ્રતિબિમ્બમાં સત્યેન્દ્રનાથને કુંડલીમાં કેતુસ્થાને મૂક્યા હતા અને પૃષ્ઠની પાદટિપ્પનીમાં એ ઉપમાનો સહજ ઇશારો કર્યો હતો. આજ, એ ટિપ્પનીમાં આપેલી પ્રતિજ્ઞા પ્રમાણે, કાંઈક વિસ્તારી વૃત્તાન્તથી એ ઉપમાનું સ્થાપન કરવાનું ધારું છું.

ખગોળશાસ્ત્ર આપણને શીખવેછે કે પોતાના ભ્રમણચક્રના અમુક આકારને પરિણામે, કેટલાક ધૂમકેતુઓ આપણા દર્શનપથમાં, આપણી સૂર્યમાળાના મંડલપ્રદેશમાં, એક વાર આવ્યા પછી ફરીથી એ આવતા જ નથી. અમદાવાદ પ્રાર્થનાસમાજના જીવનક્રમમાં સત્યેન્દ્રનાથ ટાગોરની પણ એ પ્રકારની જ ગતિ હતી. ઈ. સ. ૧૮૮૨–૮૩ ના અરસામાં એક ભવ્ય દીપ્તિવાળો, વિશાળ તેજ:પુંજભરેલા શરીર તથા પુચ્છવાળો, ધૂમકેતુ આપણી સૂર્યમાળાનો અતિથિ માસ બે માસ જેટલો સમય થઈને લુપ્ત થયો હતો. એ દર્શન મ્હારા સ્મરણમાંથી કદી લુપ્ત થયું નથી. અમદાવાદ પ્રાર્થનાસમાજના આધ્યાત્મિક જીવનવિકાસમાં સત્યેન્દ્રનાથની તરફથી જે અભિષિઞ્ચન મળ્યું છે ત્હેની દીપ્તિનો વિચાર કરતાં, તેમ જ તે સિઞ્ચન, પ્રસંગના બળે, કાલમાનની દૃષ્ટિયે મર્યાદિત હતું તે ધ્યાનમાં લેતાં, આા

ધર્મના આકાશમાં પ્રગટ થઈ, જ્યોતિનો પ્રવાહ રેડી, ચાલી ગયેલા ધૂમકેતુ એઓને કહેવામાં યથાર્થતા જોઉંછું.

હું બાળક હતો ત્હેવામાં સત્યેન્દ્રનાથ અમદાવાદમાં આસિસ્ટંટ જજ તરીકે આવેલા. તે વખતે મ્હારા પિતા જોડે વિશેષ પરિચયમાં એ આવ્યા નહોતા. માત્ર એક રમૂજી સ્મરણ તે વખતનું નોંધવા જેવું છે. સત્યેન્દ્રનાથ પોતાનાં પત્નીને ઊઘાડી ગાડીમાં સાથે લઈને ફરતા હતા; બંગાળી સ્ત્રીઓનો તે વખતનો નવીન પોશાક ગુજરાતમાં અપરિચિત હતો. (બંગાળામાં સ્ત્રીવર્ગ પડદામાં રહેનાર હોઈ, સ્ત્રીઓનો રૂઢ પોશાક તો સાડી સાદી અને ઉપર વખતે ચાદર, અને તેથી શરીરની મર્યાદા ઢંકાવામાં ઊનતા આવે હેવું હતું. નવીન સ્ત્રીવર્ગનો તે સમયનો પોશાક તો જમણો હાથ બહાર રહે એમ પણ સભ્ય રીતે પ્હેરેલી સાડી, શરીર ઉપર કબજો અને તે સર્વે રસિકતાથી ગોઠવેલાં, એમ રચના સાધનારો હતો.) આ જોઈને હમારા કુટુમ્બનો એક જૂનો આશ્રિત આવીને હમને બધાંને કહેવા લાગ્યોઃ "પેલા નવા જજ સાહેબ તો કોઇક નાટકશાળાને જોડે બેસાડીને ગાડીમાં ફરવા નીકળેછે !"

કેટલાક વર્ષનો ગાળો ગયો. સત્યેન્દ્રનાથ જજ્જની પદવીએ અમદાવાદમાં આવ્યા. આ વખતે મ્હારા પિતાને હેમની સાથે ગાઢ મૈત્રી પરિણામે થઈ હેવો પરિચય થયો. પ્રાર્થનાસમાજમાં સત્યેન્દ્રનાથે કરેલાં વ્યાખ્યાનો આકર્ષક થતાં હતાં, અને તે પ્રસંગે શ્રોતાઓનો જમાવ વિશેષ થતો હતો. કોટ પાટલૂન પ્હેરેલા, ઊઘાડે માથે ઊભેલા, આ બંગાળી વિદેશીને જોઈને લોકોને કાંઈક કુતૂહલ, કાંઈક આશ્ચર્યભાવ, કાંઈક પ્રશંસાવૃત્તિ, ઉત્પન્ન થતાં હતાં. હેમના પ્રથમ વ્યાખ્યાન વિશે અમદાવાદના "હિતેચ્છુ" નામના સાપ્તાહિક પત્રમાં મ્હારા મ્હોટા બન્ધુ ભીમરાવે અંગ્રેજીમાં ન્હાનો લેખ લખ્યો હતો ત્હેમાં શ્રોતાજનની આ હૃદયવૃત્તિનું દર્શન ઠીક કરેલું હતુંઃ આ વિદેશી જેવા જણાતા ઉપદેશકના મુખમાંથી ગંગાનદીને તીરે વિદ્યાધ્યયન કરેલા બ્રાહ્મણના જેવા જ સંસ્કૃત વાણીના શબ્દોનાં, વેદાદિક મંત્રોનાં, ઉચ્ચારણ થતાં સાંભળી શ્રોતાનું મંડળ વિલક્ષણ આશ્ચર્યભાવથી સાંભળી

જોઈ રહેતું હતું;—આ મતલબનું પણ સચોટ વર્ણન કરનારું વાક્ય એ લઘુ લેખમાં હતું તે અત્યારે સ્મરણમાં પ્રગટ થાયછે.

આ સમયમાં ભોળાનાથ અને સત્યેન્દ્રનાથે સાથે બેઠાને બંગાળી ભજનગીતો ગુજરાતીમાં ઊતારવાનો આરમ્ભ કર્યો: સત્યેન્દ્રનાથ બંગાળી ગીતોના અર્થ કરે તે ભોળાનાથ ઊતારી લે અને પછી મૂળ ગીતો સત્યેન્દ્રનાથે ગાઈ બતાવ્યાં હોય તે આધારે તે ચાલમાં ગુજરાતીમાં રચના ભોળાનાથ કરતા હતા. "ગાઇયે તહમારું નામ રચ્યું છે જે'ણે વિશ્વધામ" ઇ. વાળું ભજન, "જય પરમ શુભસદન બ્રહ્મ સનાતન" ઇત્યાદિવાળું ગીત, ઇત્યાદિ પદ્યો પ્રાર્થનામાળામાં દાખલ થયેલાંછે તે આ સહકારી પ્રયાસના પરિણામરૂપ છે. પછી હેમાં બંગાળી ભાષારૂઢિની છાયા કોઇ કોઇ સ્થળે પકડાઈ આવેછે તે વાત જુદી છે. એ સ્થિતિનું કારણ, એક તો સત્યેન્દ્રનાથનું ગુજરાતી ભાષા ઉપર પ્રભુત્વ ઓછું તે, અને બીજું ભોળાનાથની એ ભાષાની ઝીણવટ તરફ કાંઈક બેદરકારી, તે હશે; મ્હને એ ક્ષતિયો તે વખતે ખૂંચતી હતી, પણ ફેરફાર કરવો કરાવવો અસાધ્ય હતો.

સત્યેન્દ્રનાથ મ્હારા પિતાને ત્હાં ચ્હા પીવા આવતા, હમે હેમને ઘેર ચ્હા પીવા જતા, એ બનાવ આજના જમાનામાં લગારે ચમત્કાર જેવો ગણાશે નહિં. પરંતુ એ જૂના સમયમાં તો એ વાત અદ્ભુત ગણાય, ખાસ ભોળાનાથભાઈ વિશે તો કોઇ એ માને જ નહિં. આ ઉપરાંત મ્હોટું સાહસ ભોળાનાથે તે વખતમાં કર્યું; તે એ કે સત્યેન્દ્રનાથને ઘેર મ્હને તથા મ્હારા ન્હાના બંધુ કૃષ્ણરાવને એક દિવસ ગાડીબાગને હેમને બંગલે જમવાને મોકલ્યા; લોકોથી છાના પણ નહિં, અને ઢોલતાંસાં વગડાવીને પણ નહિં. એ જમણમાં હમને એક લાભ થયો. કેરીનો રસ દૂધ મેળવીને ખાતાં હમે શીખ્યા; નવાઈની સંયોજના લાગી, પણ સ્વાદ સારો લાગ્યો. મુસલમાનો કેરીનો રસ અને દૂધ મેળવીને ખાયછે તે વાત હમે જાણતા હતા, પણ એ વિલક્ષણ મિશ્રણને હમે હસતા હતા. તે હાસ્યપાત્રતા એ વાતોની તે દહાડેથી જતી રહી.

એક પ્રસંગ સ્મરણમાં પ્રગટ થાયછે: મ્હારા પિતાની સાથે સત્યેન્દ્રનાથ વડતાળ—સ્વામીનારાયણના પંથનું મુખ્ય સ્થાન છે ત્હાં—ગયા હતા; જોડે હું મ્હારા બન્ધુ કૃષ્ણરાવ અને કેટલાક મિત્રો હતા. હમને ઉતારો એક ધર્મશાળામાં મળ્યો હતો; સત્યેન્દ્રનાથને માટે એક તંબૂ તાણ્યો હતો. હમે વડતાળ સાંઝે પ્હોંચ્યા; જે ગૃહસ્થે સરભરાની ગોઠવણ કરેલી તે ભાઈનો બંદોબસ્ત હેવો ઉત્તમ હતો કે રાત્રના નવ દસ વાગી ગયા પણ કાંઈ ખાવાની વ્યવસ્થા ના મળે. તડામાર હમે ચાંપડાં શાક કરાવી, દૂધ ચાંપડાં શાક એક મિત્ર કને લેવડાવી સત્યેન્દ્રનાથને તંબૂએ લઈ ગયા. એ ભૂખ ને એ ભોજન કદી ભૂલાયાં નથી. પરંતુ નોંધવા જેવી વાત એ છે કે આ પ્રસંગે હમે બધા ક્રોધથી આકુળા થઈ ગયા. પણ સત્યેન્દ્રનાથની શાન્તિમાં કાંઈ પણ ભંગ ના થયો. હેમને મ્હેં કદી ગુસ્સે થયેલા જોયા નથી; હેમના ક્રોધની પરિસીમા તે આપણા સામાન્ય જનની શાન્તિ. એક વાર શોલાપુરમાં મ્હને, મ્હારી પત્નીને મ્હારા ભાઈને ને હેમની પત્નીને પોતાને ઘેર જમવા બોલાવેલાં તે વખતે ભોજનસામગ્રી સારી ના થયેલી તે જોઈને પોતાના બટલર ઉપર સત્યેન્દ્રનાથ ગુસ્સે થયેલા, તે માત્ર "તુમને કયા એ ગોલમાલ કર દિયા?" એટલા શબ્દો નરમ અવાજે, બ્હીને બ્હીને બોલતા હોય તેમ, કહેલા તે જોઈને હમે તો મનમાં ખૂબ હસ્યા હતા. વાત આડી ગઈ. અમદાવાદના પરિચયપ્રસંગો નોંધતે તાગ નહિં આવે.

હવે વર્ષો કૂદી જાઉંછું. શોલાપુર મ્હારી બેડા જિલ્લામાંથી બદલી થઈ; સત્યેન્દ્રનાથ ત્હાં જજ્જ હતા. એ પરદેશમાં મ્હારે તથા મ્હારી પત્નીને સત્યેન્દ્રનાથ અને હેમના કુટુમ્બનો સહવાસ વધ્યો. એક દિવસ ન્હોતો હેવો જતો કે હમને એ મળવા આવ્યા વગર રહ્યા હોય. આરમ્ભમાં હું શોલાપુરના કલબમાં, કાંઈક અતડા સ્વભાવને લીધે, દાખલ થયો નહોતો. તે વખતે કલબમાં જતે કે ત્હાંથી ઘેર જતે સત્યેન્દ્રનાથ, હેમની પુત્રી વગેરે સાથે, હમારે ઘેર આવ્યા વગર જતા નહોતા.

બંગાલી સંગીતકલાનો પ્રથમ પરિચય આ સમયમાં હમને થયો. સત્યેન્દ્રનાથની પુત્રીની વાયોલીન ઉપરની કલા અનુપમ હતી. પરંતુ બંગાલી

પદ્ધતિનું કંઠગાન સત્યેન્દ્રનાથને ઘેર હેમના ભાઈ રવીન્દ્રનાથ આવ્યા ત્હારે પ્રથમ જ સાંભળ્યું, અને સાંભળી आनन्दसान्द्रोल्यः કે'વો હોય તે અનુભવ થયો. એ ગાયક આપણા રવીન્દ્રનાથ ટાગોર હતા (હવે એ જૂનું ગાનસૌન્દર્ય હેમના કંઠમાંથી કાંઈક ઓછું થયાનું મ્હને ત્રણ વર્ષ ઉપર લાગ્યું હતું.)

શોલાપુરમાં હું, સત્યેન્દ્રનાથ ટાગોર, પુત્રી, પુત્ર, હેમની એક ભાણેજ (મિસિસ ચક્રજી નામની), તથા એક મિત્ર પ્રો. ગોવિન્દ વિઠ્ઠલ કરકરે મોતીબાગના બગીચામાં ઉજાણીએ ગયા. Swimming Bathમાં કરકરે, સત્યેન્દ્રનાથ, હેમનો પુત્ર સુરેન્દ્ર, ન્હાવાને પડયા કરકરેને ધોતિયું પ્હેરતાં આવડે નહિં—તે પાણીમાં પડ્યા પછી ઘડીએ ઘડીએ સરકી જતું એટલે "This wretched *dhotar*." કરીને ઓટી પ્હેરાણે પ્હેરાણે ખોસવા લાગે તે જોઈને હું સત્યેન્દ્રનાથની પુત્રી (ઇન્દિરા), વગેરે રમૂજથી હશિયે; વગેરે કરકરેને ઉપહાસપાત્ર બનાવનારા પ્રસંગો યાદ આવતાં હજી ગમ્મત પડેછે. પછી એક કનાતને આડે હમારો ડૂંગરપરો રસોઇયો રાંધતો હતો ત્હાં ગયા. એ રસોઇયાની સુઘડતા અને સ્વચ્છતા જોઈને સત્યેન્દ્રનાથની ભાણેજ તો છક જ થઈ ગઈ. બધા જમવા બેઠા, મેદાનમાં. કરકરેએ ખૂબ ઝાપટયું, પેટ તણાતા સુધી, ને થાળીમાં ખાવાનું છાંડતાં સુધી. કરકરેનું ભોજનસૂત્ર એક એ હતું—તે વખતે જ કહેલું—કે "જો રસોઈ સારી રંધાઈ હોય તો ગમે તેટલું ખાઓ, પણ ના નડે!" સત્યેન્દ્રનાથ અને કરકરે ઇંગ્લાંડમાંથી ગાઢ મૈત્રીથી જોડાયલા હતા; અને મ્હારે એલફિન્સ્ટન કૉલેજમાં ગણિતના પ્રોફેસર તરીકે એ મૂર્તિનો પરિચય થયેલો તે કરતાં આમ પાછળથી સત્યેન્દ્રનાથના મિત્ર તરીકે, પ્હરૂણો થઈને આવે કરે તે પ્રસંગોથી, વિશેષ પરિચય થયેલો. કરકરે તદ્દન આનન્દી, જવાબદારી વિનાનું જીવન ગાળનાર, તોફાની, રમતિયાળ; અને સત્યેન્દ્રનાથ ધીર, શાન્ત, મન્દસ્મિતથી વધારે કવચિત્ જ હસનાર;—એ બેની જોડી શી રીતે જોડાતી હશે તે અગમ્ય જેવું લાગતું હતું. સત્યેન્દ્રનાથની ઉદાર હૃદયની વૃત્તિનેયોગેજ આ છુટ્ટા તોફાની મિત્રનો સમાસ હૃદયમાં થતો હશે. કરકરે એક વાર

મ્હારા પિતાને કહેછેઃ "હું કલકત્તે સત્યેન્દ્રને ઘેર એકાદ મહિનો રહ્યો ત્યહારે મ્હેં શું કર્યું ? જાણોછો ?–ભાઇયો, ભાભીઓ, બ્હેનો બધાં કુટુમ્બનાં માણસોને ઊંધુંચતું ભરવીને માંહિંમાંહિં મ્હેં લઢાવી માર્યાં' તાં !"

એક વાર હમારા નિકોલ નામના ઇનામી ગામમાં સત્યેન્દ્રનાથ અને કરકેરને ઉજાણી આપી; તે વખતે કરકરે સોળું પ્હેરી પાટલા ઉપર બેશીને જમતે જમતે પેટ ઉપર હાથ ફેરવીને "શુદ્ધ" બ્રાહ્મણની નકલો કરીને બધાને હસાવનો હતો—(કરકરે મૂળ દક્ષણી બ્રાહ્મણ જ, પણ પછીથી કપડાં રીતભાત, વગેરેમાં અંગ્રેજ જેવો થઈ ગયો હતો; પણ હેનો સહવાસ આપણા મંડળમાં જ બહુધા હતો)—એ ચિત્ર અત્યારે આંખ્ય આગળ ખડું થાયછે.–આજના ચરિત્રનાયકને અંગે રંગભૂમિ ઉપર આવેલા નાયકના મિત્ર વિદૂષકની હવે વદાય લઈશું.

શોલાપુરમાં હું ૬ વરસ રહ્યો તે બધો વખત સત્યેન્દ્રનાથ પણ એ જ સ્થળમાં હતા. (થોડાક મહિના બાદ ગણતાં). એ અરસામાં હેમના કુટુમ્બમંડળમાંથી જુદાં જુદાં માણસો કલકત્તેથી આવી ગયેલાંનો પરિચય મ્હને થયો; ત્હેમાં મુખ્યત્વે હેમના બન્ધુ જ્યોતિરિન્દ્રનાથ–'અશ્રુમતી નાટક' તથા 'પુરુવિક્રમ નાટક'ના કર્તા (જે'નાં ભાષાન્તરો ગુજરાતીમાં નારાયણ હેમચન્દ્રે કર્યાંછે તે); સત્યેન્દ્રનાથનો પુત્ર સુરેન્દ્ર, પુત્રી ઇન્દિરા; અને હેમના ભાણેજ જ્યોત્સ્નાનાથ ઘોષાલ; ભાઇ રવીન્દ્રનાથ;–વગેરે. સત્યેન્દ્રનાથનાં પત્ની બહુ થોડો વખત જ શોલાપુર આવેલાં; પણ એ અતીવ સુશીલ બાઈનો પરિચય થવાની સાથે માનવૃત્તિ જ પ્રગટ થઈ હતી. એ આવ્યાં તે પૂર્વે સત્યેન્દ્રનાથમાં એક હસવું આવે હેવી ચેષ્ટા હતી; પોતે ગાવા ઊભા થાય ત્હારે કમરથી ઢીંચણ સુધીનું શરીર વિચિત્ર રીતે ઘોળતા હતા; હમે "એ જાગ ઘૂમેછે" કહીને માંહિંમાંહિં હસતા. મિસિસ ટાગોર આવ્યા પછી–કોણ જાણે કેમ ? હેમણે ટોકીને સુધાર્યા હશે વખતે;–પણ એ જાગ ઘમવાનું નાબૂદ જ થયું હતું.

સત્યેન્દ્રનાથ ધીર, શાન્ત હતા, મ્હેં કહ્યું; પરંતુ નિર્જીવ, મન્દ—હેવી વૃત્તિથી દૂર હતા. એકવાર રાત્રે ભોજન હેમને ઘેર હમે કરી રહ્યા પછી,

એક નર્તકીનું નૃત્ય યોજ્યું હતું; તદ્દન નિર્જીવ અને એકતાનતાવાળું લાગવા માંડ્યું એટલે ટાગોર સાહેબ કહેઃ–" જોરસેં નાચો ! જોરસેં નાચો ! " કહીને પોતે જ પોતાના ઉપર હમારા બધાની જોડે હશી પડ્યા. અંગ્રેજી નૃત્ય-કલાનો પરિચય હેમને હોવાથી આમ હેમને નિર્જીવ જેવા વિલાસ ઉપર કંટાળો આવ્યો હશે.

સત્યેન્દ્રનાથ મ્હારા પિતાના અત્યન્ત નિકટ સ્નેહી હોવાથી મ્હને શોલાપુરમાં હેમના સહવાસથી અસાધારણ આશ્વાસન મળતું એટલું જ નહિં પણ હેમની કનેથી હું ઘણું ઘણું જીવનયાત્રાને ઉપયોગી જ્ઞાન મેળવી સક્યો હતો. તેમ જ હેમનું હૃદય કેટલું કોમળ હતું ત્હેનો અનુભવ એક પ્રસંગે શોલાપુરમાં થયેલો મ્હને યાદ આવેછેઃ શોલાપુરમાં એક કલેકટર પોતાના હઝૂર ડેપ્યુટી કલેકટરની આંખ્યે જ જોતો હતો અને ભમાતો હતો, તેથી મ્હારા વિરુદ્ધ ભમાયલો મ્હને એક સરકારી કામના પ્રસંગમાં વિના કારણ સતાવવા લાગ્યો; મ્હને બોલાવીને કહેઃ "જાણો છો ? આ ત્હમારા વર્તન માટે સરકાર ત્હમને હુકમ અમાન્ય કરવા માટે સસ્પેંડ પણ કરી સકે,–જો હું લખાણ કરું તો." ( ત્હેમાં વાત તદ્દ : નિર્જીવ હતી : અમુક જમીન રેલવે કંપનીને આપવાના કામમાં કેટલીક ઢીલ થઈ હતી, ને તે ઢીલ માટે જવાબદાર કલેકટરની ઑફિસ જ હતી; મ્હેં કહ્યુંઃ " તેમ કરતાં પ્હેલાં મ્હારો ખુલાસો તો માગશે કની ? " એમ કહીને મ્હેં ઑફિસમાં જઈને સાંવસ્તર હકીકત લખી મોકલી, જે'માં મ્હારી તરફની ઢીલ થઈ નહોતી તે સાબીત કરી આપ્યું; તે પછી સાહેબ ચૂપ જ થયા હતા. પરંતુ આ વાત ટાગોર સાહેબને જઈને કુટુંબના મિત્ર તરીકે મ્હેં ખાનગીમાં જણાવી તે સાંભળીને, મ્હને હિમ્મત આપવાની તો દૂર રહી પણ, પોતે રોઈ ગયા !–શોલાપુરમાં મ્હને હેમણે આપેલા ફોટોગ્રાફ ઉપરથી પ્રતિ-બિમ્બિત કરેલું ચિત્ર આ લેખમાં મથાળેછે—તે આ પૂર્ણ સુજનના સ્વભાવની કાંઈ છાયા બતાવશે.

મ્હેં શોલાપુર છોડ્યું. સત્યેન્દ્રનાથ પણ કાલક્રમે નોકરીમાંથી નિવૃત્ત થયા. પત્રવ્યવહાર આછો જ રાખવાની ટેવ હેમને હતી. કેટલાક ગણતર

પત્રો હમારી વચમાં આવ્યા ગયા. [ એક પ્રસંગ નોંધું: ઈ. સ. ૧૮૯૮ ના ડીસેમ્બરમાં અમદાવાદ પ્રાર્થના સમાજના વાર્ષિકોત્સવને પ્રસંગે અંગ્રેજી વ્યાખ્યાન ( Brahma Dharma એ મથાળાનું ) મ્હેં કર્યું હતું. ત્હેમાં ज्ञान, भक्ति, અને कर्म એ ત્રણની સમતોલતા તે બ્રાહ્મધર્મની વિશિષ્ટતા છે એમ મ્હેં દર્શાવ્યું હતું. આ વ્યાખ્યાન છપાયા પછી પણ સત્યેન્દ્રનાથના જોવામાં આવ્યું ન્હોતું, એ હું નક્કી જાણું છું. એ પછી થોડાક માસને અંતરે સત્યેન્દ્રનાથે કલકત્તામાં એક વ્યાખ્યાન કરેલામાં ઉપર કહેલુંજ સ્વરૂપ દર્શન હેમણે પણ કરેલું કોઈક વર્તમાનપત્રમાં જોઈને મ્હેં મ્હારા વ્યાખ્યાનની એક પ્રત સત્યેન્દ્રનાથને મોકલી, અને પત્રમાં આ વિચારસામ્યની સૂચકતા તરફ લક્ષ ખેંચ્યું હતું. હેમનો ઉત્તર શો આવ્યો તે યાદ નથી. ] અનેક વર્ષો પછી ઈ. સ. ૧૯૦૭ ના ડીસેમ્બરમાં સૂરતમાં હમે પાછા ભેગા થયા: થીઇસ્ટિક કૉન્ફરન્સમાં સત્યેન્દ્રનાથ પ્રમુખ થવાના હતા તે કારણથી ખાસ હું તે પ્રસંગે ગયો. કાળાભાઈ લલ્લુભાઈને ઘેર સત્યેન્દ્રનાથ, હેમનો પુત્ર સુરેન્દ્ર, અને હું, એટલા ઊતર્યા હતા. સત્યેન્દ્રનાથની જોડે હું ફિરોઝશાહ મહેતાને ઉતારે ગયો; મ્હને એ ખેંચી ગયા; મ્હારે એ મહાન્ પુરુષ જોડે પરિચય નહોતો તેથી હું અચકાતો હતો; ટાગોર કહે: "ચાલો તો ખરા; એ કે'વા સૂજન છે તે જોશો." (સત્યેન્દ્રનાથ અને ફિરોઝશાહ ઘણા જૂના મિત્રો હતા.) હું ગયો, અને, ખરે, ફિરોઝશાહના લક્ષણદેહનું જુદું જ મૃદુભાવયુક્ત, સ્વરૂપ જોઈ ને હું મોહ પામ્યો. એ સિંહને દૂરથી જ મ્હેં જોયેલો; જાહેર વ્યાખ્યાનસ્થાનોમાં હેની ગર્જના સાંભળેલી; એ ગર્જનામાં કદી મ્હેં જે મૃદુ ધ્વનિ ના સાંભળેલો તે આજ ખાનગી વાર્તાલાપમાં પ્રગટ થયો. એ પેલા પ્રખ્યાત કૉંગ્રેસના ભંગનો પ્રસંગ હતો; બાળગંગાધર ટીળક કૉંગ્રેસના ઊતારાઓમાં સ્થળે સ્થળે જઈ પોતાની યોજના માટે પુષ્ટિ મેળવવાના પ્રયાસ કરતા હતા; બધું વાતાવરણ વીજળીના પ્રવાહોથી ભરપૂર હતું; હજી કૉંગ્રેસનો ભંગ થયો નહોતો; પણ ચારે બાજૂએ નજીક આવેલા તોફાનનું દબાણ માણસોના શ્વાસને રૂંધતું હતું; સુરેન્દ્ર બંગાળી છાવણીમાં ઉચ્છૃંખલ વર્ગમાં ફરીફરીને લોકના લાગણીનો ક્યાસ લાવતો હતો; પોતે ઉદ્દામ પક્ષ તરફ છતાં થંભ્યા હતા. એ

વ્યર્થ ગયો હતો. કારણ કે પોતે સિનેમા જોવાને ગયા હતા. મ્હને ખબર નહિં કે એ નિયમસર સિનેમામાં જવાના શૉકી હશે. તે પૂર્વેની એક મુલાકાત વખતે મ્હને એઓ આગ્રહ કરીને ગેઈટિ થિએટરમાં ગુજરાતી નાટક મંડળીનું એક નાટક ભજવાતું જોવાને લઈ ગયા હતા. વચમાં પડદો પડતે રંગભૂમિના અંતર ભાગમાં લઈ જઈને મ્હને મુખ્ય નટો બાપુલાલ તથા જેશંકરનાં ઓળખાણ કરાવ્યાં. એ લોકો રણછોડભાઈને ગુજરાતી નાટક સાહિત્યના આદ્ય પિતા તરીકે માન આપતા જોઈને મ્હારા હૃદયને એક પ્રકારનો સંતોષ થયો હતો.

આ નાટક ભજવાતી વખતે રણછોડભાઈએ હાલની ગુજરાતી રંગભૂમિ ઉપર પ્રવર્તતી અમર્યાદ શૃંગારચેષ્ટાઓ તરફ અરુચિ અને તિરસ્કાર મ્હારી આગળ દર્શાવ્યાં હતાં, અને આગળ વધીને કહેલું કે આ લોકોનું ચાલે તો મર્યાદાનો પૂરો ત્યાગ કરે (હેમના શબ્દો ઊતારવાની ઇચ્છા નથી થતી). છતાં એ જ રણછોડભાઈએ આજથી ચારેક વર્ષ ઉપર મ્હને હમામ સ્ટ્રીટમાં પોતાની મોટર ઊભી રાખીને હું ચાલતો જતો હ્તેને બોલાવીને એક પુસ્તક પોતે નવું રચેલું બહુ ઉત્સાહથી આપ્યું; નામ "નિંદાશૃંગાર દર્શક નાટક." પોતે પુસ્તકનાં બહુ વખાણ કર્યાં ઘેર જઈને ઉપરટપકે જોતાં એ નાટકમાં અનેક પ્રસંગો મ્હને એટલા અશ્લીલ જણાયા કે અંતે મ્હેં એ પુસ્તક બાળી નંખાવ્યું. રણછોડભાઈની તો બહુ બહુ ઉત્સાહભરી ઉમેદો હતી–તે જ વખતે જણાવી હતી–કે આ નાટક ઉપરથી માડન કને સિનેમા માટે 'ફિલ્મ' તૈયાર કરાવવી, વગેરે. એ સિદ્ધિ થઈ હોત તો તો જુલમ જ થાત. અશ્લીલતા જીવનમાં, વાર્તામાં, રંગભૂમિ ઉપર એમ ક્રમે ક્રમે વધતા પ્રમાણમાં શા કારણથી સુરુચિને આહ્વાન કરેછે તે મ્હેં "પ્રેમાનન્દનાં નાટકો" વિશેના નિબન્ધમાં પૃથક્કરણથી દર્શાવ્યું છે તે વિચારતાં કહુંછું કે આ સિદ્ધિ ના થઈ તે જ સારું થયું.

ઈ. સ. ૧૯૧૫ માં રણછોડભાઈને દિવાન બહાદુરનો ઇલ્કાબ મળ્યો તે પ્રસંગે મુંબાઈની "ગુર્જર સભા" તરફથી આનન્દપ્રદર્શન કરાવવા તથા રણછોડભાઈને અભિનન્દન આપવા માટે મેળાવડો કરાવવાની સૂચના

ખાનગી રીત્યે એ સભાના સ્થાપક તથા ચાલક રા. ચન્દ્રશંકરને મ્હેં કરી. હેમણે એ ખુશીથી ઉપાડી લીધી. પરન્તુ થોડા દિવસ પછી લાચારી જણાવીને હેમણે કહ્યું કે "કમિટિના બીજા મેમ્બરોને આ વાત ઇષ્ટ લાગતી નથી." ગુજરાતના આદિ લેખકોમાંના એક અગ્રગણ્ય લેખક અને સાહિત્યના ઇતિહાસમાં ભૂત અને વતમાનને શૃંખલિત કરનાર એક વિરલ અંકોડારૂપ વ્યક્તિને વિશે "ગુર્જર સભા"ની આ ઉપેક્ષાવૃત્તિથી મ્હને ખેદ થયો. બાહ્ય જગતની જીવન્ત દશામાં મરણ પામેલી, અને એ જીવતા જગત્માંની વ્યક્તિયો મરણ પામે ત્હારે જીવન્ત થતી એ સભા હમણાં જ દેવલોક પામેલા રણછોડભાઈના માનાર્થે કાંઈ પણ કરશે તો પેલા પાછલા દોષનું પ્રાયશ્ચિત્ત કાંઈક અંશે વળશે એમ હું માનુંછું.

## ( ૧૫ )

# સ્વ. મણિભાઈ જસભાઈ

અસલનાં વર્ષોમાં સરકારી નોકરીમાં તલાટી, કારકુન વગેરેની પદવીની યોગ્યતા પ્રાપ્ત કરવા સારું અમુક પરીક્ષા પસાર કરવી પડતી હતી. આ પરીક્ષા લેવાને પરીક્ષકોની કમિટી નીમાતી હતી. "કામેટી" અને "પરીક્ષા" એ શબ્દો અર્ધશિક્ષિત વર્ગમાં પર્યાયરૂપ હતા. ખેડામાં મ્હારા પિતા મુનસફ હતા તે સમયમાં આ કમિટીમાં એ પણ એક મેમ્બર હતા. એક વર્ષે પરીક્ષામાં કમિટી આગળ અનેક આવેલા 'છોકરા'ઓમાંના એક-ને ભોળાનાથે દીઠો, અને પરીક્ષા આપતી વખતે હેની ચાલાકી, બુદ્ધિની તીક્ષ્ણતા, વગેરેથી હેમના મન ઉપર બહુ સારી છાપ પડી. એ યુવકના પિતાને પછીથી ખાનગીમાં ભોળાનાથે કહ્યું: "જસભાઈ! આ તહમારા છોકરાને તલાટી, કારકુન, હેવી સાધારણ પદવી કરતાં વધારે ચઢાવવો નથી? હેનામાં મ્હોટી પદવી મેળવવાનાં લક્ષણ સ્પષ્ટ છે. માટે અમદાવાદમાં મ્હારે ઘેર હેને મૂકો અને અંગ્રેજી ભણવા દ્યો". જસભાઈએ કબૂલ કર્યું; મણિ-ભાઈ હમારા કુટુમ્બમાં રહ્યા. કુટુમ્બના એક અંગભૂત જ થઈ ગયા; મ્હારા વડીલ બન્ધુઓ બાબારાવ અને આપારાવ સાથે મિત્રતા—બન્ધુતા—ના સંબન્ધથી જોડાઈ ગયા. આગળ જતાં ક્રમે ક્રમે ઊંચી ઊંચી પદવીએ ચઢતાં છેક વડોદરાના દીવાનનું ઉચ્ચ સ્થાન મેળવ્યું, છતાં છેવટ સુધી ભોળાનાથના કુટુમ્બ સાથેનો આ આદ્ય સંબન્ધ અને હેનું ઋણ મણિભાઇ વારંવાર સ્પષ્ટ શબ્દોમાં અને આનન્દયુક્ત ગર્વથી સ્વીકારતા હતા. આ આરમ્ભકાળમાં મ્હારા બન્ધુઓ જોડે કુટુમ્બમંડળમાં ભળી ગયા તે સમયમાં

મણિભાઈનું ઉપનામ "ઘી" પડ્યું હતું; હેમને ભાતમાં ઘી વિના ચાલતું નહિં અને મ્હારા બન્ધુ બાબારાવને ભાતમાં ઘી ભાવતું નહિં, તે ઉપરથી આ રમૂજ ઉત્પન્ન થઈ હતી.

[ આ સ્મરણમુકુરના પ્રથમ લેખમાં મ્હેં કહેલી વાતનું સ્મરણ કરાવું ?

"જ્યમ દર્પણ મૂકીએ સહામસહામાં તે પ્રતિબિમ્બે એક એકમાં,
તે અન્યો અન્યે અનંત થાએ ને દૃષ્ટ પોહોચે છેકમાં."

આ યોજના મ્હેં કહી હતી. તેથી મ્હારા સ્મરણમુકુરમાં પ્રતિબિમ્બો કેટલાંક સાક્ષાત્, કેટલાંક અન્ય મુકુરદ્વારા પડેલાં, એમ "અનન્ત દીસે રૂપની સંસૃત" હેવી સ્થિતિ છે. તેથી ઉપર કહેલા પ્રતિબિમ્બનું સ્વરૂપ અન્ય મુકુર દ્વારા પ્રગટ થયેલું હોવાથી, કેટલીક રેખાઓ અસ્પષ્ટ હશે. હમણાં કહેલી તો સ્પષ્ટ જ છે. પણ એક અસ્પષ્ટ રેખાનું ચિત્ર નોંધું: કમિટી આગળ ઊભા રહેલા યુવક મણિભાઈના હાથમાં સૂનાનાં કડાં, વગેરે અલંકારો હતા; તે ભોળાનાથે એ અમદાવાદ ભણવા આવતા પ્હેલાં તજાવ્યા હતા,—એ ચરોતરી શોભા અમદાવાદમાં, અને ખાસ સ્કૂલમાં ભણનારને, અનુચિત લાગે તેથી. આ અસ્પષ્ટરેખ ચિત્ર છે. દોષ મુકુરનો છે.]

છતાં આ અલંકારનું સ્થાન અન્ય પ્રકારોએ મણિભાઈના જવાની પછીના સમયમાં લીધું હતું. સૂનેરી ચાંલ્લા ચાંલ્લાવાળી પાઘડી મણિભાઈ ને માથે ઘણાં વર્ષ સૂધી જોયેલી એ સ્મરણ હજી સ્પષ્ટ છે. (ભોગીન્દ્રરાવ દીવટીયાના પિતા, રતનલાલ) મ્હારા એક મરિયાઈ ભાઈ હમારા કુટુમ્બમાં જ ઊછરેલા અને મણિભાઈના સહાધ્યાયી પણ હતા. કાળ જતે રતનલાલે આશા રાખેલી કે મણિભાઈ ઊંચી પદવીએ ચઢ્યાનો લાભ રતનલાલ વગેરે મિત્રોને પોતાના તન્ત્રમાં સારી નોકરીઓમાં ગોઠવીને આપશે. મણિભાઈયે, અમુક વાજબી કારણસર, તેમ કરવું અનિષ્ટ ધારેલું; તેથી રતનલાલ વારંવાર મણિભાઈને મ્હોએ જ મ્હેણાં, મિત્રભાવે અને વિનોદમાં, મારતા, અને મણિભાઈ ખોટું લગાડ્યા વિના માત્ર હસીને વાત પતવી દેતા.

**મણિભાઈ** વડોદરામાં રેસિડેન્સીમાં હતા ત્હેવામાં વખતો વખત પ્રસંગપરત્વે હમારે ઘેર આવતા. હેવા એક પ્રસંગે એક રમૂજી બનાવ બનેલો મુકુરમાં આલેખાયછેઃ **મણિભાઈ** નાહીને સોળાની પાટલી ચીપતા પડાળી ઉપર ઊભા છે; એટલામાં મ્હારા ન્હાના બન્ધુ **મનુભાઈ** (કૃષ્ણરાવ) ચાકમાં આવીને ઊભા. **મણિભાઈ** ન્હાનાં મ્હોટાં સર્વ જોડે સ્નેહભાવથી બોલતા તે પ્રમાણે બોલ્યાઃ "Well, Manubhai! How are you?" "ખાઓ તુરિયું!" આમ શબ્દો બાલક **મનુભાઈ**ના મુખમાંથી, વિચાર કરવાને થોભ્યા વિના જ, નીકળ્યા. સ્કૂલમાં બરોબરિયા છોકરાઓ જોડે બોલાતું આ વચન **મનુભાઈ**ના મુખમાંથી નીકળવાની સાથે જ, પશ્ચાત્તાપથી જીભ કાઢીને **મનુભાઈ** ખસિયાણા પડી ગયા. મ્હારા પિતા, બીજા બન્ધુઓ, હું વગેરે હસવા મંડી ગયા; **મણિભાઈ** પણ ઉલ્લાસવૃત્તિથી હસવામાં શામિલ થયા; અને પોતાની અંગ્રેજીમાં વાત કરવાની ટેવ હદબ્હાર હતી તે સ્મરણમાં આણીને પોતાની જ ભૂલ સ્વીકારવા લાગ્યા. ન્હાના બાળક તરફથી અનિષ્ટ ટેવ માટે નિર્દોષ ઉપાલમ્ભ મળ્યો, ત્હેની ખરી કદર હેમણે કરી.

એક બીજું સ્મરણચિત્રઃ **મણિભાઈ** ગાયકવાડ મહારાજાના દીવાન હતા તે સમયઃ સયાજીરાવ ગાયકવાડને મ્હારા પિતાને ઘેર મુલાકાતે લાવવાની યોજના **મણિભાઈ**એ સ્વેચ્છાથી જ કરી, તે વખતનો પ્રસંગઃ સ્થળ ન્હારા પિતાનું અમદાવાદમાં લાખા પટેલની પોળમાંનું ઘરઃ સયાજીરાવ મહારાજ દીવાનખાનામાં પેસે તે પૂર્વે જીનો ચઢયા પછી અગાશી જેવા માર્ગમાં થઈ ને જ જઈ સકે એમ હતું; તે માર્ગની લંબાઈ બાર ચૌદ ફુટથી વધારે નહિં હોય; ત્હાં મ્હારા બંધુઓનાં અને બ્હેનોનાં છોકરાંને હારબંધ ઊભાં રાખ્યાં; દરેકના હાથમાં ફૂલ ભરેલી તાસકો આપી; સયાજીરાવના પગ આગળ ફૂલ ઢલવાતાં ગયાં, અને **મણિભાઈ** દરેક બાળકનું ઓળખાણ કરાવતા ગયા, જેથી ટૂંકા પહ્લામાં જવાની ક્રિયામાં, ફૂલ વેરવાની ક્રિયામાં, વગેરેમાં ગડબડ ગૂંચવણ ના થઈ. આ રસિક યોજના **મણિભાઈ**ના મગજમાંથી નીકળેલી તાત્કાલિક જ હતી.

नैसर्गिकी सुरभिणः कुसुमस्य सिद्धा
मूर्ध्नि स्थितिर्न चरणैरवताडनानि

એ સૂક્ષ્મ રસતત્ત્વનો આ યોજનામાં અનાદર થયો કે કેમ એ અત્યારે તપાસવા નહિં બેશિયે. "શેરડિયો વાળીને ફૂલડાં વેર્યાંછે" એ પંક્તિ પણ બચાવમાં નહિં લાવિયે; એ તો ઈશ્વરના સ્વરૂપપરત્વે ઉચ્ચારાયલી છે. હું માત્ર બનેલા બનાવનું પ્રતિબિમ્બ ઉપસ્થિત કરું છું.

ઉપરના પ્રસંગમાંથી એક બે બાબતો મણિભાઈને સંબન્ધે પ્રગટ થાયછેઃ હમારા કુટુમ્બનાં ન્હાનાં બાળક સુદ્ધાન્તને એ કુટુમ્બના અંગભૂત હોય તેમ ઓળખી રાખતા હતા; અને આ હમારા કુટુમ્બ સાથેના સંબન્ધની આડકતરી રીતે સયાજીરાવના મન ઉપર છાપ પાડવાની ચતુર યુક્તિ.

આ રસિક યોજનાના પડછામાં એ પ્રસંગે જ મણિભાઇયે કહેલો એક રમૂજી બનાવ મુકુરમાં પ્રગટ થાયછે. વડોદરાના એક શેઠિયાને ઘેર સયાજી-રાવની પધરામણી થઈ હતી; મણિભાઈ સાથે મંડળમાં હતા જ. સયાજી-મહારાજ આવીને બેઠા. બધું મંડળ યોગ્ય 'મિસલ' સાચવી, પ્રસંગને ઉચિત ગમ્ભીરતામાં ગોઠવાયું. એટલામાં બીજા ખંડમાંથી શેઠનો નવ દસ વરસનો છોકરો દોડતો દોડતો ઠેઠ મહારાજા હતા ત્હાં સુધી આવ્યોઃ— આવ્યો તે ભલે, પણ શરીર ઉપર સમ ખાવાને એક પણ વસ્ત્ર ન્હોતું!— (સૂનાના દાગીના હતા કે નહિં તે ચિત્ર મુકુરમાંથી ભૂસાઈ ગયું છે). બધા ચૂપ જ બેઠા. શેઠ ગાજી ઊઠયાઃ "અલ્યા! અહિં કેમ આવ્યો? જતો રહે." સુપુત્રે આજ્ઞા માની, અને વિશેષ ચમત્કાર કર્યોઃ બે હાથ ને બે પગનાં ઢીંચણ ઉપર, ઘોડો થઈને ચાલતો ચાલતો પાછો ધીમે ધીમે ગયો! (હું ધારું છું આ રૂપાન્તર યોગ્ય જ હતું. ઘોડા કાંઈ લૂગડાં પ્હેરેછે?— અમદાવાદ પ્રાર્થનામન્દિરમાં એક જણે વ્યાખ્યાન આપતે મનુષ્યપ્રાણી અને ઘોડા વચ્ચે ભેદ બતાવ્યો હતો, કે ઘોડા માણસની પેઠે દાતણ નથી કરતા; તે કરતાં આ બાળકે કૃતિના નિદર્શનમાં સૂચવેલો ભેદ વધારે બંધ બેસે હેવો છે.)

મણિભાઈની હાસ્યરસની સૂક્ષ્મ કદરનો આ એકજ નમૂનો બસ છે. બાકી હેમની કનેથી રમૂજી વાતો અનેક સાંભળેલી તે બધી ઊતારવા માટે સ્થળ નથી. હેમની હાસ્યરસની વૃત્તિમાં એક ગુણ એ હતો કે એ વૃત્તિ genuine, ખરા દિલની હતી; હાસ્યરસમાં હમે સમઝિયે છિયે એમ બતાવવા માટે હાસ્યરસ દર્શાવવા જનારાઓ ઘણા છે, તે લોકોના જેવી ન્હોતી. તેમજ મનસુખરામના હાસ્યરસથી મણિભાઈનો હાસ્યરસ જુદો પડી આવતો. "હું કે'વો જગત્‌ને રમાડું છું?" હેવો ભાવ સૂચવતો, માત્ર હોઠ ઉપર રમતો, હાસ્યરસ મનસુખરામનો; "હું કે'વો જગત્ સાથે રમું છું?" એમ જાત્યને પણ અપ્રગટ અનુભવ કરાવતો, હૃદયમાં રમતો ને હૃદયમાંથી વહી નીકળતો મણિભાઈનો હાસ્યરસ.

મણિભાઈ ભુજ તરફ દીવાનની પદવીએ જવાના હતા તે વખતે મુંબાઈમાં કચ્છના ભાટિયાવર્ગ તરફથી હેમને માનપત્ર આપવાનો મેળાવડો થયો હતો. મેળાવડામાં જતાં પ્હેલાં એક વૈદ્યરાજે મણિભાઈને ખાનગીમાં સૂચના કરી: "મ્હારા 'જીવન' વિશે ભાષણમાં બે બોલ કહેજો." ('જીવન' નામનું ઔષધ બનાવીને એ વૈદ્ય વેચતા હતા.) આ વાતમાં મણિભાઈ રમૂજ મેળવીને હમને રમૂજ ઊપજાવીને એ વાત કહેતા હતા.

મણિભાઈ ભુજમાં બે વાર દીવાનપદે ચઢયા હતા. એક વાર દીવાનગિરી, કાંઈક અનિષ્ટ સંસ્થિતિમાં, છોડવી પડેલી. (તેમાં મણિભાઈને લગાર પણ દૂષણ કે લાઞ્છન વળગે એમ સ્થિતિ ન્હોતી. રજવાડાના મામલા જ માત્ર હેવા). છતાં બીજીવાર એ પદ પ્રાપ્ત હેમણે કર્યું ત્હારે જ સંતોષ પામ્યા. હમને કેટલાકને તે પ્રસંગે એમ લાગેલું કે આ મોહ શા માટે રાખતા હશે?—પરંતુ પાછળથી હમને પણ લાગ્યું કે મોહનો અંશ હેમાં નહોતો. હેમનો આગ્રહી સ્વભાવ મુખ્ય અંશે આ બનાવમાં પ્રેરક બળ તરીકે પ્રવર્ત્યો હતો.

મણિભાઈની પ્રમાણિકપણાની કીર્તિ સર્વથા યોગ્ય હતી. રાજારજવાડા પોલિટિકલ ખાતું, એ વાતાવરણ પ્રમાણિકપણાને પોષક નથી; છતાં એ ગુણ છેવટ સુધી મણિભાઈ નિષ્કલંક રીતે સાચવી સક્યા હતા.

વડોદરામાં રેસિડંટના આસિસ્ટંટની જગા ઉપર હતા તે વખતમાં, કે ગાયકવાડના દીવાન હતા તે વખતમાં,—બરોબર યાદ નથી, પણ એ બેમાંથી એક વખતમાં, મણિભાઈના બાપ બહુ અસંતોષ બતાવતા હતા કે—"મ્હોટી નાકરી મેળવી તે શા કામની? આડો અવળો હાથ ફર્યો નહિં, પછી મ્હોટી નાકરીની શી મઝા?"

મણિભાઈ મનસુખરામના મિત્રમંડળમાં હતા, છતાં નહોતા. હેમનામાં પોતાનું સ્વતન્ત્ર ચારિત્ર્યબળ હેવું હતું કે એ મંડળની કેટલીક અનિષ્ટ લક્ષણરેખાઓએ હેમને સ્પર્શ કર્યો નહોતો. ઉદાહરણ એક બસ થશે. જૂનાગઢ ભાવનગરના મનસુખરામભાઈના મિત્રો કનેથી મનસુખરામભાઈ એક અપૂર્વ વાણીવિલાસ શીખ્યા હતા, તે હેવો કે મૂળની બરોબર તદ્રૂપ રણકારો પોતાના વચનમાં આણી સકતા હતા. કોઇ મળવાને જાય કે તરત જ, હોઠ ઉપર સ્મિત રાખી (એ સ્મિત તે હોઠથી વધારે ઊંડાણમાં જનારું નહિં; હેવુ સ્મિત રાખી), "પધારો! પધારો!" એ શબ્દો હેવા તો અજબ રણકારભર્યા ઉચ્ચારતા કે જાણે મળવાથી અપૂર્વ આનન્દ થયો હોય, "તમારું જ સ્મરણ હું કરતો'તો" હેવો ભાવ દર્શાવવો હોય, એમ અંતઃકરણના મધ્યબિન્દુમાંથી ઉદ્દગાર નીકળતો બતાવવો હોય (ને હોય ત્હેમાંનું કાંઈ નહિં),—એ મન અને વાણીનો વિરોધ ઢાંકનારી, ને જાણે ત્હેનાથી તો ગૂઢ ના રહી સકે હેવી, રીતિ સંપાદન કરી હતી. આ રીતિના આદરસત્કારનો મ્હને જાતે અનુભવ અનેક વાર થયોછે. એ "પધારો! પધારો!" નો અજબ રણકાર–ભ્હાર શુદ્ધ, અંદર પોલો, હેવો રણકાર, કાગળ કલમ અને શાહીનાં સાધનથી પ્રગટ થવો અશક્ય છે. આ શબ્દોનો રણકાર તો શું? પણ એ શબ્દો પણ મણિભાઇયે ઉપયોગમાં આણ્યાનું સ્મરણ મ્હને નથી. હેમનો તો સીધો જ માર્ગ હતો, "કેમ નનુભાઈ! આવ્યા?" "કેમ નનુભાઇ! કેમ છે?"–હેવાં સરળ વચનોથી જ મ્હને દરેક મુલાકાત વખતે મણિભાઇયે સંબોધ્યોછે. અલબત, રાજદરબારી જીવનને અંગે કેવળ ભોળો સ્વભાવ તો ના જ પરવડે; પરંતુ એ જીવન માટે જોઇયે તેથી વધારે અંતઃકરણગોપન હેમણે કર્યું જાણ્યું નથી.

મણિભાઈ કાંઈ માનવ ખામીઓથી મુક્ત હતા એમ કહેવાનો આશય મ્હારો નથી. હેમની નજીવી ખામીમાંની એક વિશે મોતીલાલ લાલભાઈ, મણિભાઈના મિત્ર, રમૂજ કરતા હતા. મોતીલાલનો એક ભત્રીજો પાંચ છ વર્ષની ઉમરનો બધા લોકોની નકલો કરતો હતો તે દેખાડવાને એક વાર મોતીલાલ હેને હમારે ઘેર લાવ્યા. અનેક નકલો કરી, પછી મણિભાઈ કાકા-ની નકલ કરીઃ જમી રહીને મચ્છન દેવાને પાટલા ઉપર બેશી હાથ મ્હો ધોવાની નકલ કરતે "છાબુ!" કરીને સાબૂ માગવાને હાથ લાંબો કર્યો (કલ્પિત નોકર તરફ).-આ જોઈને મોતીલાલ ખડખડ હસ્યા, અને મણિભાઈ સાબૂ વડે હાથ ધોતા તે માટે કારણ બતાવતા તે કહ્યું: "સાહેબ લોકો જોડે હાથ મેળવવો પડે તે વખતે દાળ્યની વાસ આવે તે માટે સાબૂ લઉંછું" એ હેમનો બચાવ હતો. સુઘડતા માટે જ આ સાબૂનો ઉપયોગ બસ હતો. પણ સાહેબ લોકો જોડે મળવા બાબતની ન્હાની સરખી vanity, ફ્લાશ, એ લક્ષણ પ્રગટ થતું હતું–તે ઉપર મોતીલાલ મિત્રભાવે હસતા હતા.

હું શોલાપુરમાં નોકરી ઉપર હતો ત્હેવામાં એકવાર મુંબાઈમાં (ભાયખળામાં) દરિયામહેલવાળે બંગલે મણિભાઈ ઊતરેલા ત્યહાં હેમને મળવાને હું ગયો. અનેક વાતોચીતોમાં મ્હારી નોકરીના સ્થિતિ વિશે વાત હેમણે કાઢી. "સરકાર સુધી તો ત્હમારું કામ કદર થાય એમ શી રીતે પ્હોંચતું હશે? તો પણ કોક રીતે પ્હોંચે ખરું. ભોજનસામગ્રી બધી થઈ હોય, ને જમતી વખત મિષ્ટાન્ન વગેરેનાં વખાણ થાય. તેમ ચટણી પણ વખાણ મેળવે ખરી; 'આ ચટણી સરસ વટાઈ છે, કો'ણે વાટીછે?' એમ પ્રશ્ન થાય ખરો." આમ મણિભાઇયે દાખલો મૂકયો. હું કશો ઉત્તર દીધા વિના બેશી રહ્યો. પણ સત્ય સ્થિતિ એ નહોતી. ચટણી વાટનારનું નામ કહેલું હોય તોપણ એ રામા ઘાટીને તરત જ બધા ભૂલી જાય; તેમ જ કલેકટર, કમિશનર, એ બારે દિવાલોની પાર થઈને સેક્રેટરિયેટ સુધી કામની કદર થાય તે જવલ્લે જ; નહોતી થઈ એમ નહોતું, પણ હેનું સાફલ્ય નહોતું.

મણિભાઈની મૂર્તિ કદી આંખ્ય આગળથી ખસે હેવી નહોતી. શરીરે 'નનાંગડા'; તે નનાંગડાપણું ઢાંકવાને માટે જાણે ના હોય એમ, માથે પાઘડી નહિં પણ પાઘડીમાં માથું, હેવી પ્રમાણમાં મ્હોટી પાઘડી; કપાળે આડા ટીલામાં વચ્ચે કંકુનો ચાંલ્લો, અસાધારણ બુદ્ધિબળ ઝરતી તીક્ષ્ણ તેજસ્વી આંખ્યો, એ જ બુદ્ધિશક્તિની દીપ્તિમય પતાકા બનેલું વિશાળ તેજસ્વી કપાળ; કમાનદાર, કસો બાંધવાનો, મુસલમાની વારાથી પ્રવિષ્ટ થયેલી રીતનો ડગલો, કાથિયા રંગનો, અથવા સફેદ અંગરખું;–આ બધાં બાહ્ય અને આન્તર લક્ષણથી બનેલું હેમનું પ્રગટ શરીર અને લક્ષણશરીર અત્યારે હું પ્રત્યક્ષ જોઉંછું.

અને તે સાથે હેમને હું છેલ્લેછેલ્લો મળ્યો તે અત્યારે મુકુરમાં આ-લેખાયછેઃ પ્રકૃતિ શિથિલ હોવાથી સાંટાકુઝમાં રહેવા આવેલા, તે વખતમાં મનસુખરામભાઈના ઘરમાં આગલા પૉર્ટિકો ઉપરની અગાશીમાં એ તથા મનસુખરામભાઈ બેઠેલા, અને હું મળવા ગયો. સમય સન્ધ્યાકાળનો હતો; હું તે વખતે ન્હોતો જાણતો કે મણિભાઈને વિશે આ જીવનસન્ધ્યાનો જ સમય હતો. એ મુલાકાત વખત થોડીક જ વાતચીત થઈ. હું તે પછી હેમને મળી સકયો નહિં. જીવનની સન્ધ્યા અને સૂર્યાસ્ત થયો. એ વડીલ-બન્ધુવત્ પુરુષનું સ્મરણ આ હૃદયમાં કાયમનું કોતરાયલું રહ્યુંછે, અને રહેશે, અને એ કોતરણીની રેખાઓમાં મૃદુતા અને મધુરતા જ વસેછે.

(૧૬

# સ્વ. છોટાલાલ સેવકરામ,
# સ્વ. હરિદાસ વિહારીદાસ,
# સ્વ. મોતીલાલ લાલભાઈ,
# સ્વ. ઝવેરીલાલ ઉમિયાશંકર

સુજ્ઞ વાચકને એક વાત ધ્યાનમાં રાખવાની વિનંતિઃ આજના લેખમાં ચાર વ્યક્તિયોનો એકત્ર સંગ્રહ કર્યોછે ત્હેનું મુખ્ય કારણ એ કે પ્રત્યેક વિશે જુદો લેખ લખાય એટલાં પ્રતિબિમ્બ, મ્હારા સ્મરણમુકુરમાં પડેલાં નથી. આ સ્મરણમુકુરની લેખાવલી આત્મલક્ષી નહિં પણ પરલક્ષી છે એ ભૂલવાનું નથી. આત્મલક્ષી તો અલ્પાંશે જ, અને તે બિમ્બનું પ્રતિબિમ્બ લેનાર લેખકનો સંપર્ક હોવાથી સંભવે જ.

## છોટાલાલ સેવકરામ

મ્હારા બન્ધુ આપારાવ તરુણ વયે મરણ પામ્યા તે પ્રસંગને ઉદ્દેશીને એક ગીત પ્રગટ થયું હતું; કરુણરસનાં કાવ્યોને અનુકૂળ પડતી દેશીમાં—"બેડો બાઈ બુડતો તારો રે, અંબે આઈ પાર ઊતારો." એ ચાલની દેશીમાં—એ ગીત રચેલું હતું. ત્હારે પ્રથમ જ મ્હારા પિતાને ખબર પડી કે છોટાલાલ આપારાવને પોતાના મિત્ર તરીકે માનતા હતા. હમારા કુટુમ્બમાં તે સમયમાં છોટાલાલની આવજા નહોતી. છોટાલાલનો પ્રથમ પરિચય આટલો જ, અને પરોક્ષ રીતે જ. કાલક્રમે, ઘણાં વર્ષો પછી,

મુંબાઈમાં સર મંગળદાસના ખાનગી સેક્રેટરીની પદવી વગેરે વ્યવસાયોથી છૂટીને, ભુજમાં રાવસાહેબના પ્રાઇવેટ સેક્રેટરીનું પદ એઓએ મેળવ્યું તે સમયથી છોટાલાલ જોડે હમારા કુટુંબનો સંપર્ક વધ્યો. અને સોની વર્ગમાં સાધારણ રીતે અદષ્ટ ગૌરવદન, તેજસ્વી ભાલ, સર્વાંશે સુન્દર મુખાકૃતિવાળી એ મૂર્તિ, એ બાહ્ય સૌન્દર્યથી તેમ જ હેમના હૃદયના ગુણોના આન્તર સૌન્દર્યથી મ્હારા મનમાં અને હૃદયમાં બિમ્બિત થઈ ગઈ. અનેક પ્રસંગોએ હેમની સાથે મેળાપ થયેલા, પરંતુ એ પ્રસંગોમાં ખાસ જાણવા નોંધવા જેવું યાદ નથી આવતું. માત્ર એક પ્રસંગ પ્રગટ થાય-છેઃ હાલના ભુજના દીવાન રા. ચૂનીલાલ સારાભાઈ એ પદે નીમાયા તે પૂર્વે એ ખાલી પદ હતું તે વખતે અમદાવાદમાં છોટાલાલ મ્હને મળવા આવેલા; કેટલાક મિત્રો હાજર હતા તેથી મ્હને એકાન્તમાં લઈ જઈને પૂછ્યું: "ભુજની દીવાનની જગા માટે હમારું નામ સૂચવિયે?" હું શો ઉત્તર દઉં? ના કહું તો ગર્વિષ્ઠ ગણાઉં; હા કહું તો લોભી ગણાઉં. અને હું જાણતો હતો કે સરકારમાંથી મ્હારી નોકરી ત્હાં સંક્રાન્ત કરવાની મંજૂરીનો સંભવ પણ અલ્પાલ્પ હતો. છતાં છોટાલાલના સદ્ભાવને માન આપીને મ્હેં હા કહી, પણ અસંભવનો પક્ષ પણ બતાવ્યો.

છોટાલાલ મનસુખરામભાઈના અંતરંગ મંડળમાં અંગભૂત હતા, છતાં કાંઈક બહિઃસ્થિત પણ હતા. સાહિત્યમાં છોટાલાલે આપેલો ફાળો સુવિદિત છે; હેના ગુણદોષના નિરૂપણનો પ્રસંગ મ્હારે કદી આવેલો નહિં એટલે અહિં એ વિશે ચર્ચા કે વિશેષ ઉલ્લેખ અપ્રાસંગિક જ છે. માટે બસ.

## હરિદાસ વિહારીદાસ

હરિદાસભાઈ નડિયાદના પ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત પાટીદાર દેસાઈ કુટુમ્બના કુલદીપક ખરેખરા જ હતા. હેમની સાદા વેશની, સાદાઈ સર્વાંગે છપાયલી, મૂર્તિ એ સાદાઈથી જ અને હેમના વ્યક્તિત્વથી પ્રતાપની છાપ પાડનારી મ્હારા મુકુરમાં બિમ્બિત થયેલી જોઉં છું. દેસાઈ કુટુમ્બ જોડે મ્હારા પિતાને લાંબા વખતની ઘરવટ હતી. પરંતુ હરિદાસના સાક્ષાત

સંપર્કમાં મ્હારે આવવાના પ્રસંગો બહુ અલ્પ જ અને વિશેષ જાણવા જેવા ન્હોતા. પરોક્ષ રીતે આ મુકુરમાં બિમ્બિત થયેલો એક પ્રસંગ નોંધું: હરિદાસ જૂનાગઢમાં દીવાનની પદવીએ હતા તે સમયમાં નારાયણ હેમચન્દ્ર હેમનો અતિથિ હતો. એ વખતમાં બ્હારવટિયાનું ભારે તોફાન ચાલેલું હતું. નારાયણ ખાનગી વાતચીતમાં વર્ણન કરતો હતો: "મહાશય! રાવસાહેબ (હરિદાસનું ખાનગી નામ રાવસાહેબ હતું; રાવસાહેબ) અને હું ફેટનમાં સાથે બેશીને ફરવા નીકળતા ત્યહારે રાવસાહેબ બે ગૂંઝામા બે રિવોલ્વરો રાખતા અને હાથ અંદર એ રિવોલ્વરના ઘોડા ઉપરજ રાખી મૂકતા અને રસ્તાની બંને બાજૂએ આમ ડોકું ફેરવતા અને આમ ડોકું ફેરવતા;—બ્હારવટિયાઓના ઉપદ્રવને લીધે."—આ પ્રકારે ચીતરેલું ચિત્ર 'સેકંડહૅન્ડ' છે—પણ મુકુરમાં પડેલું જ મૂકું છું.—એક મુકુરમાંથી બીજામાં પડેલું.

બીજો એક સાધારણ પ્રસંગઃ અમદાવાદમાં એક દિવસ મોતીલાલ લાલભાઈ મ્હારા પિતાની પાસે હરિદાસને લાવ્યા અને હેમનો એક ખેલ જોવાને હમારા બધા કુટુમ્બમંડળને એકઠું કરાવ્યું. હરિદાસે એક હથોડી અને ટાંકણી માગ્યાં. આપ્યાં. ખુરશી ઉપર એ બેઠા અને એક જાંઘના ઉપલ્યા ભાગમાં એ ટાંકણીની અણી ધરીને હથોડી વડે ઠોકતે ઠોકતે આખી ટાંકણી પગમાં ઉતારી દીધી; લોહી ના નીકળે એમ સ્થળ સાધ્યું હતું. છતાં એ ખેલ કરવાની હિમ્મત ત્હમારામાં, મ્હારામાં કે, રસ્તે જનારા સર્વમાં નહિં દેખિયે. આટલું ચિત્ર પ્રગટ થઈ ને હવે વિલુપ્ત થાયછે.

હરિદાસભાઈ પણ મનસુખરામભાઈના અંતરંગ મંડળના છતાં બહિઃસ્થિત હતા. સાહિત્યમાં હેમનો ફાળો જાણ્યો નથી. "શેક્સ્પીઅર-કથાસમાજ" માં હેમનો હાથ હતો એમ કાંઈક યાદ છે. તેટલું બાદ.

## મોતીલાલ લાલભાઈ

"મોતીલાલ લાલભાઈ કોણ?" હાલના તરુણ વર્ગમાંથી પ્રશ્ન પૂછાયછે. સાહિત્યમાં સેવા અર્પેલા પુરુષોથી જ પરિચિત તરુણો આમ પૂછેછે. અને હેમને મ્હારે કહેવું પડેછે કે એ અપરાધ મોતીલાલે કદી કર્યો



ઝવેરીલાલ ઉમિયાશંકર

[ પૃષ્ઠ ૧૩૮

નહોતો;—ગુજરાતી સાહિત્ય માટે જ કહું છું. છતાં અંગ્રેજી ભાષા ઉપર શૈલીનું પ્રભુત્વ હેમનું હેવું હતું, સુન્દર, સાદી, અસરકારક લેખનશૈલી હેમને વશવર્તિની હેવી હતી, કે મુંબાઈનાં પ્રખ્યાત દૈનિક પત્રોમાં હેમના લેખ આદરથી સ્વીકારાતા હતા. બાળપણમાં "લાલભાઈનો મોતી" કરીને ઓળખાતી વ્યક્તિયે આત્મબળે અન્ત સમયમાં કચ્છના દિવાનની પદવીએ ચઢીને મોતીલાલભાઈ બનવાનું પરાક્રમ કરેલું વિચારતાં એ પરાક્રમી પુરુષ વિશે આદરમાન પ્રગટ થાય એમ છે. અને એ અસાધારણ પદવીએ જતા સુધી અને તે પછી પણ સ્વભાવની સાદાઈ, અભિમાનનો અભાવ, સદા રમૂજી, હસમુખો વાર્તાલાપ મોતીલાલની મૂર્તિને હૃદયંગમ, સદા પ્રિય લાગે હેવી, બનાવતાં હતાં. મ્હારા બાળપણ થી જ મ્હારા પિતા જોડે હેમનો નિકટ સંબન્ધ, સહવાસ, નિત્ય પરિચય હોવાથી મોતીલાલ હમારા કુટુમ્બના લગભગ અંગભૂત જેવા હતા. મ્હારા સર્વેથી વડીલ બન્ધુની બરોબરીની ઉમરના એઓ હતા; તથાપિ વયમાં અતિશય ન્હાનો હું છતાં મ્હારી જોડે અને મ્હારા ન્હાના બન્ધુ કૃષ્ણરાવ જોડે પણ બરોબરિયાની પેઠે રમૂજ, ટીખળ વગેરે કરીને વર્તતા. મોતીલાલ તરફ પ્રેમ અને પૂજ્ય બુદ્ધિ સહજ ઉત્પન્ન થતાં. મોતીલાલની મુખમુદ્રા હમેશાં આનન્દની છાપવાળી, ઉત્સાહભરી, જોતાં વાંત દિલગીરીના ભાવ હમારામાં હોય તો ઊડી જતા હતા. મનસુખરામભાઈના મિત્રમંડળમાં–અંતરંગમંડળની બ્હાર–મોતીલાલ હતા. અને મનસુખરામ વિશે નિર્દોષ ટીખળ હેમણે અનેકવાર કરેલાં અત્યારે નોંધવા બેસું તો પાર ના આવે. વળી, નિત્યનો સુખદર્શી સ્વભાવ હેમનો હોવાથી નઠારામાં નઠારી પરિસ્થિતિને પણ પોતાના સંતોષથી રંગીને ઉત્તમ માનનારા મોતીલાલ દુઃખ શું તે કદી સમજતા નહિ. પોતાની સરકારી નોકરીના પરિક્રમણમાં જે ગામમાં મુકામ હોય તે તે પૂર્વેના બધા મુકામથી ચઢિયાતો સુન્દર માનીને મ્હારા પિતાને લખતાઃ અહિં આવો; હાવું સુન્દર સ્થળ બીજું એક પણ નથી.

હેમની સ્વભાવની સાદાઈનું એક જ ઉદાહરણ દર્શાવું: કન્યાળીમાં મોતીલાલનો મુકામ હતો ત્હારે મ્હારા પિતા, બન્ધુઓ વગેરે મંડળને

હેમણે નિમંત્રણ કરી બોલાવેલા. જમીને એક વાર બપોરે મ્હારા પિતાને મોતીલાલ કહેઃ "મ્હોટાભાઈ! મ્હારો એક સિપાઈ ઘણો ગમતી છે. જુઓ."–કહીને હેને બોલાવ્યો. હેને કહેઃ "ત્હારી પેલી ચાર્પડીમાંથી વાંચી સંભળાવ્ય. જવાન છોકરો સિપાઈ બેઠો; ઉર્દુ કવિતારૂપ કથા કાઢીને વાંચવા મંડયો—રાગડા તાણીને. "હય હય સિકંદર ઝુલ્મ કરન" એમ વારંવાર ધ્રુવ પંક્તિમાં આવતા શબ્દો હજી મ્હારા કાનમાં વાગ્યા કરેછે. આખ્યાનથી બધા કંટાળ્યા. મોતીલાલ પણ કંટાળ્યા. "ચાલ્ય, ચાલ્ય, ગાંડિયા! બસ થયું, હવે જા." કહીને સિપાઈને કાઢી મૂકયો.

એકવાર અમદાવાદમાં લાલા વસાની પોળ્યમાં સાઠોદરા નાગરોની નાત્ય જમતી હતી. મોતીલાલ પીરસવામાં હતા. મ્હારા માશીના દીકરા રતનલાલનું ઘર એ પોળ્યમાં હતું. પોળ્યના દરવાજામાં રતનલાલ ઊભા. નાત્ય જમતી હતી. ઘરમાં જવાનો રસ્તો મળે એમ નહોતું. મોતીલાલ પાસે આવીને રતનલાલને કહેઃ "અડધી રાત સુધી પત્તો નહિં ખાય; જાણોછો? હમે તો 'સાહેબાજી ચપ્પણ!' સાં હુન્નમ મારીને એક સાઠોદરો પરમેશ્વરે ઘડયોછે!"

પોતાનાં પત્ની ઉપર મોતીલાલનો અસાધારણ પ્રેમ હતો. કંકુભાભી પણ સ્વભાવે અતીવ માયાળુ, નિખાલસ, સાદાં હતાં. હેમને પોતે અંગ્રેજી શીખવતા વગેરે વાતો મોતીલાલ મ્હારા પિતાની આગળ કરતા હતા—સ્વાભાવિક રીતે નિત્ય સંપર્ક, ખેડામાં, અમદાવાદમાં, મ્હારા પિતા જોડે થતો તેથી. આ જોઈને મ્હારા વડીલ બન્ધુ કાંઈક હસતા કે–મ્હોટાભાઈને પોતાના બરોબરિયા ગણીને ખાનગી વાતો કરેછે.

મોતીલાલનો એક માનીતો નોકર તળશિયો કંકુભાભીને ગાંઠતો નહિં તે વાત મોતીલાલ કરતા તે પણ હેમાંથી રમૂજ સોધી કાઢીને. એક રમૂજનો પ્રસંગ યાદ આવેછે. અમદાવાદમાં એક વાર હમારે ઘેર જમવાને મિત્ર-મંડળ આવેલું. બધા અતિથિયોના ઠામ–રંગોળીથી અંકાયલા ખાનામાં—મંડાયા હતા. પૂરીઓ ઉપર રંગથી નામાક્ષરો લખવાની (તળતે જ લખાય ને તળાતે તે અક્ષરો ઊઘડે એમ લખવાની) કળા મ્હારા વડીલ બન્ધુ બાબા-

રાવને આવડતી હતી. મોતીલાલના ઠામમાં પૂરીઓ પીરસાઈ ત્હેમાં એક પૂરી ઉપર મોતીલાલનું નામ, બીજી ઉપર કિં,ા (=કંકુ કાકી) એમ આખું નામ એકાક્ષરી ઘટનામાં ઊપડેલું હતું. આ જોઈ ને મોતીલાલ કાંઈક ચીઢાયા —નામનું જ—અને કહેવા લાગ્યાઃ "આ બાબારાવનો ટીખળી સ્વભાવ જવાનો જ નહિં."

× × × ×

અનેક વર્ષો વીતી ગયાં. મ્હારા પિતા, મ્હારા વડીલ બન્ધુઓ અવસાન પામી ગયા. મોતીલાલ કચ્છની દીવાનગિરી ભોગવી અસાધ્ય રોગથી અમદાવાદમાં પોતાના મકાનમાં રહ્યા. હું અને મ્હારા ન્હાના બન્ધુ કૃષ્ણરાવ એ માંદગીના વખતમાં છેવટની મુલાકાતે ગયા. મોતીલાલને ભાન હતું; પણ પથારીવશ હતા. આટલી માંદગી છતાં હેમનો પ્રફુલ્લ સ્વભાવ પ્રગટ થઇ આવતો હતો. આ છેવટનું હેમનું દર્શન. નિઃસંશય, એ આનન્દધામના અધિકારીનું સ્મરણ શાન્ત સુખલહરી જ ઉત્પન્ન કરેછે.

## ઝવેરીલાલ ઉમિયાશંકર

નડિયાદે અનેક નરરત્ન પેદા કર્યાછે. ત્હેમાં ઝવેરીલાલ અનુપમ રત્ન હતા. મ્હારા પિતાની દ્વારા જ એ સત્પુરુષ જોડે મ્હારો સંપર્ક હતો. મુંબાઈ-માં દૈનિક પત્રમાં અનેક સુરેખ અગ્રલેખો લખનારા, એ પત્રના તંત્રીના સંમાનિત મિત્ર, ઝવેરીલાલ હતા, એ વાત હેમના સમયમાં સુપ્રસિદ્ધ હતી. વિદ્યાસંપત્તિ અસાધારણ છતાં નિરભિમાનપણું, ધનની સંપત્તિ ચલવિચલ થઈ છતાં શાન્તિની એકરૂપતા, જીવનનું, વસ્ત્રાદિકનું, સદાનું સાદાપણું, હળભળિયો સ્વભાવ, દમ્ભહીન વાર્તાલાપ—ન્હાના મ્હોટા સર્વની સાથે,—આ ગુણોથી ઝવેરીલાલે મ્હારા મન ઉપર પ્રેમયુક્ત માનની છાપ પાડી હતી. હું જ્યહારે જ્યહારે મળવા જતો ત્યહારે ભલમનસાઈનું જ ચિત્ર હું ચીતરાયલું દેખતો. મુરબ્બી થવાનો ડાળ કદી હેમણે કરેલો યાદ નથી.

રાધનપુર સંસ્થાનના કાંઈક કામ માટે આવેલા ઝવેરીલાલ અમદા-વાદમાં હમારા અતિથિ થયા હતા. તે સમય સંભારુંછું. પાઘાબંડી પ્હેરેલું

ભવ્ય શરીર, સૌન્દર્યનો દાવો ના કરનારી મુખઘટના, રગેરગમાં નિખાલસપણું વ્હેતું જણાઈ જાય હેવી મૂર્તિ—આ ચિત્ર સ્થિર બિમ્બિત થયેલું જોઉંછું. જમવા સાથે બેઠા હતા. બધું જમી રહ્યા પછી, કશું છાંડવું નહિં એમ ટેવ હશે તેથી, વાડકામાંથી દાળ પણ ઝવેરીલાલ પી ગયા, તે જોઈને હમે મૂર્ખ બાળકો સંતાઈને હસવા લાગ્યાં. હેમણે એ જાણ્યું નહોતું.—ઝવેરીલાલનો સાદો સ્વભાવ એક બીજા બનાવમાં દીઠો હતો. હેમનો એક રસોઈયો ન...ઠા...રી રસોઈ કરતો હતો; છતાં તે રસોઈ પણ વખાણી વખાણીને પોતે ખાતા હતા. ને રસોઇયાને શાબાશી આપતા હતા.

મનસુખરામભાઈ અને ઝવેરીલાલભાઈ વચ્ચે કોઇક અજ્ઞાત, અજ્ઞેય, કારણથી ઊંડો વિરોધ હતો; એક બીજાની સાથે બોલવાનો પણ વ્યવહાર ન્હોતો. આ સબળ વિરોધ છતાં ઝવેરીલાલભાઇયે કદી પણ મનસુખરામ વિશે નિન્દાવચન કાઢેલું જાણ્યું નથી. મનસુખરામભાઈના મુખમાંથી પણ હેવો ઉચ્ચાર સાંભળ્યો નહોતો. માત્ર એક પ્રસંગ અપવાદરૂપનો સ્મરણમાં આવેછે; વડોદરામાં સયાજીરાવ ગાયકવાડ ગાદીએ બેઠા તે પ્રસંગ જાણ્યામાં હતો; મણિભાઈ જસભાઈના સદરબજારના મકાનમાં મણિભાઈ, મોતીલાલ લાલભાઈ, ઝવેરીલાલ, મ્હારા પિતા વગેરે એકઠા થયા હતા. જાણ્યામાં આ સમારમ્ભને અંગે મુંબાઈના દૈનિક પત્રને તાર મોકલવાની ચર્ચા ચાલતી હતી. તારનો મુસદ્દો ઘડવાનું કામ મોતીલાલ, ઝવેરીલાલ, વગેરે કરતા હતા. કાંઈક શંકા ઉત્પન્ન થઈ. મોતીલાલ કહેઃ "ચાલો, આપણે મનસુખરામ કને મુસદ્દો કરાવિયે; એ સારો કરશે." (જાણી જોઈને જ આમ બોલ્યા હતા). ઝવેરીલાલ જોસમાં આવીને, પરંતુ હેમનો જોસ કેટલો? જરાક જ જણાય એટલો; એટલા જોસમાં આવીને કહેછેઃ "એ શું મુસદ્દો કરતી'તી?" કહીને તરત લખવા બેશી ગયા, ને મુસદ્દો ઘડી કાઢ્યો. બે પ્રતિસ્પર્ધીઓ વચ્ચેનાં ઊંચાં મનનું દર્શન આટલું જ, અને આટલી ક્ષમ્ય મર્યાદામાં, પ્રગટ થયું દીઠું.

આ સ્પર્ધાનું પરોક્ષ દર્શન બીજી રીતે થયેલું યાદ આવેછે. હું કૉલેજમાં હતો. છગનલાલ હરિલાલ પંડ્યા મ્હારા સહાધ્યાયી હતા. કાદમ્બરી–

બાણકૃત—હમે સાથે શીખ્યા હતા. કૉલેજ છોડ્યા પછી છગનલાલે એ કાદમ્બરીનું ગુજરાતીમાં ભાષાન્તર, અતિ સુન્દર ભાષાન્તર, પ્રગટ કર્યું. ત્હેને સંબન્ધે હો, કે કોઇ બીજા સંસ્કૃતમય લખાણને અંગે હો—પણ સંસ્કૃતમય શૈલી કાંઇક જોઈને ઝવેરીલાલના પુત્ર માધવલાલે મ્હને કહ્યું: Chhaganlal is carried away by China Bag breezes"— ("છગનલાલ ચાઇના બાગ (ચીના બાગ)ના પવનોથી ઘસડાયા જણાયછે.")

ઝવેરીલાલની શૈલી મનસુખરામ જેવી સંસ્કૃતમય તો નહોતી જ. માત્ર આરમ્ભકાળમાં પોતાનાં નામોને પણ સંસ્કૃત વેસ પ્હેરાવવાનો મોહ ફેલાયો હતો અને મનસુખરામ સૂરજરામ મટીને મનસુખરામ સૂર્યરામ થયા હતા, તે સમયમાં પોતાના શાકુન્તલ નાટકના ભાષાન્તરના મુખપૃષ્ઠ ઉપર 'જવાહીરલાલ ઉમાશંકર યાજ્ઞિક' એમ નામ મૂક્યું હતું એમ યાદ આવેછે. એ પુસ્તક અત્યારે મ્હારી સમીપ નથી, તેથી સંદિગ્ધ શબ્દો વાપરુંછું. એ શાકુન્તલના ભાષાન્તરમાં જેમ ભાષા સંસ્કારી છતાં આડમ્બરી નથી, તેમ છન્દની રચના પણ એકંદર સુઘટિત છે. મનસુખરામને રામાયણના ભાષાન્તરમાં સાદા છન્દમાં અન્ત્યયમકની સાધના દુર્ઘટ થઈ પડતી તેમ ઝવેરીલાલને નડતર નડ્યાં નહોતાં. મનસુખરામનામાં છન્દની યોજના જે લયબંધ (rhythm) માગી લેછે તે લયબંધ માટે શ્રવણ કે વાણીના ઉચ્ચારણની શક્તિ નહોતાં,— એ ખામી ઝવેરીલાલમાં જાણી નથી. મનસુખરામની આ ખામી હું નિરાધાર આક્ષેપરૂપે નથી કહેતો. પ્રસંગ એક હેવો મ્હારા સ્મરણમાં દૃઢ છપાયો છે કે તે ઉપરથી આ ગુણપરીક્ષા ખરી બને એમ છે. ભીમરાવનું રચેલું મેઘદૂતનું ભાષાન્તર પ્રગટ થતાં એક પ્રત લઈને મનસુખરામભાઈને હું મળવા ગયો; ભેટ આપી; પ્રથમ પૃષ્ઠ હેમણે ઉઘાડ્યું; "બાગે પોતે ધનપતિ વડે યક્ષ કામે નીમેલો" એ આરમ્ભની પંક્તિ મન્દાક્રાન્તાના લયબંધવાળી વાંચવાનો વ્યર્થ પ્રયાસ કરતાં મનસુખરામે વાંચ્યું: "બાગે-પોતે ધનપતિ-વડે;-યક્ષ;-કામે નીમેલો" એમ શબ્દો લયની ગૂંથણીમાંથી તોડી છોડીને વાંચ્યું. હું અજબ થયો: શું આટલી પંક્તિ ખરા

લયમાં વાંચી નથી સકતા ? મ્હેં આદરયુક્ત મૌન રાખ્યું. પંડિતની આગળ અપંડિતને મૌન જ ઉચિત. એ સમયે મ્હારામાં ભાવિદર્શનની, દૂર ભાવિદર્શનની, શક્તિ હોત, હું ક્રાન્તદર્શી હોત (ભાવિ તે પણ સામાન્ય માનવની મનોદૃષ્ટિથી પાર, અતિક્રાન્ત, જ માટે ક્રાન્તદર્શી હોત), તો એક અજબ ચિત્ર આ વખતના દૃશ્યને અંગે પ્રગટ થાત; હું મ્હારી કલ્પનાને બળે ક્ષણભર તે સમયનો ક્રાન્તદર્શી બનીને દૃશ્ય રજૂ કરું: એક વિશાળ મૂર્તિ મ્હારી અને મનસુખરામભાઈની પાસે ઊભી છે; હમારા બંનેનાં નયનોમાં એ મૂર્તિ કાંઈક નીચું માથું નમાવીને તીક્ષ્ણ દૃષ્ટિશરવડે હમને વીંધી નાંખેછે; પછી બોલેછે: "ભાઇયો,—મનસુખરામભાઈ, આપનો હું બહુ આભાર માનુંછું; બૅટ્સવર્થ નામના પુરુષને વિશે નિન્દાકાવ્ય રચતાં સ્વિફ્ટને એ ગૃહસ્થના નામ માટે યમક શબ્દ જડતો ન્હોતો; એક મજૂરને મજૂરીના પૈસા ઓછા પડ્યાથી સ્વિફ્ટને કહ્યું: "This is not even my sweat's worth." એકદમ યમક જડ્યો; આનન્દ થયો; મજૂરને બક્ષીસ આપી. આજ આપને સંબન્ધે મ્હારી હેવી જ સ્થિતિ થઈ છે. આપને મજૂર જેવું ઈનામ ના અપાય; માટે માત્ર આભાર, અમૂલ્ય આભાર, જ અર્પું છું. આપે જે મેઘદૂતની પ્રથમ પંક્તિનું વાચન કર્યું, જે રીતે વાચન કર્યું, ત્હેમાં મ્હારી એક વિલક્ષણ કૃતિનું ગૂઢ બીજ હું અત્યારે જોઉંછું. આપના વાચનમાં કાંઈક દોષ તો જોઉંછું જ. આપે પદ્યના લયનો ભંગ જોઇયે તે રીતે કર્યો નહિં. "બાગે—પોતે ધનપતિ—વડે—યક્ષ—કામે નીમેલો" એમ કાંઈક ગદ્યની ધાટીએ જ બોલવું જોઈતું હતું; તે ઉપરાંત, અન્ત્ય યમકનો લોપ સાધવો જોઇયે; એટલે પદ્યનું પદ્યત્વ હેમાં છૂપાઈ જાત, અને શુદ્ધ ગદ્યપદ્યમ્ બનત. મ્હારી એક નવીન કૃતિ જુઓ; હેમાંનું અર્પણ ગદ્યપદ્યમ્ નામની અપૂર્વ રચનામાં ગોઠવ્યુંછે. હેનું લક્ષણ ટિપ્પણીમાં આપ વાંચી લેજો. હરિગીતિયા, લેભાગુ, કહેવાતા કવિયો એ સમઝી નહિં શકે તો હું લાચાર છું."

આમ ભાષણ પૂરું થવાની સાથે પ્રજાના એક સાચા બન્ધુએ અધિકારમાં નિયુક્ત કરેલો એક ચતુર ડિટેકિટવ * આવીને ઊભો છે; હેના

* તા. ૨૯ મી જુલાઈ ૧૯૨૩ નું "પ્રજાબન્ધુ"; "સાહિત્યનું સૂક્ષ્માવલોકન" જુવો.

એક હાથમાં microscope (સૂક્ષ્મદર્શક યન્ત્ર) છે, બીજા હાથમાં દૂરબીન છે. એ બોલવા માંડે છેઃ "ભાઈ સાહેબ! આપ પ્રોફેસર ખરા છો, જાદૂના ખેલાડીને પ્રોફેસરની સંજ્ઞા લોકો આપેછે; તે રીત્યના પ્રોફેસર છો. પણ આપનો જાદૂખેલ મ્હેં પકડી કાઢ્યોછે. આપનું ગદ્યપદ્યમ્ તે પ્રચ્છન્ન પદ્ય જ છે." આમ કહીને એ કૃતિ એ ડિટેક્ટિવે પદ્યના લયમાં વાંચી સંભળાવી; અને પૂર્ણાહુતિરૂપે આ વચન બોલ્યો. "આ ગદ્ય છે જ નહિં; માત્ર શબ્દો ગદ્યાભાસી રચનામાં ગોઠવ્યાછે; એ પ્રચ્છન્ન હરિગીત છે, અને આપ પ્રચ્છન્ન હરિગીતિયા છો."

ચિત્રવિલોપન. પડદો પડ્યો.

વિષયાન્તર લાગશે; પણ ઝવેરીલાલભાઈ ને વિશે પદ્યરચનાના પરિચય વિશે વાત હતી. હેમની કને હું જાત, તો આ પ્રકારની રમૂજ, હાવું ક્રાન્તદર્શનનું દૃશ્ય કદી ના મળત.

## (૧૭)

## સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ

'સ્મરણમુકુર'ની લેખમાળામાં ક્રમભંગ થવાનું જોખમ માથે લઈને આજ પ્રવૃત્ત થાઉંછું. વૃદ્ધ અને તરુણ એ વચ્ચેનો કાલભેદ લોપી દઈને જે મૃત્યુ ગમે ત્હેને ગમે તેમ ઉપાડી લેછે તે મૃત્યુનો કરેલો ક્રમભંગ આપણે સહન કરિયે છિયે, તો વાચક બન્ધુઓ આ મ્હારો ક્રમભંગ વિના સંકોચે સ્વીકારી લેશે એમ આશા છે. મ્હારા ક્રમભંગને એ નિષ્ઠુર મૃત્યુદેવે જ કારણ આપ્યુંછે. મણિશંકર—જે'ને આપણે "કાન્ત"ના તખલ્લુસથી પરિચિતરૂપે ઓળખતા હતા તે મણિશંકર—કરુણ સંજોગોમાં અચાનક ઊપડી ગયા. મ્હારા સ્મરણમુકુરને, ત્હારે, આજથી છત્રીસ વર્ષ પૂર્વના સમયનાં પ્રતિબિમ્બો પ્રગટાવવાને ગોઠવું છું.

સ્થળ—એલ્ફિન્સ્ટન કાલેજ (વિક્ટોરિયા ગાર્ડન્સની સ્હામેનું મકાન.)

કાળ—ઈ. સ. ૧૮૮૭ નું બીજું ટર્મ.

મણિશંકર રત્નજી ભટ્ટ (પ્રવેશ કરીને):—

સાંપ્રત રસમય ઋતુની કદર અરે! જાણતા નથી કોઇ,
તે મુજ ખેદ શમેછે જલદ રસિક નીલકંઠને જોઇ.

રમણભાઇ મહીપતરામ નીલકંઠ (પ્રવેશ કરીને):—

રે! જાણીને કદર શું કર્યું નીલકંઠે?
પાડયાં જ આંસુ ખુશીમાં કરી નાદ ઊંચે!
એ મેઘના જલ થકી મણિ થાય સીપે,
જેથી જણાય ગુરુ મેઘની શક્તિ સર્વે.

બસ દશ્ય ઉપર પડદો પડેછે.



મણિશંકર રત્નજી ભટ્ટ

[ પૃષ્ઠ ૧૪૮

દૃશ્ય સમઝાવવું પડશે? નવીન કવિતાનો યુગ શરૂ થતાં, નવીન રસ-પરીક્ષણની વૃત્તિ પણ જાગૃત થઈ તે સમયમાં રમણભાઈએ એલ્ફિન્સ્ટન કૉલેજમાં 'કવિતાની ઉત્પત્તિ અને સ્વરૂપ' એ વિષય ઉપર 'ગુજરાતી એલ્ફિન્સ્ટન સભા' સમક્ષ ચર્ચા કરી. તેથી પ્રગટ થયેલી ઊર્મિ દર્શાવનારી ગીતિ મણિશંકરે રમણભાઈને મોકલી. એ ગીતિમાં વર્ષાકાળની રસમય—જલમય—ઋતુ અને ગુજરાતમાં પ્રગટ થયેલી રસમય વૃત્તિ એ બેનો વ્યંજક વ્યંગ્ય સંબન્ધ સર્વે જોઈ સકશે. નીલકંઠમાં સમાયલો શ્લેષ પણ સુવાચ્ય છે. રમણભાઈયે ઉત્તરમાં વસન્તતિલકા રચી મોકલતાં મણિ શબ્દમાં પણ રસિક શ્લેષ સમાવ્યો. આ પ્રસંગથી બે રસિક તરુણો વચ્ચે મૈત્રી શરૂ થઈ.

કાલિદાસ કવિનાં નાટકોમાં અંકને આરમ્ભે બહુધા ગીતિ ગાતો નાયક પ્રવેશ કરતો જોઈયે છિયે, તેમ આ પ્રસંગના નાયક મણિશંકરનો પ્રવેશ પણ થાયછે. એ દૃશ્ય આટલામાં જ બંધ થાયછે. હું નાટક લખવા બેઠો નથી.

હવે ૧૮૯૦ ની સાલમાં મણિશંકરનું, 'વસંતવિજય' નામના અપૂર્વ સૌન્દર્ય અને કલાવિધાનયુક્ત કાવ્યની દ્વારા, દર્શન કરું છું. ખરે! નીલકંઠનું ભાવિદર્શન સાચું; મેઘના રસમય જલવડે સ્વાતિ નક્ષત્રમાં ગુજરાતની સીપમાં અપૂર્વ મણિ (મૌક્તિકમણિ) પાક્યો હતો. મણિશંકર-નું એ પ્રથમ જ કવિત્વફળ હતું, છતાં પરિપક્વ કવિત્વનાં લક્ષણ હેમાં પ્રગટ હતાં. ઝીયુસના મસ્તિષ્કમાંથી એથીના પૂર્ણવિકાસવાળી—સંપૂર્ણ, સુસજ્જ—નીકળી તે પ્રગટ થઈ એ કલ્પિત કથાનું પ્રત્યક્ષ પ્રતિબિમ્બ આ કાવ્યમાં જોઈ સકાય. એ કાવ્ય ઉપર રમણભાઈની સમર્થ ટીકા કાવ્ય સાથે જ પ્રગટ થઈ હતી. મ્હને એ કાવ્યની રસિકતા બહુ જ પ્રિય થઈ પડ્યાથી મ્હેં એ વિશે એક ચર્ચા લખીને મણિલાલ દ્વિવેદીના "પ્રિયંવદા" નામના માસિક-ના ૧૮૯૦ ના એપ્રિલના અંકમાં પ્રસિદ્ધ કરી હતી. એ કાવ્યમાંની

"બેસીને કોણ જાણે ક્યહિં પરભૃતિકા ગાન સ્વર્ગીય ગાય."

એ અદ્ભુત પંક્તિની ચારુતા બતાવતાં—"કાયલડી રહી છુપી ઝાડના ઝુંડમાં રે" એ પંક્તિ જોડે 'મકરન્દે' સરખાવવાનું સૂચવેલું તે વિશે મ્હેં લખેલું

કે મણિશંકરની પંક્તિ કવિત્વગુણમાં ચઢિયાતી છે; 'ઝાડના ઝુંડમાં છુપી' એટલું પણ સવિકલ્પક જ્ઞાન હોવાથી કોયલનું અને હેના ગાનનું નિગૂઢપણું સંપૂર્ણ રીતે પ્રદર્શિત થતું નથી, ક્ષત થાયછે; અને "કોણ જાણે કયહિં" એ રમણીય અનિશ્ચિતતાના શબ્દો ગૂઢતાને સુંદર રીતે સ્થાપેછે.

ઘેલી બની બધી સૃષ્ટિ રસમાં હાલ ન્હાયછે."

એ પંક્તિમાં માદ્રીના ગાનની અસરનું વર્ણન આ પ્રકારનાં વર્ણનોમાં સર્વોત્તમ છે તે પણ મ્હેં કહેલું યાદ આવેછે.

'કાન્ત'ના આ કાવ્યમાં તત્ત્વદર્શનનું બીજ એ છે કે માનવજનમાં માત્ર સદાચરણજ્ઞાનથી સદાચરણબળ આવતું નથી. આ કાવ્યના સમાપનમાં એ તત્ત્વને કાંઈક ધસારો પ્હોંચે હેવી યોજના મ્હને જણાઈ, તેથી "કંપમાના પડે માદ્રી નરેન્દ્રભુજની મહિં" બદલીને "કંપમાના લીધી માદ્રી નરેન્દ્રે ભુજની મહિં" અથવા "કંપમાના ઊભી...ભુજની મહિં" એમ વિકલ્પ સૂચવ્યા હતા.

"વસન્તવિજય"માં ભાવ, સ્થિતિ, કવિત્વનો પ્રવાહ એ અંશોના પલટાની સાથે જ છન્દની યોજનામાં ફેરફાર કરવાની શૈલી સુન્દર અને અપૂર્વ પ્રથમ જ જોવામાં આવી. મ્હારી કાવ્યપ્રવૃત્તિ ૧૮૮૬ થી હતી, પરંતુ આ શૈલીનો ઉપયોગ મ્હેં 'વસન્તવિજય' ઉપરથી પ્રેરણા લઈને જ પાછલા વખતમાં કરેલોછે.

આ પછી થોડાક સમયના ગાળામાં મણિશંકરની બે રચનાઓ હસ્તલેખરૂપનાં રમણભાઈની મારફત મ્હને જોવાનો લાભ મળ્યો: એક "કચ અને દેવયાની" (અપૂર્ણ દશામાં) અને બીજું "ચક્રવાકમિથુન". એ આ બંને અનુપમ કાવ્યો વિશે મ્હેં તે સમયે પત્રદ્વારા ઉદ્ગાર શા કાઢ્યા હતા તે સ્મરણમાં નથી ને પત્રોની નકલો નથી.

આ જ સમયમાં ૧૮૯૦–૯૧ ના Age of Consent Bill (સંમતિવયના કાયદા) ને અંગે મચેલા ભારે કોલાહલયુદ્ધમાં મણિશંકરે જાતે તો ભાગ જાણ્યામાં લીધો નહોતો. પણ મણિલાલ દ્વિવેદીના "સિદ્ધાન્ત

સારનું અવલોકન" જ્ઞાનસુધામાં **મણિશંકરે** કડકે કડકે પ્રસિદ્ધ કર્યું તે પ્રસંગે અથવા તો પૂર્વોક્ત **યુદ્ધને** પ્રસંગે **રમણભાઈ** ઉપર **મણિશંકરે** એક પત્રમાં પ્રોત્સાહન લખેલું યાદ છે; **હેમાં મણિશંકરના** સ્પષ્ટ વચનનો નમૂનો હતોઃ–"We must try to baffle his Satanic activities"; **આ મતલબનું વચન હતું.**

**અત્યાર સુધી મણિશંકરનાં** મ્હેં **કરેલાં દર્શનો** દૂર **પ્રેક્ષકમંડળમાં** ઊભેલો માણસ રંગભૂમિ ઉપરના નટને જુવે તે પ્રકારનાં હતાં; નેપથ્યમાં જઈ ને એ નટનો પ્રત્યક્ષ પરિચય કરનારનો **અનુભવ** મ્હને થયો નહનો. તે ૧૮૯૨ ના આરમ્ભમાં થયો. કારવાર મ્હારી બદલી થઈ તે વખતે **લાંબી** રજા ઉપરથી **અમદાવાદથી મુંબાઈ** જતે હું **વડોદરે** રાજમહેલમાંના **રવિ-**વર્માનાં પ્રખ્યાત ચિત્રો જોવા માટે ઊતર્યો. તે વખતે **મણિશંકર** "કલા-ભવન" માં શિક્ષક હતા. **રમણભાઈ** પણ મ્હારી સાથે આવ્યા હતા. આ વખતે **મણિશંકર** જોડે **રમણભાઈ** મારફત **પ્રથમ** સંપર્ક **થયો. મ્હારી** ડાયરીમાંથી ઊતારો જ આપું:

"આજ (તા. ૯–૧–૯૨) **મણિશંકર રતનજી** ભટ્ટને મળ્યો. હું **પ્હેલાં** આવ્યો હતો (મણિભાઈ જસભાઈને હેમનાં વહુનું દુઃખ કરવાને) ત્હારે મળવાનો પ્રયત્ન કર્યો હતો, પણ **મણિશંકર વડોદરામાં** ન્હોતા. રાજમહેલ જોવા જતે સહેજ રસ્તામાં મળ્યા. પછી સાંઝે હેમને ઘેર મળવાનું **રમણભાઇયે** તથા **મનુભાઇયે** નક્કી કર્યું. તે પ્રમાણે મળ્યા. બે એક કલાક ઉત્તમ કવિતાવિવેચનાદિક-ની વાતોમાં ગયા. આજ જ હું હેમને પ્રથમ મળ્યો. હેમનાં કાવ્યો વિશે **રમણભાઈની** મારફત ચર્ચા વગેરે કાગળોમાં કરેલી; પણ હેમની સાથે પત્રવ્યવહાર પણ ન્હોતો. કુસમમાળા હેમણે ગુજરના 'કલાભવન'માં text book તરીકે દાખલ કરીછે અને પોતે શીખવેછે. હેમાંનાં કેટલાંક કાવ્યો વિશે ચર્ચા હમારે થઈ.

× × × ×

× × × ×

"**મણિશંકર** પુસ્તકો વાંચનારા જબરા જણાયછે. હેમણે વાંચેલાંનો પચાસમો ભાગ પણ મ્હેં નથી વાંચ્યો. સુખમુદ્રા **મણિશંકરની** ઘણી તેજસ્વી અને intellectual લાગેછે."

'કુસુમમાળા' માંનાં કાવ્યો વિશે મણિશંકરે કાઢેલી શંકાઓનું હાર્દ આમ હતું: પ્રકૃતિનાં દૃશ્યવિશેષનાં દર્શન વગેરેથી કવિને જે ભાવ ઉત્પન્ન થયા તે માત્ર થયા એમ જ કહ્યું છે તે ન્યૂનતા છે, શી રીતે થયા તે બતાવવું જોઇતું હતું. ઉદા૦ 'દિવ્ય કાવ્ય' માં ધૂમકેતુના દર્શનથી 'અનન્તપણાની વીથી' શી રીતે ઉઘડે તે બતાવ્યું નથી. અથવા બીજા એક કાવ્યમાં મેઘકકડો જોઇ ન ઉપર કવિ કૂદીને ચઢેછે ને 'આનન્દ–ઓવારા' જુવેછે તે પણ સાધારણ વાચકને સમઝાય એમ નથી કે શી રીતે એ ભાવ ઉત્પન્ન થયો. વળી 'પ્રેમ,' 'અનન્તત્વસિન્ધુ' વગેરે કાવ્યોમાં mysticism ઘણું છે. ઉદા૦ બધા અહિંના પ્રેમને મહાન્ પ્રેમસિન્ધુ આલિંગી લેછે એટલે શું ? અતિગૂઢ જ એ લાગેછે. તેમ જ 'બહુરૂપ અનુપમ પ્રેમ ધરે' તે પણ mystical છે. પ્રેમ તે તો અમુક વ્યક્તિદ્વયનો સંબન્ધકર્તા છે તો તે સૌન્દર્યનાં રૂપોમાં આવિર્ભૂત થાયછે એટલે શું ?

આ શંકાઓના ઉત્તર રમણભાઇયે તે પ્રસંગે જ આપ્યા હતા, કે કવિત્વરીતિ એક જ તરેહની જોઇયે એમ મર્યાદા ના બંધાય. મ્હારા બન્ધુ કૃષ્ણરાવે ઉમેર્યું: "એ રીતે તો સહૃદયતાનું તત્ત્વ જ સાહિત્ય–જગતમાંથી જતું રહેશે." એ ખરું કે તે માટે– આહા ! આ દેખાવ મ્હને સારો લાગ્યો !' એટલું કહ્યું એટલે કવિતા ના થઇ. પરંતુ તેમ આ કાવ્યોમાં છે ? ઊંડું તપાસશો તો કાંઇક કાંઇક અંશ જણાઇ આવશે કે જેથી એ ભાવ અને સૂચનાઓ શી રીતે થઈ તે જણાય. ઉદા૦ ધૂમકેતુની 'જ્યોતિનદી', 'ભવ્ય' અને 'સમુજ્જ્વલ', એ અંશથી કાંઇક એ સૂચનાઓનાં કારણ જણાયછે. આ ઉપરાંત મ્હેં નોંધ્યું છે:

"મણિશંકરની કસોટી પ્રમાણે તો

"The Voice Mysterious which whoso hears
Must think on what will be and what has been."

એ કીટસની સમુદ્ર વિશેની ઉત્તમ પંક્તિયો (જેને વિશે શેર્પ પ્રશંસા અત્યંત કરેછે તે)માં પણ આ દોષ આવશે. સમુદ્રનો ધ્વનિ સાંભળીને ભૂત અને ભાવિના

ાનિ કીટસને કેમ થવા લાગ્યા? એ હેણે કાંઇ જ કહ્યું નથી. છતાં સહૃદયગમ્ય ત્વ એ છે જ.'

વાર્તાલાપમાં મણિશંકરે એમ પણ મત દર્શાવ્યો કે subjective (આત્મલક્ષી) ને objective (પરલક્ષી) કવિતા એ બેમાં વાસ્તવિક ભેદ નથી. મ્હેં કહ્યું: બેનાં બીજ તત્ત્વતઃ એક છે, તથાપિ કાવ્યરૂપમાં તો ભેદ છે જ. તે કેમ ણગણકારાય?"

મા સર્વ ચર્ચામાં મણિશંકરની આધ્યાત્મિક તત્ત્વો તરફની વૃત્તિ પ્રવર્ત-માન હતી. મ્હારી ડાયરી કહેછે:

"ખરી વાત એ છે કે—રમણભાઈ કહેછે તેમ—મણિશંકરના આધ્યાત્મિક ર્મમત (spiritual creed) હેવી રીત્યના છે Agnostic જેવા નહિં, પણ ાધ્યાત્મિક તત્ત્વો વિશે sympathy (સમભાવ) વિનાના છે) કે જેથી આ રીત્યની રૂચનાઓનું સ્વરૂપ હેમને પૂર્ણરૂપે ઊંત્રેડેલું લાગે નહિં. મણિશંકર પણ મુખમુદ્રા પરથી અને કાંઇક વચનથી આ વાત કબૂલ કરતા જણાયા."

મણિશંકરની આ દૃષ્ટિથી થયેલી નોંધોને આધારે એક યુવકે રમણ-ભાઈ, નરસિંહરાવ વગેરેના કાવ્યમતો ને કૃતિઓ ઉપર આક્ષેપો વર્ષાવ્યા તા ત્હેનું કારણ સમઝાય એમ છે. પણ મ્હારી ડાયરી મણિશંકરને હજી જુદા જ ગુણજ્ઞ સ્વરૂપમાં પ્રગટ કરેછે:

"કાંઇ દોષદૃષ્ટિથી હેમની ટીકા ન્હોતી. માત્ર ઉત્તમતા, પૂર્ણ ઉત્તમતા—જોવાની ચ્છાથી જ હતી. 'કુસુમપાત્રની ભેટ'વાળી કવિતા, તથા 'હુનાળાના પ્હરોડનું સ્મરણ' ગેરે કાવ્યો મણિશંકરને ઘણાં રસિક લાગેછે; કુસુમપાત્રવાળું કાવ્ય તો વિશેષ. ાં વિશેષણ કહ્યાં તે યાદ નથી; પણ graceful, tender, noble હેવાં હતાં."

આ જરાક લંબાણ થયું. પરંતુ મણિશંકરના હૃદયની ઉત્ક્રાન્તિના તિહાસ ઉપર પ્રકાશ આ પ્રસંગથી પડેછે. હેમના ધાર્મિક વિકાસનો ક્રમઃ મજ્ઞાતવાદ (agnostic) ની સમીપ, પછી સહસા theistic (એકેશ્વર-ાદ), પછી સ્વીડનબોર્ગના સિદ્ધાન્તો દ્વારા ક્રિશ્ચન ધર્મ, પછી વળી માર્યસમાજ, અને છતાં અન્ત સુધી અન્તર્ગત ક્રિશ્ચાનિટી;—આ

ક્રમોમાં હેમના હૃદયે સંચરણ કર્યું છે. એ ઇતિહાસ જોઈશું તો રસતત્ત્વોને અંગે પણ હેમની માન્યતાઓનાં રૂપાન્તરોનું બીજ સમઝાશે. હેમની કાવ્ય-કૃતિયો પણ આ ક્રમોનાં વધતે ઓછે અંશે પ્રતિબિમ્બ છે. છતાં, અજ્ઞાતવાદ જેવાં વલણોની દશામાં પણ, 'વસન્તવિજય,' 'કચ અને દેવયાની', અને 'ચક્રવાકમિથુન' એ કવિત્વનાં ઉચ્ચ શિખરત્રય—એ ઉચ્ચકવિત્વની ત્રિશૃઙ્ગી—માં અદ્ભુત કલા અને કવિત્વ રગે રગે વ્હેતાં જોઇયે છિયે, ત્હેનું કારણ રસતત્ત્વના જુદા જ બીજમાં જડે એમ છે; તથાપિ 'ચક્રવાકમિથુન'માં આધ્યાત્મિક વિકાસની આગાહી ગૂઢ-અગૂઢ જોઈ સકાયછે. લાંબી રસતત્ત્વ-પરીક્ષાનું આ સ્થળ નથી.

માનવજીવનના સ્નેહસંબન્ધો મણિશંકરના હૃદયને વિશેષ બળથી છાપ પાડતા હતા; તેથી જ 'કુસુમમાળા' માં ના એ પ્રકારનાં કાવ્યોમાંના ઉપર કહેલાં બે કાવ્યો હેમને બહુ ગમ્યાં હશે; તેથી જ હેમના 'પૂર્વાલાપ'માં એ પ્રકારનાં કાવ્યોમાં હૃદય બહુ જોસથી ઊછળતું જણાયછે. છતાં રસતત્ત્વનાં ઊંડાં સ્વરૂપો સ્પર્શનારાં કાવ્યો મણિશંકરનાં બહુ ચઢિયાતાં છે તે વાતની ઉપર કહેલી ત્રિશૃઙ્ગી સાક્ષી પૂરેછે.

મણિશંકરનું 'કચ અને દેવયાની' એ કાવ્ય અધૂરું હતું તે વાત વડોદરાની, ઉપર નોંધેલી, મુલાકાત થતાં મણિશંકર કહે: "કોણ જાણે એ કાવ્ય હું પૂરું કરીશ કે નહિં." મ્હારી ડાયરીમાં આમ છે:

"પુરું કરે તો સારું. સુન્દર અને લલિત કાવ્યછે. હાલમાં હેમની વહુ ગુજરી જવાને લીધે કાંઇક ઊંડી ગ્લાનિ હશે. (બ્હાર દેખાડતા નહોતા, પણ અંદર હશે જ) તેથી તો આમ નહિં કહ્યું હોય? આ delicate વાત છેડાઈ જ નથી પરંતુ આ તરુણ અવસ્થામાં અને (કાંઈક અનુમાન હેમનાં કાવ્યાદિકથી તથા પરભાર્યું સાંભળ્યા પ્રમાણે) હાવાં પ્રેમથી જોડાયલાં દંપતીમાં મરણથી વિયોગ થવો એ ખેદજનક છે."

મણિશંકરનું એક ઋણ સ્વીકારવું રહી જવું ના જોઇયે: "ઉત્તરા અને અભિમન્યુ" એ મ્હારું કાવ્ય મણિશંકરે (રમણભાઈ મારફત) વાંચ્યું;

અને છેવટના બે શ્લોક કાઢી નાંખવાનું હેમણે સૂચવ્યું. પ્રથમ સ્થિતિ આમ હતી:

દૃષ્ટિપાર થયો કાન્ત, પદઘોષ ગયો ડૂબી;
ભૂલી ત્રિકાલને મુગ્ધા અનિમેષ રહી ઊભી ૨૩

બીજે દહાડે ઉમેરેલા શ્લોક:

× × ×

દીર્ઘ એ દિન જો! વીત્યો ધૂંધળો મેઘવૃન્દથી;
વાટય જોતી રહી મુગ્ધા અબોલા ચિત્ત મન્દથી. ૨૪

રાત્રિયે લાવિયા વાર્તા દૂત દુઃખકરા ઘણી,–
'અભિમન્યુ પડ્યો યુદ્ધે,–મુગ્ધા મૂર્છિત જો! પડી. ૨૫

આ ૨૪ અને ૨૫ મા શ્લોક કાઢી નાંખતે મ્હને ક્ષણભર દુઃખ થયું હશે. પરંતુ મણિશંકરની સૂચનાથી કલાતત્ત્વ વધારે સારું સધાતું હતું તેથી મ્હેં ત્હેનો સ્વીકાર કર્યો. (આ સૂચના પત્ર દ્વારા આવી હતી એમ મ્હને કાંઈક યાદ છે.)

એક બીજું ઋણ: રાજકોટમાં ભરાવાની સાહિત્યપરિષદ્‌ને સંબન્ધે પ્રમુખપદની પસંદગીને પ્રસંગે મણિશંકરે મ્હારે માટે સબળ યુદ્ધ ચલાવ્યું હતું; ભાવનગરમાં મળેલી શાખાસભામાં હેમણે રજૂ કરેલા ઠરાવમાં મ્હારે વિશે અતિશય ગુણગ્રાહક—કવિ તરીકે ખાસ ગુણપ્રદર્શક–વચનો મૂક્યાં હતાં. આ ચર્ચામાં મ્હારી તરફના મણિશંકરના સ્નેહપક્ષપાતે અંબાલાલભાઈ વિશે કાંઈક અમર્યાદિત કટુ આક્ષેપવચનો ઉચ્ચારાવ્યાં તેથી થયેલો ખેદ મ્હેં મણિશંકરના ઉપર ખાનગી પત્રદ્વારા જણાવ્યો હતો. તેથી હેમને ખોટું ના લાગ્યું, પણ પોતાનો આગ્રહ હેમણે છોડ્યો નહિં. એટલે સુધી કે તે પછીની પરિષદ્‌ની વડોદરાની બેઠક વખતે પોતે હાજરી આપવાને અનિચ્છુ હતા; પરંતુ મ્હને પત્ર લખીને પુછ્યું: "તમે વડોદરે જવાના છો? તો હું પણ આવીશ."

સ્વીડનબોર્ગના સિદ્ધાન્તોની મણિશંકરના ઉપર અસર શરૂ થઈ તે સમયમાં હેમણે મ્હારા ઉપર પત્રવ્યવહાર ચલવી એ સિદ્ધાન્તો મ્હારે ગળે ઊતારવાનો પ્રયત્ન કર્યો હતો. હું તે વખતે (ઈ. સ. ૧૮૯૮ ના આરમ્ભ ભાગમાં) સિંધ હૈદરાબાદમાં હતો. એ વખતની મ્હારી ડાયરી તત્કાળ લભ્ય નથી; બાકી મણિશંકરના ધાર્મિક વિકાસ ઉપર વિશેષ પ્રકાશનાં આછાં કિરણો હેમાંથી મળત.

સાહિત્યપરિષદ્‌નો આરમ્ભ અમદાવાદમાં ઈ. સ. ૧૯૦૫ માં થયો તે વખતે મણિશંકર મ્હને મળ્યા તે પ્રસંગે હેમનું એક ઉદારતાદર્શક વચન યાદ આવેછે; મ્હને કહેઃ "નવા ઊગતા કવિયો, લેખકો, વગેરેને ત્હમે પ્રોત્સાહનથી આગળ પાડોછો." મ્હને સમઝણ ના પડી. "હું હેવું શું કરુંછું?" તો કહેઃ "કેમ? ન્હાનાલાલને આગળ પાડનારા પ્રથમ ત્હમે જ." હજી મ્હારા મનમાં ઊતર્યું નહિં. પણ જણાયું કે 'વસન્તોત્સવ' નામની ન્હાનાલાલની કૃતિમાં પ્રથમ પ્રગટ થયેલી છન્દરહિત યોજના વિશે મ્હેં લાંબું ચર્ચાપત્ર 'જ્ઞાનસુધા' માં પ્રગટ કરેલું ત્હેમાં ન્હાનાલાલની છન્દવાળી કાવ્યકૃતિનો પડછો બતાવતાં હેમના 'મણિમય સંથી' નામના કાવ્યનાં અત્યન્ત વખાણ કરેલાં, તે મણિશંકરના મનમાં હતું. આમ સાર અંશ ગ્રહણ કરવામાં ઉદારતા વિરલ જ હોયછે.

મણિશંકરનું કવિત્વ હેમની વક્તા તરીકેની પ્રવૃત્તિમાં પણ મ્હેં પ્રત્યક્ષ કર્યું તે પ્રથમ પ્રસંગઃ ઈ. સ. ૧૯૦૨ ના ડીસેમ્બરમાં અમદાવાદમાં સોશિયલ કોન્ફરન્સમાં મણિશંકર એક ઠરાવને અનુમોદન આપવાને ઊભા થયાઃ "સજ્જનો અને સન્નારીઓ"—કે 'ભગિનીઓ અને બન્ધુઓ' (શું સંબોધનવચન હતું તે યાદ નથી)—આજથી અઢી હજાર વર્ષ ઉપર આપણા ભારતવર્ષમાં એક જ્યોતિ પ્રગટ થયો."—આમ કહી બુદ્ધભગવાન્‌નું અનુલક્ષણ ઐતિહાસિક કલ્પનાશક્તિના દીપ વડે કરીને હેમણે જે ભાષણ ચલાવ્યું ત્હેની ગમ્ભીર મધુરતા, વાણીપ્રવાહની સુગમતા, ઇત્યાદિ ગુણોથી હું મુગ્ધ થઈ ગયો.

એ જ મણિશંકર અમદાવાદની પ્રથમ સાહિત્યપરિષદ્ વખતે "આપણું નવીન કાવ્યસાહિત્ય" એ નિબન્ધ વાંચવાને ઊભા થયા તે વખતે આણંદશંકર મારી પાસે બેઠેલાને બીજી બાજુના પાડોશીએ પૂછ્યું: "મણિશંકર બોલનારા તરીકે કે'વા છે?" આણંદશંકરે પોતાની સંક્ષિપ્ત રીતિથી કહ્યું: "હેમનામાં—નું માધુર્ય, અને—ની વાણીની છટા છે." એ બોલ્યા તે વખતે આણંદશંકર જાણતા નહોતા કે એ નિબન્ધમાં મણિલાલ દ્વિવેદીને "બ્રહ્મનિષ્ઠ" વિશેષણ લગાડવા માટે આણંદશંકરના ઉપર મણિશંકરના પ્રહાર પડવાના છે. આટલા વર્ષને અંતરે એ નિબન્ધનો એ ભાગ વાંચતાં બહુ વાંધાભરેલાં વચનો જણાતાં નથી. પરંતુ તે વખતે મણિશંકરની વાણીના ઉચ્ચારણમાં કાંઈક અનિષ્ટ કટુતા જણાતી હતી. એ જ નિબન્ધના નવીન યુગમાં નવીન કવિ-અવતાર તરીકે ન્હાનાલાલ કવિનું પુરસ્કરણ કરતાં, ગુજરાતી સાહિત્યના નભોમંડલમાં "ઊગ્યો પ્રફુલ્લ અમીવર્ષણ ચંદ્રરાજ" એ ન્હાનાલાલની જ પંક્તિનો પ્રકારાન્તરે હેમના [illegible]વર્ણનમાં વિનિયોગ મણિશંકરે કર્યો તે અતીવ સુભગ હતો; છતાં ત્હેની આસપાસ વિશેષ પડતાં સ્તુતિવચનોને પરિણામે શ્રોતાવર્ગમાં ઘણાને કાંઈક સુરુચિનો ભંગ થતો લાગ્યો હતો.

ઈ. સ. ૧૮૯૮–૯૯ માં મણિશંકર મ્હને એકવાર અમદાવાદમાં મળવા આવ્યા યાદ છે. હમે બે મ્હારા પિતાને બંગલેથી રાયપુરમાં (જાણ્યામાં આણંદશંકરના ઘેર) હીંડતા જવાને સાથે ઊપડ્યા. તે વખતે ભાવનગરમાં મણિશંકર હતા. નાગર કારભાર ડગમગવા તરફ હતો; પ્રશ્નોરા પ્રતાપ ગુપ્ત રીતે પ્રવેશ કરવા લાગ્યો હતો. વિઠ્ઠલભાઈ સામળદાસ તે વખતના દીવાન (નાગર જ્ઞાતિના) અમદાવાદ આવવાના હતા. મ્હેં કહ્યું: "ત્હમારા દીવાન સાહેબ આજ આવવાના છે." "Let him come." એ ઉત્તર આપતાં મણિશંકરની નાગર દીવાન તરફની કાંઈક સ્વપક્ષના ગૂઢ બળનું ભાન જણાવનારી વૃત્તિ જોઈ હું મનમાં હસ્યો, ને ચૂપ રહ્યો. પરંતુ હાવી ચ્યુતિયો મણિશંકરમાં વિરલ હતી. કાલક્રમે હેમનામાં દીનભાવ બહુ વિકાસ પામ્યો હતો; એટલે સુધી કે ભાષણ કરતે કાંઈક પણ વચનમાં અપ્રિયતા

આવ્યાનું શ્રોતામંડળમાં થતા ઉદ્ગારોથી જણાય કે–" ઓ પ્રભુ ! મ્હને ક્ષમા કરજે ! " એમ વચનો એ બોલતા.

હું **વાંદરે** આવીને વસ્યો તે સમયના આરમ્ભમાં હું તથા મ્હારો પુત્ર **નલિનકાન્ત મણિશંકરને** મળવાને **મુંબાઈમાં** પ્રિન્સેસ સ્ટ્રીટમાં આવેલા એક મકાનમાં, હેમને ઊતારે, ગયા; તે વખતનું ચિત્ર પ્રગટ થાયછે. હમે અણધાર્યા જ ગયા હતાઃ એક ઓરડીમાં મણિશંકર ચટાઈ કે શેતરંજી ઉપર લાંબા થઈને પડ્યા હતા; શરીર ઉઘાડું; જમીનથી દાદેક વ્હેંતની ઊંચાઈ મપાય હેવાં હેમનાં પ્રચણ્ડ પાસાંવાળું શરીર જોઈને **નલિન** તો છક થયો. એ તરત ઊઠ્યા. પુષ્કળ સ્નેહવાર્તા થઈ. તે પછી થોડે જ દિવસે એ મ્હને મળવાને **વાંદરે** આવ્યા. વાતોચીતો પછી હમે બંને સાથે ભાડાની ગાડીમાં મુંબાઈ જવા માટે સ્ટેશને જવાને ઊપડ્યા. રસ્તામાં વાત-પ્રસંગે મ્હેં કહ્યુંઃ "મ્હારા પિતા કહેતા કે અજ્ઞાનવર્ગ અંધમૂર્તિપૂજાના ખાડામાં પડ્યા રહે તે કરતાં તો પાદરીઓ હેમને ક્રિશ્ચાનિટીના પ્રકાશમાં મૂકે છે તે વધારે ઇષ્ટ છે." **મણિશંકર** કહેઃ "શું ? ક્રિશ્ચન થવું એ ન્હાનમની વાત છે ?" મ્હેં જોયુંઃ 'આર્ય' થયેલા મણિશંકરમાં જૂનો હિન્દુ નિગૂઢ વસતો હતો.

એક અંગત કરુણ પ્રસંગ છેડવો પડેછે. ઈ. સ. ૧૯૧૫ ના માર્ચની બીજી તારીખે મ્હારો પુત્ર **નલિનકાન્ત** જ્યોતિર્ધામમાં ગયો. **મણિશંકરે** તે પછી ત્રણેક અઠવાડિયે મ્હને આશ્વાસનપત્ર લખ્યો તે શબ્દશઃ ઊતારવાથી જ હેમની ધર્મભાવનાની, હૃદયની કોમલતાની, અને સરલ સ્નેહવૃત્તિની છાપ પડે એમ છેઃ

"પ્રિય ભાઇ **નરસિંહરાવ**

તમને લખવાનો ઘણા દિવસથી વિચાર કરુંછું. પણ આવા જખમ પછી તરત કંઇ લખવામાં મને અનૌચિત્ય લાગ્યા કર્યું. આજે જ લખી શકુંછું.

તમારા ધર્મસિદ્ધાન્તો હું થોડે અંશે જાણુંછું, તે પરથી ધારું છું કે આયુષ્માન્ નલિનકાન્ત અમર છે, અને ઉચ્ચતર લોકમાં ગયેલ છે, એમ તમે માનતા હશો. તેને ફરી એ લોકમાં મળવાની પણ તમને-દંપતીને-આશા હોવી જોઈયે જો એમ છે, તો તેના સ્વર્ગપ્રયાણનો ખેદ કંઈ અંશે કમી થવો જોઇયે.

એટલી સ્થિતિયે પ્હોંચેલો નહિં પણ આશા આપી શકે તેવડી ઉમરનો એક પુત્ર મેં સોળ વરસ પ્હેલાં ખોયેલ છે. ખોયેલ છે એમ મારાથી લખાઈ ગયું, જો કે ખોયેલ નથી એમ મારા હૃદયની ખાતરી છે. છતાં લખાઈ ગયું તે પરથી જખમ હજી તાજો છે એ તમે જોઈ શકશો. એટલે તમારા હૃદયની સ્થિતિ હું સમજી શકું એ સ્વાભાવિક છે.

આ પ્રસંગે બીજું તો શું લખું ? જાણો છો કે ગુજરાતમાં જે થોડા આત્માઓની સાથે મારે સંબન્ધ છે, તેમાં તમે હમેશાં માનની જગ્યાએ રહેતા આવ્યાછો. તમારા લેખોને અને તમારા આત્માને ગુજરાતમાં જે આત્માઓ ચાહનારા છે, તેમાં હું થોડાને જ વધારે નઝદીક જોઉંછું. આવા દુઃખનો વખત છે, તેથીજ હૃદય થોડું ઊઘડી શકે છે. પણ अल्पमतिविस्तरेण.

તમારા સદાનો સ્નેહાધીન,

**મણિશંકર.**

આ સ્નેહાળ આત્મા આજ કે'વા કરુણ સંજોગોમાં પ્રયાણ કરી ગયો ! હજી તો હેમનો પુત્ર જયન્તકુમાર "પૂર્વાલાપ" ની ભેટ આપવાને મ્હારી કને આવનાર હતો, મ્હેં એ આવવાની વકી પણ રાખેલી, અને ઠરાવેલે દિવસે જ મણિશંકરના અવસાનનો તાર આવ્યો ! જયન્તકુમારે મિત્રદ્વારા 'પૂર્વાલાપ' નું પુસ્તક બીજે દિવસે મોકલ્યું, મ્હેં ગમ્ભીર ભારભર્યા હૃદયથી તે સ્વીકાર્યું :

આસપાસ અંધાર છે, રજની કાળી ઘોર;
દૂર રહ્યો ઘરથી ઘણો, પગમાં લેશ ન જોર.

એ પંક્તિયોનો અર્થ ઐહિક ગૃહ ઇત્યાદિને કરુણ રીતે લાગૂ પડી સકે તે તજી દઇશું; એ ઉદ્‌ગારોનો આત્મિક અર્થજ ઇષ્ટ છે. ' સ્નેહજ્યોતિ ' ને આ ઉદ્‌ગારોમાં કરેલી પ્રાર્થના સ્વીકારાઈ; એ આત્મા પણ જ્યોતિર્ધામમાં બિરાજ્યો !

## ( ૧૮ )

## સ્વ. શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસ

હું જો ચિત્રકળા જાણતો હોત, તો એક હેવી મૂર્તિ આલેખત ! સ્થૂલ, વર્તુલાકાર, કદાવર; મ્હોએ શાળીના ગોળા; ગોળ મ્હો તે ખેંચીને ચોખંડું કર્યું હોય હેવું; સાદાં વસ્ત્રઃ અંગરખું, ધોતિયું, દક્ષણી પાઘડી, ખભે શાલ કે અંગવસ્ત્ર; પગે જાડા જોડા; બુદ્ધિમત્તાનું તેજ આંખ્યમાંથી ન્હાસી જઇ ને કપાળમાં ઊંડાં પાછલાં પડમાં સંતાયલું, હેવી મુખસામુદ્રિકરચના;—આમ કાંઇક રેખાઓનો સમૂહ આંકીને નીચે હું લખતઃ—શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસ. ઉપહાસનો ઉદ્દેશ નથીઃ જો કે શાસ્ત્રીજી મ્હારા પિતાના સમયમાં એ મિત્રમંડળમાં નિર્દોષ રમૂજનો વિષય બનતા હતા ખરા.

વ્રજલાલ શાસ્ત્રીનો ફોટોગ્રાફ કદી પડાવેલો જાણ્યામાં નથી. શુદ્ધ, સરલ સ્વભાવનું એ પરિણામ હું માનુંછું; પોતાની વિદ્યાની બાબતમાં યોગ્ય મમત્વ એઓ રાખતા હતા, પરંતુ પોતાની જાતને વિશે vanity, ઘલણજીપણું, એ સાદા બ્રાહ્મણમાં અણુમાત્ર જાણ્યું નથી. 'સ્મરણમુકુર'ના પ્રત્યેક લેખના નાયકની છબી જોઇયે જ એ સૂત્રનો આજ ભંગ કરવો પડે-છે. તેથી જ ઉપરનું કલ્પનાચિત્ર આલેખવું પડ્યુંછે.

એ સ્વરૂપની પ્રત્યેક રેખામાં શાસ્ત્રીનો સરલ, સ્પષ્ટહૃદય, અપ્રિય સત્ય બોલવાની હિમ્મતવાળો, સ્વભાવ પ્રગટ થતો હતો; જેટલો એ સ્વભાવ સાચી હિમ્મત દર્શાવનારો હતો, તેટલો જ અન્યની આડીઅવળી ખટપટો તરફ અસહિષ્ણુતાને લીધે ઉશ્કેરાઈ જનારો, નિર્દોષ ક્રોધવાળો પણ હતો.

**મોહનના** વિદેશી ભાષામાં મીઠા મીઠા બોલ, પિતાની મુખચર્યામાં સ્વાભાવિક ગર્વ–પુત્રનાં પરાક્રમ જોઈ ને વાત્સલ્યયુક્ત ગર્વ–હજી ચિત્રપટ ઉપર સ્પષ્ટરેખ જોઉંછું.–અસ્તુ. એ વખતે **મગનભાઈની** વાડીમાં **વીરચંદ ગાંધીનો** ઉતારો હતો ત્હાં હું, મ્હારા બન્ધુ વગેરે હેમને મળવા ગયા. મ્હારા બન્ધુના તો **વીરચંદ ગાંધી** સહાધ્યાયી હતા; હેમની એક રમૂજી વાત **મનુભાઈ** કહેતા; ગાંધી કદી રાઈ ખાતા નહિં; કારણ, ચાંબડી ઉપર રાઈનું પોલ્ટીસ મૂકિયે છિયે તો ફોલ્લા ઊઠેછે કની? તેમ રાઈ ખાઇયે તો પેટમાં ફોલ્લા ઊઠે!—અસ્તુ. હમે મળવા ગયા. તે વખતે **ગાંધીએ** અમેરિકામાંની એક સ્થળની સંસ્થાની વાત કરી, હેનો સાર એ હતો કે **હિંદુસ્તાનથી** સ્ત્રીઓને એ સંસ્થામાં શિક્ષણ અમુક વિષયોનું મેળવવા માટે મોકલવી, ખરચ વગેરે એ સંસ્થાનું, ઇત્યાદિ. કોઇ **અમદાવાદમાંથી** સ્ત્રી ઉમેદવાર નીકળશે? **ગાંધીના** આ પ્રશ્નના ઉત્તરમાં મ્હેં કહ્યું: પંડિતની પુત્રી **બયાબાઈને** માટે વિચાર કરી જોઇશું. (**બયાબાઈ** તે વખતે કૉલેજમાં અભ્યાસ કરતાં હતાં. ઘણું ખરું કૉલેજમાંથી પાછા ફરતે હમારે ઘેર આવીને મ્હારી જોડે, મ્હારા કુટુંમ્બમંડળ જોડે, કલાકેક ગાળતાં. બિચારાં વૈધવ્ય દુઃખથી દુખી હતાં–એ દુખ હતું કે કેમ? કારણ, **પંડિત** પોતે કહેતાઃ **શ્રીપાદ બાબાજી ઠાકુર**, આઇ. સી., એસ. જોડે **બયાબાઈને** લગ્ન કરાવ્યા પછી એ વિલક્ષણ પુરુષે બિચારી **બયાબાઈને** બહુ કનડી હતી; અષ્ટાધ્યાયીનાં સૂત્રો ગોખાવે, આવડે નહિં, તો મારે!–બીજું કાંઇ દુઃખ નહોતો દેતો.–આ **બયાબાઈ** માટે સંધિ સારો છે; શિક્ષિકા તરીકે ભવિષ્યમાં સારાં કામ કરી શકે, ઇત્યાદિ વિચારથી **પંડિતને** પુછવાનું ઠરાવ્યું. **વીરચંદ** જોડે નક્કી કર્યું કે મ્હારે ઘેર હેમણે ચ્હા પીવાને આવવું, તે વખતે **પંડિતને** તથા **બયાબાઇને** પણ નિમંત્રણ કરી બોલાવવાં, ને પેલી સંસ્થા વિશે વાતચીત કરવી. તે પ્રમાણે **પંડિત**, **બયાબાઈને** લઈને આવ્યા, અને હમને સોંપીને પોતે તો ચાલ્યા ગયા! મ્હેં બહુ કહ્યું કે રહો, **વીરચંદ** જોડે આ મહત્ત્વની બાબત વાતચીત ત્હમારે કરવી જોઇશે. તો કહેઃ "મ્હારું શું કામ છે? ત્હમે ને બયાબાઈ છો તે બધું પૂછજો કરજો."—આટલો **પંડિતનો** મ્હારા ઉપર વિશ્વાસ, અને પોતાની તટસ્થ વૃત્તિ,–બેદરકારી નહિં. **ગાંધી** આવ્યા; **સંસ્થા** સંબન્ધી પ્રશ્નો અનેક પૂછ્યા;

સાર એ નીકળ્યો કે સંસ્થામાં સાડાત્રણ માણસો; વીગતવાર માહિતી કશી નહિં; અમેરિકા ગયા પછી બાઈને સંબન્ધે વિશ્વાસ લાયક કશી 'સંસ્થા' તરફની ખાતરી બાતરી ના મળે !–વાત ભાગી પડી. સાથે મળી બધાંએ ચ્હા પીધો. ખાધું, એ મુખ્ય લાભ થયો !

બયાબાઈને ખાસ નિરાશા ના થઇ. હેમનો પણ મ્હારા તથા મ્હારી પત્ની ઉપર પૂર્ણ વિશ્વાસ હતો. એ સમયમાં લગભગ રોજ હમારી કને એ આવતાં બેસતાં, સુખ:દુખની વાતો કરતાં. ઈ. સ. ૧૮૯૯ આખરમાં નાતાલમાં મ્હેં વાંસા ઉપરની વરસોળી કપાવી ત્હારે સમાચાર લેવા આવનારામાં નિયમસર અને બિનચૂક આવનારાં બયાબાઈજ હતાં. હું ખાટલામાં ઊંઘતો હતો, ને અર્ધસ્વપ્નદશામાં એક વાર હેમને જ દીઠેલાં, અને જાગીને જોઉં છું તો સ્હામે મ્હારી પત્ની કને બેઠેલાં એ જ દીઠાં, નજર મળતાં પરસ્પર સ્મિતથી સત્કાર થયો. મ્હેં કહ્યું: "હમે આવ્યાં જ હશો એમ થતું હતું." આટલો નિકટ સંબન્ધ પંડિતના સ્નેહશીલ સ્વભાવનું પ્રમાણ આપનારો હોવાથી નોંધું છું.

હું નાસિકમાં નાંકરીને અંગે રહેલો તે વખતમાં થોડાક માસ મ્હારી પત્ની તથા બાળકો અમદાવાદમાં રહેતાં હતાં. ત્હારે પંડિત ઘણુંખરું ફરવા જતે આવતે, મ્હારી પત્નીને મળવા આવતા, બેસતા, અનેક ગપાટા વાર્તા થતી. હેવા એક પ્રસંગે મ્હારી પુત્રીના સમોવડની હેના મામાની છોકરી ત્હાં સાથે રહેતી હતી ત્હેને દીઠી, ને પંડિતે પુછ્યું: "આ કોણ?" સંબન્ધ કહ્યો. "લગ્ન હેનું થયું છે?"..."ના; અને હેના બાપની ઇચ્છા એમ છે કે વીસ વર્ષ પ્હેલાં પરણાવવી નથી." પંડિત મ્હારી પત્નીને કહે: "હમે એક કુમારિકા–આશ્રમ કાઢો."–આ કટાક્ષવચન નહોતું. એ પોતે નૈષ્ઠિક સુધારાવાળા હતા. હેમની એક પુત્રી હજી કુંવારી જ છે, અને કુંવારી રહેવાની છે; ડાક્તર થઈ છે. હાલમાં જર્મનીમાં છે, અભ્યાસને માટે. બયાબાઇનું લગ્ન, પોતે કોકણસ્થ છતાં, કરાડા જ્ઞાતિના શ્રીપાદ બાબાજી ઠાકુર જોડે, કરાવ્યું હતું; પુત્રીઓને ઉચ્ચ શિક્ષણ અપાવ્યું હતું; ઇત્યાદિ અનેક કૃતિયો હેમને કૃતિનિષ્ઠ સુધારક તરીકે સ્થાપે એમ છે. જ્ઞાતિની સંસ્થા

માટે એ કહેતાઃ "નાતબહાર રહેવામાં દુઃખ કે બલિદાન શું હોય તે હું સમઝી સકતો નથી." (હેમનું એક વચન સુધારાના વિષયથી અસંબદ્ધ પણ અત્યારે યાદ આવેછે. એ કહેતા કેઃ વસ્ત્રો પ્હેરવાં એ ખોટી શરમનું જ પરિણામ છે!)

પંડિતનાં પત્ની, નવીન પદ્ધતિની કેળવણીથી અસ્પૃષ્ટ હતાં, છતાં, અશિક્ષિત નહોતાં; અને સામાજિક સુધારાના કાર્યમાં પંડિતને સમર્થ ટેકો આપનારાં હતાં. ત્હેમની પુત્રી શારદાને હમેશાં કુંવારી રાખવી; હેની ઇચ્છાવિના પરણાવવી નહિં, એ નિશ્ચય પંડિતનાં પત્નીનો પોતાનો જ હતો. અમદાવાદમાં સ્ત્રીઓના વક્તૃત્વ માટે ઇનામી ભાષણો કરાવવાના મેળાવડામાં તરુણ વયની બાલાઓ સાથે મિસિસ પંડિત–આધેડવયનાં, અનેક તરુણ પુત્રપુત્રીઓનાં મા–સ્પર્ધામાં ઊતર્યાં હતાં, અને વાંચ્યા વિના, નોંધ વિના, કેવળ મુખવાણીથી જ અસરકારક ભાષણ હેમણે કર્યું હતું, અને ઇનામ મેળવ્યું હતું;–પોતે દક્ષણી છતાં ગુજરાતીમાં ભાષણ કરેલું. હું સાંભળનારાંમાં હતો.

માત્ર એક રમુજી વાત પંડિત પોતાની પત્ની વિશે કહેતા હતા; કહેઃ "હું ઘર ખરચનો હિસાબ રાખવાનું મ્હારી સ્ત્રીને સોંપું છું. પણ હિસાબનો નમૂનો આ પ્રમાણેઃ—चार पैश्याची भाजी आणिली; बा.र आण्याची साखर आणिली; सहा पैश्याचे मीठ आणिलें;–વગેરે પછી બધો ગૂંચવાડો મહિનાની આખરે લાવીને પંડિતને કહેશેઃ આ બધાનો સરવાળો કરી લેજો!"

પંડિત ગુજરાતી જ બની ગયા હતા. ભાષા પણ શુદ્ધ ગુજરાતી બોલતા. લાગણીઓપણ ગુજરાત તરફ. પરંતુ એક વાર અમદાવાદમાં કોઇક સમારમ્ભને પ્રસંગે (કૉંગ્રેસ વખત કે–હેવે પ્રસંગે) દક્ષણી મંડળ આવ્યું તે વખતે દક્ષણીએ દક્ષણી હેવા ભળી ગયા! પણ આ માત્ર સ્વાભાવિક અને ક્ષણિક. કાયમ સમભાવ પંડિતનો ગુજરાત તરફ જ હતો. સરખેજમાં જમીનો ખરીદીને મિલકત વસાવી; ત્હેમાં હેમના ભોળા સ્વભાવને લીધે લોકોથી ઠગાયા તે નુકસાનમાં પણ આવી ગયા. છતાં તે

માટે શોક ખેદ ના મળે; અને નુકસાન કરાવનારા હમારા તરફ પણ ઉદાર ક્ષમા!

એક હેમના મધુર, શાન્ત, સમભાવનું દૃષ્ટાન્ત યાદ આવેછે. ઈ. સ. ૧૮૯૯ માં હું કાંઈક બન્ધુમંડળમાં અસહ્ય અને અન્યાયયુક્ત આઘાતો મળવાથી, શાન્તિ સોધવાને સ્હવારમાં સૂર્યોદય પૂર્વે નદી પાર દૂધેશ્વર પાસે મનશાનાં પગલાંમાં જઈને બેઠો. કોટની ધારેધારે બેઠક હતી ત્હાં સૂતો સૂતો વાંચતો હતો. દૂધેશ્વરમાં કોઇ શબ બાળવાને આવેલા મંડળમાંથી ધોતિયાં સૂકવવાને આવેલા બેચાર જણા નદી તરફથી ભાગેલા કોટ ઉપરથી ચઢીને આવ્યા. "અરે! અહિં તો કોઇક છે!" (મ્હને ભૂત કે મડદું જાણ્યો!)—ના, ના, જીવતું છેઃ પગનો અંગૂઠો હાલેછે!" ભડકીને એ લોકો ન્હાશી ગયા!—હું વાંચ્યે ગયો. મ્હારે ઘેર, મિત્રોમાં હોહા થઈ; મ્હને સોધવાને મિત્રો નીકળ્યા. ત્રીજો પ્હોર થઈ ગયા પછી, હું મ્હારી મેળે, શાન્ત મન થયા પછી, હીંડતો ઘર તરફ વળ્યો. સોધવા નીકળેલામાંથી એક નિમકહલાલ ભૈયો સગરામ લઈને આવેલો મળ્યો. મ્હને બેસાડીને લઈ ગયો.

સાંઝે પ્રાર્થનાસમાજમાં ઉપાસના થઈ રહ્યા પછી, બ્હાર બધા નીકળ્યા, ત્હારે રસતામાં પંડિત પોતાને ઘેર જતે જતે પાછા ફર્યા, અને "નનુભાઇ! આ ત્હમે શું કર્યું? બધાને ગભરાવી માર્યા!"—આટલા જ મૃદુ, મધુર, ઠપકાના છતાં ઠપકાના નહિં હેવા, શબ્દો મધુર સ્વરથી કહીને ઘેર ચાલ્યા ગયા.

આ પંડિત, દક્ષિણમાં હરિપુર નામના ગામડામાં જન્મ પામેલા, કાલબળે અમદાવાદમાં આવી વસ્યા; ગુજરાતી, અમદાવાદી, બન્યા; પોતાના સાધુતા ભરેલા સ્વભાવથી બધાંનાં હૃદય હર્યાં. એ મધુર મૂર્તિ જ્હાં સુધી મ્હારા હૃદયમાં વસશે ત્હાં સુધી કોઇ પણ પ્રકારના કર્કશ, ક્ષુદ્ર, દુષ્ટ, ભાવને પ્રવેશ જ નહિ મળે. હેવા સાધુઓનો સંપર્ક ઈશ્વર તરફથી ધન્ય પ્રસંગે જ મળે. એ સંપર્ક એ સાધુએ પરભૂમિમાં પ્રયાણ કર્યા છતાં મ્હારા હૃદયને ચિરકાળ રહેજો!

( ૨૩ )

## સ્વ. શેઠ વીરચંદ દીપચંદ

આજના મુકુરપ્રતિબિમ્બને વાચકની સમક્ષ રજૂ કરવાની પૂર્વે એક ઉપપાત્રનું દર્શન–અપ્રાસંગિકતાનો દોષાભાસ વ્હોરીને પણ–કરાવવાનું મન થાયછે. મ્હારા પિતાના સમયના જૂના ઘરના નોકર–નોકર નહિં, પણ જમાનાના ફેરફારોનો ધસમસતો ધોધ વેગથી જાયછે તે દૃષ્ટિયે પ્રાચીન કાળની સંસ્થાના સંપ્રદાયો જોતાં ઘરના, કુટુમ્બના, અંગભૂત,–ધનેશ્વર મહારાજ હતા. હેમનું ભણતર સાદા અક્ષરોમાં કાગળપત્ર લખવા જેટલું, સાધારણ હિસાબ લખી રાખવા જેટલું હતું; પુસ્તકોનું વાંચન તો નહિં જ છતાં હેમની બહુશ્રુતતા અસાધારણ હતીઃ વ્રજભાષામાં અનેક રસનાં કવિતો, અંગ્રેજી વાકયોના ટુકડા, સંસ્કૃતનું શબ્દજ્ઞાન, અદ્વૈતમતના સિદ્ધાન્તોનો બાહ્ય પરિચય;–એ સર્વ હેવાં આકર્ષક અને ઉપયોગી હતાં, કે હું મુંબાઈ કૉલેજમાં અભ્યાસ માટે રહ્યો ત્હારે મ્હને સંભાળવાને મૂકેલા ધનેશ્વરની પાસેથી, હેમના વાર્તાલાપોમાંથી, જ્ઞાનનો જથો કીમતી પ્રાપ્ત થયો હતો. આ પ્રસંગ નથી, બાકી એ રૂપિયા ચારના પગારથી મરણ પર્યંત કુટુમ્બમાં રહેલા પુરુષને સ્મરણમુકુરના એક સ્વતંત્ર ચિત્રનો વિષય બનાવી સકાય. હમારા કુટુમ્બની, જૂના કુટુમ્બમિત્રોની, અનેક રસ પડતી વાતો નિરાંત્યની વખતે ધનેશ્વર મહારાજ કહેતા ત્હેમાં શેઠ વીરચંદ વિશેની એક હકીકત મ્હને કહેલી તેથી મ્હારા વચન માટે પ્રમાણનું મૂળ ધનેશ્વર મહારાજને બતાવીને કહું છું.

અમદાવાદ હાઈસ્કૂલના જૂના સમયમાં હેડમાસ્તર તરીકે કર્ટિસ સાહેબ કરીને એક હતા. (રણછોડભાઈ ઉદયરામે પોતાના એક નાટકનું



શેઠ વીરચંદ દીપચંદ

[પૃષ્ઠ ૧૯૮

"ટૉમસ બ્લડ કર્ટીસ બિરાજે વિદ્યાખાતે × × × ગુરુશિષ્ય સંબન્ધ આપણો ચાલ્યો ઝાઝો," ઇત્યાદિ વચનો વાળા છપ્પામાં અર્પણ એ કર્ટિસ સાહેબને કર્યુંછે;–તે) ભદ્રના મકાનમાં હાલ મિડલ સ્કૂલ છે તે મકાનમાં હાઈસ્કૂલ હતી. એ સ્કૂલના ઓટલા ઉપર, "કોથળો કરવાનો" ધંધો કરનારો એક વૃદ્ધ વણિક કોથળો મૂકીને, કર્ટિસ સાહેબને કહેછેઃ "શાહેબ! મ્હારા વીડિયાને હારૂ......ભણાવજો" એ વણિકનો પુત્ર આગળ ઉપર વ્હેપાર રોજગારમાં પ્રતાપી વીરચંદ દીપચંદ થશે એ કોણ જાણતું હતું! ધનેશ્વર મહારાજે આલેખેલું આ ચિત્ર વધઘટ વિના રેખેરેખ યથાવત્ અહિં મૂકયુંછે.

ઉપોદ્ઘાતરૂપે આટલું બસ. વીરચંદ શેઠ અમદાવાદમાં પ્રેમાભાઈ હીમાભાઈ શેઠના મુનીમ હતા તે વખતથી તે મુંબાઈમાં સ્વતંત્ર ધંધો કરી મ્હોટા શેઠિયા બની મરણ પામ્યા ત્હાં સુધી મ્હારા પિતા અને તે પછી હેમના કુટુમ્બવર્ગ સાથે વીરચંદ શેઠને ઘરવટ નિકટની ચાલૂ રહી હતી. આ અંગે અનેક વાર હમારે ઘેર વીરચંદ શેઠ આવતા જતા. એક વાર હમે જમવાને માટે–જમવાના ઘરમાં–બેઠા હતા. (જમવાનું ઘર? ખુલાસાની જરૂરછે. હમારું કુટુમ્બમંડળ મ્હોટું, જમવા બેશિયે તો ન્હાનાં મ્હોટાં સ્ત્રી પુરુષ, મળી ત્રીસ જણ સહેજ થાય. લાખાપટેલની પોળમાં શેઠની પોળમાં એક જુદું ઘર હતું, રહેવાના ઘરથી અડધી મિનિટમાં જવાય હેવું; ત્હાં હમેશાં જમવા માટે બધાં જતાં). વીરચંદ શેઠ મળવા આવ્યા. હમેશાં રહેવાના ઘરમાં આવતા; આજ જમવાની વખતે આવ્યા; માણસોમાંથી કોઈયે જમવાવાળે ઘેર હેમને આણ્યા. પડાળી ઉપર હીંચકા ઉપર એ બેઠા. હમે જમતા હતા તે સ્હામેની પડાળી અને એ પડાળી વચ્ચે ચાક, ચાકમાં મહારુદ્રનો કુંડ. વીરચંદ શેઠને આવકાર મળ્યા પછી મ્હારા પિતાને એ પૂછવા લાગ્યાઃ "આ શું? જમવા માટે પેલે ઘેરથી આવોછો?" "હા; જમવું એટલે આવવું જ પડે." "રોજ આવોછો?" "હા." "સ્હવાર સાંઝ?" "હા." "વરસાદ હોય તોપણ?" "હા"–મ્હારા પિતા ગુપ્ત રમુજથી કહેવા લાગ્યાઃ "ખાવું હોય તો આવિયે; ના ખાવું હોય તો ના આવિયે." બે ઘરની આ અસાધારણ વ્યવસ્થાથી વીરચંદ શેઠને આશ્ચર્ય

લાગેલું તે પોતે પ્રશ્નોની પુનઃ પુનઃ આવૃત્તિ અને રૂપાન્તરરચનાથી આમ જણાવવા લાગ્યા, અને હમને—નિત્ય પરિચયને લીધે આશ્ચર્યભાવ અતર્ક્ય લાગવાથી—રમૂજનું જ પાસું નજરે પડયું.

વીરચંદ શેઠની કદાવર, પ્રતાપભરી, મૂર્તિ સર્વ કોઇને આકર્ષણ કરે હેવી હતી. ઊંચાઈ પ્રબળ, શરીરનો બાંધો જોરાવર, આંખ્યો બુદ્ધિના તેજભરી, વાણીનો નાદ પ્રભાવભર્યો, આ સર્વ ઘાટમાંથી ઊંચાઈ અને લાંબા શરીરે પ્હેરેલો લાંબો ડગલો—એ બે વસ્તુઓથી મ્હારા બાળમિત્ર વરજરાય સુંતોકરાય દેસાઇના મન ઉપર વિલક્ષણ છાપ પડી હતી; ઈ. સ. ૧૮૭૫ના અંત ભાગમાં મુંબાઇમાં ચીનાબાગમાં હેમને પ્રથમ વરજભાઇયે દીઠેલા; તે વખતે જ, કે તે પછી તે યાદ નથી, પણ વરજભાઇયે, પોતાના રમૂજી સ્વભાવ પ્રમાણે વીરચંદ શેઠના દેખાવનું સંક્ષેપસ્વરૂપે આમ વર્ણન બાંધ્યું હતું: "મ્હારા ઊંચા ઊંચા શેઠ. મ્હારા નીચા નીચા ડગલા; મ્હારા નીચા નીચા ડગલા, મ્હારા ઊંચા ઊંચા શેઠ"—આમ 'સો હાશ કહો લાડૂ પાવડી, અંબાવ મોરી માવડી; અંબાવ મોરી માવડી, સો હાશ કહો લાડૂ પાવડી"—એ નાગરોમાં લગ્ન પછી ગવાતી—બોલાતી—પંક્તિયોની અનુકૃતિમાં એ વર્ણન સમાવ્યું હતું.

વીરચંદ શેઠ એટલે સાહસ, પરાક્રમ, ઉત્સાહવૃત્તિ; હેમને પોતાના કરતાં જરાક ઓછી ઉત્સાહશક્તિમાં તો નિસ્તેજતા જ લાગવાની. મુંબાઇમાં એક વાર મ્હારા પિતા ચીનાબાગમાં મોરારજી શેઠને ત્હ્યાં ઊતરેલા તે વખતે વીરચંદ શેઠ રોજ મળતા ત્હ્યારે એક વાર મ્હારા પિતાને વીરચંદ શેઠ જોસથી કહેછે:—"ભોળાનાથભાઈ! જાઓ, જાઓ, ત્હમે કે'વા બાયલા છો! છોકરાઓને ઘરમાં શા માટે પૂરી રાખોછો? મોકલો એકને વિલાયત, બીજાને અમેરિકા, ત્રીજાને વળી બીજે કહિં મોકલી દ્યો." મ્હારા પિતા હસ્યા! શો જવાબ દે?

વીરચંદ શેઠની વાત કરવાની રીતમાં બે રમૂજી લક્ષણો હતાં: એક "કેમ વારૂં?" અને કોક વાર "સમઝ્યા કની?" એ બે આંચણીનાં વચનો, વાક્યે વાક્યે ગોઠવતા; તે "કેમ વારૂં" ઉપર ચઢ્યા હોય ત્હ્યારે "કેમ વારું"

જ ચાલે, અને "સમઝયા કની"નો પવન વાતો હોય તો "સમઝયા કની"-ની જ પરંપરા! બીજું લક્ષણ એ કે પોતે બીજા વિચારમાં રોકાયલા હોય તોપણ, આપણી વાત સાંભળતે કહેશે,—"હા; પછી હેણે શું કર્યું?" પછી "ત્હમે શું કહ્યું" એ પ્રશ્નના જોડકાની પરંપરા ચાલી જ જાય; આપણે અનેક વાર ઉત્તર કહ્યો હોય છતાં.

હેમની absent-minded શૂન્યમનસ્ક ટેવનો એક બીજો દાખલો: એકવાર હુનાળાની ઋતુમાં મ્હારા પિતા, મ્હારી મ્હોટી બ્હેન, વગેરે ચીનાબાગમાં ઊતરેલાં; લાંબી મુદત રહેલાં; વીરચંદ શેઠ રોજ મળતા; એકવાર ખરે બપોરે ખભે લાલ રંગની કસબી કોરની શાલ નાંખીને વીરચંદ શેઠ આવ્યા. મ્હારી બ્હેન કહે: "શેઠ! આ હુનાળામાં શાલ!"—"કાં સાલ હોડીછે?" એ ઉત્તર તરત મળ્યો.—શાલ ઉકેલીને હોડી નહોતી એમ ઉદ્દેશ હશે તો જુદી વાત.

એ વખતે અમદાવાદના હમારા પરિચિત ગવૈયા—ગાંધર્વ ફતેહલાલ—હેમના સાજંદાઓની સાથે હમારી જોડે આવેલા. આખ્યાહરણ ગાઈ વગાડીને સંભળાવવાની કળા ફતેહલાલની પ્રખ્યાત હતી. ચીનાબાગના બંગલાના પાછલા ભાગમાં માંડવા જેવા છાપરા નીચે રોજ રાત્રે આખ્યાહરણની કથા થતી. ફતેહલાલ આવેલા તો સારી કમાઈની આશાથી પણ શ્રોતાજનોમાં હમારું કુટુંબમંડળ, મોરારજી શેઠને ઘેરથી કોઇ કોઇ ક્વચિત્, વીરચંદ શેઠ વખતો વખત, જાણ્યામાં બાલાજી પાંડુરંગ (હાઇ કોર્ટના ટ્રાન્સલેટર), વગેરે દસ વીસ જણ જ થતાં. આમ કથાની નીરસતા અણધારી રીતે થઈ. વીરચંદ શેઠને રસ ના પડયો. એકવાર રાત્રે કથાની વચમાં વીરચંદ શેઠ કહેછે—"ભાણિયા"! (ફતેહલાલને અમદાવાદમાં પ્રેમાભાઈ શેઠના ઘરમાં હેમના વડવાના સંબન્ધથી 'ભાણિયો' કહીને બધા ઓળખતા; તેથી "ભાણિયા!)—કાંઈ તવન ગા, તવન!" શૃંગાર, વીર, ઇત્યાદિક રસનું આખ્યાહરણ, જૈન ધર્મના 'તવન' જોડે શી રીતે ગોઠવાય? પણ આ માગણીમાં આખ્યાહરણની કથાની નિષ્ફળતા સબળ રીતે સૂચવાઈ.

આ વખતની હમારી મુંબાઈમાં સ્થિતિમાં એકવાર છોકરીઓ માટે સારા વર સોધવાની મુશ્કેલીઓનો પ્રશ્ન નીકળતાં, મ્હારી બ્હેનને વીરચંદ શેઠ કહેઃ "જીથુબ્હેન ! મ્હેં તો મ્હારી હીરીને માટે બે વર રાખ્યાછે."– હમે અજબ થયાં. જીથુબ્હેન કહેઃ "શેઠ ! એક કન્યા માટે બે વર !" ઉત્તર:–"બે છોકરાને ભણાવુંછું. સારો નીકળશે ત્હેની સાથે લગ્ન કરાવીશ."

હું શોલાપુરમાં છ વર્ષ રહ્યો, તે દરમ્યાન રજા વગેરે પ્રસંગે અમદાવાદ જતે આવતે મુંબાઈ ઊતરવાનું તો થતું જ. એક વાર ચીનાબાગમાં મોરારજી શેઠને ઘેર એક મિજલસ હતી; દિવસના ભાગમાં જ હતી; પણ નાચ હતો. લોકોની સંખ્યા સારી હતી. મોરારજી શેઠને મહિસૂર રાજ્ય સાથે સારો સંબન્ધ હતો. આ મિજલસમાં પાંચ છ અંગ્રેજો મહિસૂરના અધિકારી વર્ગમાંના આવ્યા. હેમને દાખલ કરતી વખતે વીરચંદ શેઠ આગળ ચાલતે ચાલતે, કોઇ પણ શ્રોતાને ઉદ્દેશ્યા વિના, આકાશને—પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, સર્વ દિશાને,—કહેવા લાગ્યા: "Mysore offlcers !"–આમ એક સર્વસામાન્ય પિછાણ આપીને શેઠ નિવૃત્ત થઈ ગયા. કોઇના જ્ઞાનમાં વૃદ્ધિ ના થઈ; કાંઈ કુતૂહલવૃત્તિ પણ જાગી નહિં. કાળા ઈવનિંગ ડ્રેસના સૂટ, કકડતાં ધોળાં શર્ટ અને અંદર ગોરા, ઘઉંવર્ણા, વિવિધ પ્રકારના વિદેશી ગૃહસ્થો–એ ચિત્ર પ્રગટ થયું, મિજલસમાં સમાઈ ગયુ.

મ્હારા સ્મરણમુકુરનાં ચિત્ર પણ મુકુરમાં અહિં સમાવી દઉંછું.

પણ એ સંકુલચિત્ર સમાઈ જતે જતે,–પેલી, મૂર્તિ–બુદ્ધિબળ ઝરતી કાંઈક માંજરી આંખ્યોમાંથી સમભાવનાં સ્મિત વેરતી, વાંકા વળેલા નીચલા હોઠ જોડે હોઠ બીડી દૃઢતા અને દયાનો મિશ્રભાવ પ્રગટ કરતી, ઊંચા કદાવર ઘાટની દેહયષ્ટિમાં દૃઢતા પ્રગટતં.,–એ મુકુરમાં સ્થિર છપાઈ જાયછે; કૅમેરા પોતાનું કર્તવ્ય કરી લેછે; અને ગોઘાવી જેવા અસલના ન્હાના ગામડામાં ઉત્પન્ન થયેલો મુંબાઈ નગરમાં વ્હેપાર ધંધામાં અગ્રસ્થાન મેળવનારો, આપબળનો અપૂર્વ નમૂનો સ્થિર પ્રતિબિમ્બ મૂકતો જાયછે.



ભીમરાવ ભોળાનાથ

[ પૃષ્ઠ ૨૦૩

## (૨૪)

# સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવ

## તથા

# સ્વ. ભીમરાવ ભોળાનાથ

મોજાં વિકાસી મુખ શાં તડેછે!
આપાસ શી પંક્તિ તમિસ્રની છે!
તો યે ન કમ્પે ખડકે પનોતી,
ના ઝંખવાયે શુચિ સ્નેહજ્યોતી!!!

(હ. હ. ધ્રુવ)

× × ×

જે આદ્ય દિવ્ય સહુ વાદ્યનો ક્યહાં તું વીણા!
રાગે ભર્યાં મધુર તે સુર આપી ઝીણા
પ્હેલી વશી સુતનુ નારદકંઠ રાગે,
આવી પછી સુરસમાન જ લોકભાગે;
તે ક્યહાં હાસે મધુરવાદિનિ રમ્યવીણા?

ભીમરાવ ભોળાનાથ)

આ બે નમૂના બંને કવિની કવિતાના સ્વરૂપનું નિદર્શન સચોટ કરેછે: હિડેલસ્ લાઇટની દીવાદાંડીના વર્ણનનો પ્રથમ શ્લોક એ જડ દીવાદાંડીનું વર્ણન કરેછે, તે સાથે આપણે કામ નથી; આપણે હેમાં હ. હ. ધ્રુવની કવિતરચનાનું સૂચન ગૂઢરૂપે જોઈ સકિયે છિયે; અર્થની અવિશદતા તે તમિસ્રા, સમુદ્રના ખડબચડા મોજા તે હેમની ખડબચડી પદરચના,—'સ્ખલન પ્રતિપદાહ્કે વૃત્ત છન્દે જણાયે' એમ જે'નું પોતે જ સ્વરૂપકથન કર્યુંછે

ત્હેવી પદ્યરચના; છતાં, " ના ઝંખવાયે ( કવિતાની ) જ્યોતિ"; હેવી હેમની કવિત્વકૃતિયો હતી. હેમણે પોતે આપેલી નીચેની પંક્તિયોમાં હેનું નિદાન ( અજાણતાં જ ) પ્રગટ કર્યું છે:

અહિં નથી રસ પાળે ન્હેર બાંધી વહાવ્યો,
નથી પ્રથમથી બાંધે ગોઠવી ઊપજાવ્યો,
લહરિ વહી સ્વછન્દ મંજરી ખીલી જેમે,
જળી ઉદધી કળાએ આહુત અર્પી એમે ?

ભીમરાવની કાવ્યકૃતિયો માટે નારદની વીણાને કરેલું હેમનું સંબોધન અજ્ઞાત પ્રતિબિમ્બરૂપે ઉપરના શ્લોકમાં જોવાયછે.

છતાં હ. હ. ધ્રુવ અને ભીમરાવ બંનેમાં ગુણ તેમ જ દોષ એક નમૂનાના હતા: અવિશદતા, છતાં માધુર્ય; અકૃત્રિમતા; પ્રણાલિકાનો સ્વચ્છન્દ અનાદર; સંસ્કૃતકાવ્યોની સંસ્કૃતિનું પાન કર્યાથી પોતાની રચનામાં તે સંસ્કૃતિની દીપ્તિનું દર્શન:–ઇત્યાદિ સ્વરૂપ સમાનતા સાધનારા અંશ હતા. છતાં બંનેમાં ભેદક અંશો પણ હતા. હ. હ. ધ્રુવની પેઠે ભીમરાવ આવેશમાં હદપાર તણાયા જતા ન્હોતા; પરિણામ એ થયું કે હ. હ. ધ્રુવની કૃતિયોમાં કઢંગી રચના,† હાસ ઉત્પન્ન કરાવે હેવા ઉદ્ગાર ઇત્યાદિ પ્રગટ થાયછે, ત્ય્હારે ભીમરાવમાં સંયમ, સુઘડ સલીલ ગતિ, પદલાલિત્યમાં મનોરમતા, ઇત્યાદિ લક્ષણો સ્થળે સ્થળે જણાતી અર્થક્લિષ્ટતાને ઢાંકી દેછે.

ઊંડી પરીક્ષા અને સરખામણીનો અહિં પ્રસંગ નથી.–આટલું પણ નોંધ્યું તે એટલા માટે કે આ બંને કવિને સાથેલાગા આ લેખમાં કેમ જોડ્યા ત્હેનું એક કારણ જણાય. બીજાં કારણો પણ છે: બંને ગુજરાતી કવિતાના મધ્યયુગ અને નવીનયુગના વચમાં રહેલા, પ્રાચીન અને અર્વાચીન સંસ્કૃતિનું સુભગ મિશ્રણ પ્રગટ કરતી કાવ્યકલાના આચાર્યરૂપ, હતા. બંને સંસ્કૃત અને અંગ્રેજી કાવ્યસાહિત્યના સપ્રેમ અભ્યાસનો પરિપાક પોતાની

† પોતાનાં કાવ્યોના સંગ્રહને 'કુંજવિહાર' નામ આપીને પ્રસિદ્ધિમાં મૂકનારી જાહેરખબરમાં હ. હ. ધ્રુવે જુદાજુદા વિભાગોને 'શૃંગાર' શબ્દથી વિશિષ્ટ કરેલા; તે વાત તરફ લક્ષ ખેંચીને ભીમરાવે મ્હારા ઉપરના એક પત્રમાં રમૂજથી પૂછેલું કે–'શૃંગારપાનાં, શૃંગારપૂડું,–વગેરે પણ શા માટે નહિં ?"

કાવ્યકૃતિયોમાં દર્શાવનારા હતા; જો કે હ. હ. ધ્રુવમાં માધુર્ય, અને લાલિત્ય કરતાં કઢંગાપણું ને અવિશદતા વધારે હતાં, અને ભીમરાવમાં અવિશદતા ઓછી અને ઢંકાયલી, કઢંગાપણું અતિ વિરલ, અને માધુર્ય અને લાલિત્ય તો ભરપૂર હતાં. હવે બંનેનાં સ્મરણો યથાસ્થિત નોંધુંછું.

## હરિલાલ ધ્રુવ

હરિલાલ મ્હારા સહાધ્યાયી ન્હોતા; મ્હારા કરતાં એકબે વર્ષ આગળ હતા. પરંતુ એક ચિત્ર મ્હારા મનમાં છપાયલું હજી તરવરેછે. લાખા પટેલની પોળમાં થઈને (ખાડિયાની બારીને રસ્તે પોતાને ઘેરથી સ્કૂલમાં જતાં) રોજ નવ ને દસ વાગ્યાની વચ્ચે, મ્હારા મકાનની મેડીની બારીમાં ઊભો રહેલો હું એક ઊંચી, ટપકટપક ટૂંકાં પગલાં ભરતી, કમરની ઉપરનો ભાગ હાલે જ નહિં ને માત્ર નીચેના બે પગ ચપચપ ચાલે, હાથમાં પુસ્તકોની થોકડી જમણા આગળ, તડકો ટાળવા માટે હોય એમ, પણ માત્ર ટેવને લીધે જ, જમણો હાથ ઊંચો રાખીને તેવડે પકડીને ધરેલી–હેવી તરુણ મૂર્તિ જતી હું દેખતો, અને તેથી મ્હારા મન ઉપર કાંઈક અનુરાગ, કાંઈક હીડંછા વગેરેથી રમૂજ, કાંઈક મ્હારા કરતાં ચાઢવાતા વર્ગના વિદ્યાર્થી તરીકે માનવૃત્તિ,–હેવા મિશ્રભાવ હૃદયમાં સ્ફુરિત થતા. એ મૂર્તિ તે હરિલાલ ધ્રુવ.

હાઇસ્કૂલમાં હરિલાલ જોડે હું સંપર્કમાં આકસ્મિક યોગે આવ્યો. હેમણે અન્ય મિત્રોની સાથે મળીને એક સભા સ્થાપી હતી. હેનું નામ આગળ ઉપર "જ્ઞાનચંદ્રોદયા સભા" પાડ્યું હતું. એ સભામાં મ્હને દાખલ કર્યો હતો. સભા ખાડિયામાં ધોબીની પોળમાં કે કહિંક મળતી હતી. મેમ્બરો પાંચસાત જ હતા, એમ સ્મરણ છે. કોઇ કોઇ વાર ગોપાળ-રાવ હરિ દેશમુખના બે પુત્રો મોરેશ્વર દેશમુખ અને લક્ષ્મણરાવ દેશમુખ, સભામાં હાજર રહેતા હતા. હેવે એક પ્રસંગે મ્હેં અંગ્રેજીમાં એક નિબન્ધ વાંચ્યો હતો;–બે એક પાનાંનો નિબન્ધ ! ચોથા પાંચમા ધોરણના વિદ્યાર્થી-ના આ પરાક્રમ (!) નાં વખાણ દેશમુખ ભાઇયોએ, હરિલાલે, વગેરેએ

ઊભા થઈને બોલીને કર્યાં, તે પ્રસંગ સાંભરતાં મ્હને બહુ જ હસવું આવેછે. ‘નિબન્ધ’માં કશો પણ માલ ન્હોતો.

આ સભા પાછળથી હાઇસ્કુલમાં મળતી. તે વખતે એકવાર હરિલાલના અંગતમિત્ર કેશવલાલ મોતીલાલ વકીલે ‘જ્ઞાનચંદ્રોદયા’ શબ્દ ઉપર શ્લેષયુક્ત રમત કરી તેથી હમે છક થઇ ગયા હતા; હવે નિ:સાર લાગી હસવું આવેછે. એ મીટિંગમાં બ્હારના કેટલાક પુરુષો આવ્યા હતા અને સંખ્યા પંદરેકની થઈ હતી. ઉત્સાહ હમારા બધાનો એ સમયમાં પુષ્કળ હતો. દેશાભિમાનનો પવન પણ બધાના મગજમાં ન્હાના ન્હાના વંટોળિયા રમાડતો હતો. એક એ મંડળમાંનો મિત્ર મ્હને એક વાર કહેઃ “જ્યહારે હરિલાલ તલવાર લઈને બ્હાર નીકળી પડશે, કેશવલાલ (વકીલ) યુદ્ધમાં ઊતરશે, લલ્લુભાઈ (એક લલ્લુભાઈ મહીપતરામ હતા તે) તલવાર લઈને ઊતરશે, ડાહ્યાભાઈ (ડાહ્યાભાઈ દેરાસરી) સમશેર લઈને ધૂમશે, ત્યહારે હું પણ રણમાં રમવા જઈશ.”—આ મતલબનું વાક્ય સાંભળીને હું કાંઈક વિલક્ષણ ભાવ અનુભવવા લાગ્યો. કિયા રણસંગ્રામમાં? કય્હારે?—ઇત્યાદિ અનિશ્ચિતતા, અશક્યતા મ્હને ગૂંચવવા લાગી. પણ મ્હને પણ હેનો રંગ લાગ્યો, અને એક કાગળમાં પંદરવીસ પંક્તિનું લાંબું, ભપકદાર, છટાદાર, અંગ્રેજી વાક્ય લખી નાંખ્યું—ને હેમાં આડમ્બર, દેશાભિમાનના ઊભરા, ઇત્યાદિ ભરીને, તે વાક્ય વાંચી-વાંચીને હું ખુશ થવા લાગ્યો. હવે કોઈ કહેશે કે “નરસિંહરાવ દેશભક્તિ શબ્દથી પણ ભડકી ઊઠેછે!”?*

આ સભાને અંગે—અંગે નહિં, પણ કાંઈક હેના આડકતરા સંબન્ધમાં—હરિલાલે એક બુટ્ટો કાઢયોઃ દરેક મેમ્બરે બીજા મેમ્બરોની જોડે મૈત્રસંબન્ધ શો છે તે દર્શાવવાને વર્ગ પાડવા; ફર્સ્ટ ક્લાસ, સેકંડ ક્લાસ, અને થર્ડ ક્લાસ friend (મિત્ર) એમ. થર્ડ ક્લાસ મિત્ર હોય તે પેલા મિત્રને ઘેર આવે ત્યહારે હેની પત્ની બોલેચાલે નહિં, પણ હાજર રહી સકે; સેકંડ ક્લાસ મિત્ર હોય તે મિત્રના દેખતાં ત્હેની પત્ની જોડે વાતચીત કરી

* મ્હારા ઉપર મૂકાતા આ આરોપ સ્હામે ઉત્તર આપવાનું આ સ્થળ નથી. હેતુથી આરોપ એ મૂકાતો આવ્યોછે, તે હું જાણુંછું, અને હસુંછું.

સકે; અને ફર્સ્ટ કલાસ ફંડ મિત્રની ગેરહાજરીમાં પણ ત્હેની પત્ની જોડે વાતચીત કરી સકે. આ રમતથી મ્હારા મનમાં તો હસવું જ આવતું હતું. અને વળી આ યોજનાને પરિણામે માંહિ માંહિં અસંતોષ ઉત્પન્ન થયા તે જુદું. એક જણ મ્હને આવીને કહેવા લાગ્યોઃ "જુવો, નરસિંહરાવ, મ્હેં હરિલાલને ફર્સ્ટ કલાસ ફંડમાં મૂકયા, અને હેમણે મ્હને સેકંડ કલાસમાં જ મૂકયો!" આ વળી વધારે રમૂજ ઊપજાવે હેવી સ્થિતિ હતી. એ યોજના પછી કય્હાં સુધી ટકી તે યાદ નથી આવતું.

પણ બીજો બુટ્ટો વળી હરિલાલે કાઢયો હતોઃ દરેક મેમ્બરે બીજાને પ્રમાણપત્ર (સર્ટિફિકેટ) લખી આપવું, તો જ તે સભાનો મેમ્બર થાય. નવા મેમ્બર માટે તો ખરું જ, પણ જે મેમ્બરો પ્રથમથી જ હતા ત્હેમને પણ આમ સર્ટિફિકેટ જોઇયે જ. હરિલાલે કેશવલાલ મોતીલાલ વકીલને સર્ટિફિકેટ આપેલું મીટિંગમાં વાંચી સંભળાવ્યું: "My friend, Mr. Keshavlal Motialal Vakil, and who will be a Vakil soon," ઇત્યાદિ. (કેશવલાલની અડક 'વકીલ' હતી, હેમના પિતા વકીલનો ધંધો કરતા હતા તેથી; અને એ વકીલની પરીક્ષા પોતે આપી આવ્યા હતા, પરિણામ જણાવાનું બાકી હતું:–આ વાત જાણ્યાથી ઉપરના વાકયનું રહસ્ય સમઝાશે.—અને, ખરે वाचमर्थोऽनुधावति હેવું હરિલાલની વાણીને વિશે આ પ્રસંગે બન્યું; કેશવલાલ વકીલની પરીક્ષામાં પાસ થયા.)

આ પ્રસંગે, સર્ટિફિકેટો અપાતાં હતાં તે પ્રસંગે કે બીજા કોઇ પ્રસંગે તે યાદ નથી આવતું, પણ એકવાર સભામાં તકરાર કશાક માટે ઉત્પન્ન થઈ, વાદવિવાદ જોસમાં ચાલ્યો, હરિલાલ બહુ ઉસ્કેરાઈ ગયા, અને ક્રોધાશ્રુ, ખરેખરાં અશ્રુ, હેમની આંખ્યમાંથી ખરખર ખરવા લાગ્યાં. આ દયાજનક સ્થિતિથી હું ગભરાઈ ગયો.

સમય ચાલ્યો; હરિલાલ એલ્ફિન્સ્ટન કૉલેજમાં ભણવાને મુંબાઈ ગયા; કાલક્રમે હું મૅટ્રિક કલાસમાં આવ્યો. આ વખતે એ કલાસમાં મ્હને બે ત્રણ તોફાની, મસ્કરા, સોબતી મળ્યા. નામ નહિં લખું; જરૂર નથી; બંને ગુજરી ગયાછે. હેમની સરદારી નીચે ચાર પાંચ મિત્રમંડળે હરિલાલના

ઘરની સ્હામે મહાદેવના ઓટલા ઉપર બેશી હુરિલાલની ઠેકડીઓ કરવાનું નિ-ત્ર કામ શરૂ કર્યું. આ અનાહૂત અડપલાને રોકનાર કોઇ નહોતું. હું નબળાઈથી એ મિત્રોના ખેંચાણમાં તણાયે જતો હતો; કાંઇ પણ કૃતિમાં સાક્ષાત્ શામેલ નહોતો રહેતો. પરંતુ સાથે રહેતો ખરો. હાનું પરિણામ Battle of Kirkee (ખડકી)"–ખડકીના યુદ્ધમાં આવ્યું. ખાડિયામાં-થી લાખા પટેલની પોળ્યમાં જવાના ટૂંકા રસ્તાની ખડકીની બારી આગળ હમે ન્હાના ચોકઠામાં બેઠા; ઇરાદો તોફાનનો; કેશવલાલ વકીલ ત્હાં થઈ ને જાય એટલે હેને ઠોકવો!–(શી મૂર્ખાઇ! આજ હસુંછું–પસ્તાઉંછું). સ્હામા પક્ષને પણ આ વાતની ખબર પડી ગઈ હતી. એક 'ગજાનન ફોજદાર' એમ ઉપહાસનામ પાડેલો વાણિયો હમારામાંથી ફટ્યો હતો એમ વ્હેમ છે, અને સ્હામા પક્ષે પણ હમને ઠોકવાની તૈયારી રાખી હતી– એ બાબત પછીથી મ્હને ખબર મળી.–એક મ્હારી કલાસના મિત્રે મ્હને કહ્યું–કે મ્હને પણ ત્હમને બધાને મારવા માટે એ લોકોએ બોલાવેલો, પણ મ્હેં ના કહી.–ત્હમે હો ત્હાં હું મારવામાં ભાગ લઉં?–કેશવલાલને બદલે હેમનો ન્હાનો ભાઈ, દસ વરસનો બાળક, હમારી આગળથી જતો હતા (scout ચારરૂપે મોકલ્યો હશે);–પાછળ ગુપ્ત રહેલું દળ હતું તે હમને ખબર નાહિં. મુકુંદરામ નિત્યારામ મ્હેતા હમારા મંડળમાં હતા; હેણે બૂમ પાડી: "કોણ જાયછે?"–કોણ તે માણસ!–કેમ છે?" ઉત્તર મળ્યો. મુકુંદરામે છોકરાને હાથ ઝાલીને ઊભો રાખ્યો, ને બોલ્યા!–"કેમ, દુલ્હેરાય! હાને મારું?"–કહીને મારવા જાયછે એટલે તો બૂમ પડી, અને જોડેની ગલીમાંથી ગુપ્ત દળ આવ્યું, લાકડીઓ ઊડી, ઈંટો ફેંકાઈ; દુલ્હેરાય તો "વીંછી કરડ્યો" કહીને ન્હાશી ગયો; માર મુકુંદરામને અને ભગવાન-લાલ બાદશાહને સખત પડ્યો–બન્નેનાં માથાં ફૂટ્યાં. મ્હને કોઇએ હાથ ના અડકાડ્યો–હું મધ્યમાં ઊભો હતો છતાં. યુદ્ધ અટક્યું. ડાહ્યાભાઈ દેરાસરી આગળ આવ્યા; હમને ઉપદેશરૂપે ધમકાવવા લાગ્યા; મ્હને કહેઃ ત્હમે હાવા લોકોની સોબતમાં દોરાઓછો તે સારું કહેવાય?–યુદ્ધ શમ્યું. મુકુંદ અને ભગવાનલાલને કપાળમાં વાગેલું ત્હેનો રૂ દાબીને ઉપચાર કર્યો (દુલ્હેરાયના ઘરમાં જઈને). હું ઘેર રાત્રે મોડો પ્હોચ્યો. ખરી હકીકત

કહી; મ્હારા પિતાએ એક શબ્દ પણ ઠપકાનો કહ્યો નહિં; (એ જ મ્હને સજા);–દાઝ્યા ઉપર ડ્હામ દેવો નહિં એ ન્યાયે. બીજે દહાડે ફર્જદારી-માં ફરિયાદો નોંધાઈ; ઇત્યાદિ વાત થઈ–પછી પતી ગયું. મહીપતરામભાઇયે 'જ્ઞાનસુધા'માં એક લેખમાં પ્રસંગ કાઢીને આ યુદ્ધનો રૂપાન્તરે ઉલ્લેખ કર્યો,–ઇત્યાદિ. આ યુદ્ધના મૂળ પુરુષ હરિલાલ તો રણસંગ્રામમાં આવ્યા ન્હોતા; હેમના મિત્રો જ સેનાપતિ થઈ ને આવ્યા હતા.

આ પછી કેટલીક મુદત સુધી હમારે અબોલા રહ્યા–હરિલાલ અને હેમના મિત્રોને અને મ્હારે. વખત જતે તે ઘસાઈ ગયું.

હરિલાલમાં sense of humour (રમૂજની સમઝશક્તિ) કાંઈક અલ્પ હશે. મિત્રોના વર્ગ, સર્ટિફિકેટો, વગેરે ઉપર કરેલા ઉલ્લેખથી તે જણાશે. આ વિશે બીજું દૃષ્ટાન્તઃ હું એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયો; હરિલાલ બી. એ. ક્લાસમાં હતા. લાયબ્રરીમાં વાંચવાના મેજ ઉપર મ્હેં એક છાપેલું ચોપાનિયું દીઠું; હરિલાલે પોતાના પિતાને મળેલાં સર્ટિફિકેટો-નો સંગ્રહ છપાવેલો હેમાં હતો. હેમાં એક અંગ્રેજ અમલદારે આપેલા સર્ટિફિકેટમાં હર્ષદરાયને વિશે "he is a rare animal" એમ હતું. સ્પષ્ટ રીતે આ ઉપહાસગર્ભ વચન હતું, છતાં તે પણ હેમાં દાખલ કર્યું, તે ગમે તો પ્રમાણિકપણાનું ફળ, કે ગમે તો sense of humour ની ખામી. હું ધારુંછું એ રમૂજની ગ્રહણશક્તિની ખામી જ. એ જ ખામીને લીધે–હેમણે પોતાના બે પુત્રોનાં નામ મ્હારા તથા મ્હારા બન્ધુના નામે નામ પાડ્યાં તે સાથે ઉપનામો પણ તે જ લીધાં. એ પુત્રોના ઉપવીતની કંકોત્રીમાં કે કશામાં "નરસિંહરાવ ઉર્ફે નનુભાઈ તથા કૃષ્ણરાવ ઉર્ફે મનુભાઈ", એમ હમે દીઠું. મનુભાઈયે પૂછ્યું: "હરિલાલ! આમ હમારું નામ અને ઉપનામ બંને ચોરી લીધાં?" હરિલાલે હાજરજવાબી વાપરી કહ્યું: "નામોને માટે વળી copyright, કોપીરાઇટ. હોય કે?" વળી એક દૃષ્ટાન્તઃ બાબૂ પ્રતાપચન્દ્ર મજમુદાર અમદાવાદમાં ઈ. સ. ૧૮૭૪–૭૫ માં કે તે અરસામાં પ્હેલપ્રથમ આવ્યા; ત્યારે હેમના વક્તૃત્વ-થી જનમંડળ ઉપર અસાધારણ છાપ પડી હતી. એ પછી હરિલાલ અને

હેમના મિત્રમંડળે પોતાનાં નામને 'ચન્દ્ર' ઉપનામ લગાડવાનું શરૂ કર્યું હતું: હરિલાલ તે હરિશ્ચન્દ્ર, કેશવલાલ મોતીલાલ તે કેશવચન્દ્ર મોતીચન્દ્ર, ઈત્યાદિ. હરિશ્ચન્દ્ર હર્ષદચન્દ્ર એમ ન્હોતું કર્યું એટલું બાકી. હમે એકવાર સાબરમતીના પૂલ ઉપર ફરી આવીને ઢાળની પોળમાં કેશવલાલ કે કોઈક રહેતું હતું ત્હાં આવ્યા; ઘરમાં પ્રાર્થના કરવાને ટોળું બેઠું; તરત જ, આરમ્ભમાં હરિલાલે તથા કેશવલાલે પાઘડીઓ કાઢી નાંખી, ઊઘાડે માથે બેઠા; બંગાળી ઢબથી; પ્રતાપચન્દ્રની નકલ કરી. 'હમે તો પાઘડીઓ કાઢીશું' એમ કાંઈક માર્મીરૂપ વચન બોલીને પાઘડીઓ ઊતારી તે વખત લાગ્યું કે આ કૃતિમાંના હાસ્ય સ્વરૂપનું એ લોકોને ગૂઢ ભાન થયું હશે; છતાં ના થયેલું.

હરિલાલમાં સંગીતને વિશે ખામી હતી. ગાઈ સકતા નહિં તેમ સમઝતા પણ નહિં. પરંતુ એ ઊનતા પોતે જાણતા; એક પ્રસંગે હેમણે કોક સભામાં કહ્યું: "મ્હને ગાતાં નથી આવડતું તેથી આ ગાન મ્હારા મિત્ર ડાહ્યાભાઈ ગાશે." બાકી, મહીપતરામભાઈ તો એક વાર એમ બોલેલા કે: "હરિલાલ ગાઈ સકશે. શા માટે નહિં? એ કવિ છે કની?" કવિ હોઈ તે ગાઈ જ સકે એ સૂત્ર વસ્તુસ્થિતિનું પ્રતિબિમ્બ નથી આપતું. the poet sings એ રૂપકગર્ભ વચનથી ભ્રમ થઈને મહીપતરામભાઈ બોલેલા.

કૉલેજના જીવન પછી વિદ્યાર્થી નવા જીવનમાં પ્રવેશ કરેછે. જૂનો વિદ્યાર્થી મટી જઈ જુદા જ લોકમાં પ્રયાણ કરેછે. મૃત્યુથી આ જીવન અને પરજીવન વચ્ચે જે ભેદ પડેછે—ભેદ પડેછે? ના; અનુસંધાન થાયછે—તે ક્રમ કૉલેજજીવન અને દુનિયાદારીના જીવન વચ્ચે આવેછે. એટલે परलोकजुषां स्वकर्मभिर्गतयो भिन्नपथाहि देहिनाम् એ વચન આ પ્રસંગને રૂપાન્તરે લાગૂ પાડી સકાય. એ રીતે હરિલાલ અને હું પણ भिन्नपथगतिમાં પડ્યા. એ ગામકવાડી રાજ્યમાં નોકરીમાં જોડાયા, જજની પદવી સુધી ચઢયા; હું અંગ્રેજી રાજ્યમાં નોકરીમાં પડ્યો. હેમણે ગુજરાતી ભાષા તથા સાહિત્યથી

અનેકવિધ સેવા, ઉત્સાહથી વિદ્વત્તાથી, કરી. એ સેવાને અંગે 'ચંદ્ર' નામનું માસિક એ કાઢવા લાગ્યા. હેમાંના એએક પ્રસંગો નોંધવા જેવા છેઃ—

એ માસિકના પૂંઠા ઉપર કે અન્યત્ર જાહેરખબર, એ માસિક કો'ની પાસેથી મળશે કે હેવી બાબતની હતી, હેમાં મણિલાલ નભુભાઈ દ્વિવેદીનું નામ લખતાં. તે પૂર્વે "વેદમૂર્તિ" એમ લખેલું હતું. મણિલાલ સાઠોદરા નાગરના વૈદિક વર્ગના હતા, હરિલાલ ગૃહસ્થ વર્ગના હતા; નાગરોમાં (વડનગરા તેમ જ સાઠોદરા નાગરોમાં) ગૃહસ્થ અને ભિક્ષુક એમ વિભાગ છે, ગૃહસ્થો ભિક્ષુકોને ઊતરતી પંક્તિના ગણેછે અને કાંઈક રમૂજમિશ્ર તિરસ્કારદૃષ્ટિથી જુવેછે એ વાત જાણીતી છે. કાંઈક હાવા ભાવથી જ આ 'વેદમૂર્તિ' વિશેષણ મૂકાયલું હતું. એ વિશેષણ મૂકવાનું બીજું કાંઈ પ્રયોજન જ નહોતું,

'ચન્દ્ર' માસિકમાં હરિલાલના લેખોમાં, અને ખાસ કરીને કાવ્યોમાં ઉદ્દગાર ચિહ્નો અકારણ ખડકાતાં હતાં; !!!, !?!, ?!?, ઇત્યાદિ વિવિધ-રૂપ વિચિત્રતાએ થતી હતી. તે વિશે "ચન્દ્રનાં ચમત્કારચિહ્ન" કરીને મ્હેં એક અર્ધ ઉપહાસ ભરેલી ચર્ચા લખી હતી, તેનો ઉત્તર પણ હેમણે લખી પ્રગટ કર્યો હતોઃ "આ ચન્દ્રનાં ચિહ્ન કે જમાનાનાં ચિહ્ન ?" એમ મથાળું જાણ્યામાં હતું. આ પરસ્પર ચર્ચામાં હૃદયની કટુતા હમારા બેમાંથી એકેકમાં નહોતી; મતભેદ અને રમૂજ એ જ સૂરનાં એ ગાન હતાં.

હરિલાલે પોતાની પત્નીનાં કેટલાંક કાવ્યો એ માસિકમાં પ્રગટ કર્યાં હતાં કાવ્યોના કવિત્વગુણ નહિં પણ, પતિની પ્રેમભક્તિ, એ જ એ પ્રસિદ્ધિનું મૂળ હતું. એ વાંચીને "એક અદ્ભુત સ્ત્રીકવિ" એ મથાળાનો ઉપહાસલેખ મ્હેં પ્રગટ કર્યો. એ લેખ લખતી વખતે મ્હારી કલમ કાંઈ સખત તેજભરી શાહીમાં બોળાઈ હતી. છતાં હરિલાલે મનમાં અણુમાત્ર કલુષભાવ રાખ્યો નહોતો. હેમણે મ્હને ક્ષમાથી જ શરમાવી નાંખ્યો

હેમનું હૃદય પૂરેપુરૂં નિખાલસ, કોમળ, નિષ્કપટ હતું તે વાતનો અનુભવ મ્હને થયોછે, ઘણે વર્ષે અમદાવાદના રેલવે સ્ટેશન ઉપર હમે અણધાર્યા મળી ગયા, તે વખતનું હેમનું ઉલ્લાસભર્યું ચિત્ર મ્હારી નજર આગળ ખડું

થાયછેઃ ગડબડિયા ગતિથી હેમનું ધસી આવવું, હૃદયના ઊમળકાથી હાથ મેળવવો, મુખચર્યામાં સદ્ભાવયુક્ત ઉભરાની દીપ્તિ, વાણીમાં સ્નેહની મધુરતા અને જોસ, સાડોદરિયા પાઘડી સાડોદરીયા વક્રતાથી ગોઠવાયલી તે સાથે ડોકાનું ડગમગવું;—આ સર્વ ચિત્ર રેખાવાળી હરિલાલની સ્નેહ અને ઉત્સાહભરી મૂર્તિ મ્હારી કલ્પનાના ફલકમાં અત્યારે આલેખાયછે, અને હૃદય આર્દ્ર થાયછે.—એ હરિચન્દ્રનું તે પછી અદર્શન થયું, તે મ્હારે સંબન્ધે તો અદર્શન જ રહ્યું.

## ભીમરાવ ભોળાનાથ

મ્હારા પોતાના જ ભાઈના સંપર્કો તો સ્વાભાવિક રીતે અનેક હોય; તો ત્હેમાંથી શું નોંધું ને શું ના નોંધું? બહુ પ્રસંગો તેથી જ નોંધ ટૂંકી થશે. મ્હારા કરતાં આઠ વર્ષ ઉમરમાં ભીમરાવ મ્હોટા હતા; એટલે મિત્રવત્ સાહચર્યના સંભવની બહુ અપેક્ષા ના રખાય. છતાં હું મૅટ્રિક ક્લાસમાં હતો તે વખતથી પોતાની કાવ્યાદિક રચનાઓ મ્હને એકલો સાથે બેસાડીને એ વાંચી સંભળાવતા હતા. "પૃથુરાજ રાસા" હેમણે પૂરું રચેલું નહિં, આરમ્ભનો સર્ગ તૈયાર થયેલો ત્હેમાંથી મ્હને શ્લોકો વાંચી સંભળાવેલા હજી યાદ આવેછે. 'પૃથુરાજરાસા' તે શું ત્હેનો મ્હને તે વખતે ખ્યાલ પણ ન્હોતો.

"બે હસ્ત અદ્રિ બની બે ગઢ મુષ્ટિમાંથી,
ભૂલાય કેમ્હે તૂટી જે પડતા ત્યહાંથી.
અંગાર જાદુગરના કરમાંહિં બેઠા,
વર્સે જ તે સરતથી વિખર્યા મરેઠા."
(પૃ. રા. સર્ગ ૧, શ્લોક ૪.

એ શ્લોક હેમણે મ્હને સમઝાવેલો તે વાત યાદ આણુંછું, તે વખતે હેમની ઉપમા યોજવાની કાલિદાસ જેવી શક્તિનું સ્મરણ થાયછે.

"દેવલદેવી નાટક" રચીને મ્હને હેમણે સાદ્યન્ત વાંચી સંભળાવ્યું હતું. અને સમઝાવ્યું હતું. મ્હારી કાચી યૌવનદશામાં મ્હેં એ નાટકના મંગળાચરણની નકલ પણ કરી હતી; એક બે મિત્રોએ એક નાટક રચવાનું

ધાયું, મ્હારી કને આવી તે માટે પદ્યોની યોજના કરવાનું મ્હને કહ્યું, મ્હેં મંગલાચરણ તૈયાર કર્યું, તે ભીમભાઈના મંગલાચરણની નિર્બળ નકલ જ હતી: હું તે વાંચી વાંચીને પ્રફુલ્લ થતો. સુભાગ્યે મ્હારા મિત્રોનું નાટક એટલેથી જ અટક્યું.

અમદાવાદમાં નવલરામ અને અંબાલાલ સાકરલાલના તન્ત્રીપણાથી ચાલતી, મ્હારા પિતા, મહીપતરામભાઈ વગેરેના નેતૃત્વ નીચે પ્રવૃત્તિ કરતી 'બાળલગ્ન નિષેધકસભા' હતી. બાળલગ્ન ઉપર કાવ્યો રચનારને ઇનામ આપવાની જાહેર ખબરો કાઢેલી, ત્હેને પરિણામે ભીમરાવે પાંચ ગરબીઓ રચીને મોકલી હતી. બધા સ્પર્ધામાં ઊતરનારાઓની રચનાઓ હમારે ઘેર કમિટી ભરાઈને તપાસાતી હતી. બધાં કાવ્યોનું દફતર મ્હારા તાબામાં સોંપેલું હતું. આ વાતનો ઉલ્લેખ નવલરામના સ્મરણમુકુર લેખમાં હું કરી ગયોછું. એ વાતની પૂર્તિ અહિં કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાયછે, કાવ્યો મ્હારા તાબામાં તાળાકૂંચીમાં રહેતાં હતાં. ભીમભાઈની ગરબીઓ વંચાવાનો વારો હજી આવ્યો નહતો. હેમને એ રચનામાં કેટલાક શબ્દોમાં ફેરફાર કરવા હતા. મ્હારી કને એ હેમની ગરબીઓ ખાનગી રીતે હેમણે માગી લીધી; મ્હેં આપી, હેમણે સુધારા કર્યા; મ્હેં પાછી મૂકી દીધી. કોઈએ વાત જાણી નહિં. આ નિષ્પાપ પાપ માટે મ્હને તે પછી બહુ વખત હૃદયદંશ થયેલો. પણ હું બાળક હતો; સખત કાયદા પ્રમાણે નહિં. પણ વ્યવહારદૃષ્ટિએ બાળક હતો; અને એ સુધારા ભીમભાઈએ રીતસર પૂરવણી-રૂપે તંત્રીઓને મોકલ્યા હોત તો મોકલી સકાત:—આટલું વિચારીને હું મ્હારી જાતને થોડીક ક્ષમા આપુંછું.

મેઘદૂતનું ભાષાન્તર ભીમરાવ લખતા હતા તે મ્હને વખતો વખત વંચાવેલું. તે વખતે હું બાળક જ હતો. પરંતુ એ પ્રકટ થયું, હેના ઉપર સખત ટીકાના પ્રહાર એક માસિકમાં થયા, તે વખતે હું બી. એ. તરતનો પાસ થયેલો હતો, અને મ્હેં એ પ્રહારની સ્હામે મેઘદૂતના અવલોકનરૂપે લાંબો બચાવનો લેખ લખ્યો. તે પછી ભીમભાઈએ મેઘદૂતમાં સુધારા કરવાનું કામ મ્હને સોંપ્યું. મ્હેં તે કરીને એક પ્રત—સુધારેલી—હેમને

મોકલી. બાળાભાસે બહુ સુધારા હતા; તેથી ભીમભાઇ જરાક નિરાશ થયા, ને મ્હને લખ્યું કે આ તો બધું બદલી નાંખોછો ! વસ્તુતઃ તેમ ન્હોતું.

મ્હારા ઉપર ભીમભાઇનો વિશ્વાસ–સાહિત્યવિષયક પ્રવૃત્તિ માટે ત્હેનું પ્રમાણ હેમનો એક પત્ર જોતાં જણાયછે. હું મેટ્રિક પાસ થઇને કૉલેજમાં દાખલ થયાને છ મહિના ન્હોતા થયા, તે વખતે પોતાની ભયંકર માંદગી-ની વખતે મ્હારા ઉપર નીચે પ્રમાણે પત્ર લખી રાખેલો હતોઃ—

" ચિ. નનુભાઇ

આટલું મારું લખેલું માન્ય રાખશો એવી ઉમેદથી લખું છું કે પ્રથમ મેઘદૂત છપાવજો; તેની ટીકામાં કાંઈ વધારો કરવાનો હોય તે કરશો. પછી દેવલદેવીનું નાટક અને ત્યાર પછી ગરબીઓ–આણુની કવિતા જેટલી છે તે તથા મારી બીજી નોટબુકમાં તમને વંચાવ્યા હતા તે છુટા શ્લોક છે તે છપાવજો. ગરબીઓ ઘણી લાંબી લાગે તો તેમાંથી જેટલું કહાડી નંખાય એવું હોય તે કહાડી નાંખશો. તે ગરબીઓમાં બાળલગ્ન–નિષેધક સભાને વાસ્તે કરેલી ગરબીઓ પાંચ–તે વણ એકઠી અનુક્રમે છપાવજો મેઘદૂતની કીંમત કરનાર થોડા મળશે. તા. ૯ મી જુન ૧૮૭૯ શુક્રવાર."*

† આ વિશ્વાસ માટે ઝીણા ઝીણા પ્રસંગોમાં બીજ હતાં. હમારા ઘરની અગાશી ઉપરની રાવઠીમાં ભીમભાઇ, હેમના એક બે મિત્ર, જેઠાભટ નામે શાસ્ત્રી પુરાણી (હમારા કુટુંબના આશ્રિત જેવા) બેસતા તે વખતે સંસ્કૃત સાહિત્ય સંબન્ધે જેઠાભટ અનેક વાતો કરતા, ત્હેમાં હું સમઝું ના સમઝું પણ રસથી સાંભળવા જેટલો ભાગ લેતો હતો; ભીમરાવે પોતાની કાવ્યકૃતિઓ મ્હને વખતો વખત વંચાવેલી; હું કૉલેજમાં દાખલ થયો કે તરત સ્કૉલરશિપની પરીક્ષા માટે મેઘદૂતનો અભ્યાસ કરતો હતો તે વખતે

* 'કુસુમાંજલિ (ભીમરાવનાં કાવ્યો.) પ્રસ્તાવના, હેમના પુત્ર લખેલી પૃ. ૧ માંથી ઉતારો.

† આ પત્ર લખ્યા પછી તો ભીમરાવ ચૌદ વર્ષ ટક્યા હતા. માંદગીમાંથી બચ્યા, પછી ઉદ્યોગમાં જોડાયા પરંતુ મૂળ ઘાલી બેઠેલી માંદગીએ ચૌદ વર્ષે હેમનો અંત આણ્યો.

ભીમભાઈ કનેથી મેઘદૂતની વુઇલસનકૃત પ્રસિદ્ધિ હેમણે મને આપી હતી; કુટુંબમાં હેમનાથી ન્હાનો હું જ;—ઇત્યાદિ બીજો ગણાવી સકાશે.

ઈ. સ. ૧૮૮૬ માં "કુસુમમાળા" નામથી મ્હારો કાવ્યસંગ્રહ મ્હેં પ્રગટ કર્યો. ત્હેની પ્રત ભીમભાઇને મ્હેં મોકલી ત્હેનો સ્વીકાર કરનારા પત્રમાં ભીમભાઈયે શુદ્ધહૃદયથી, ઈર્ષ્યાભાવનો છાંટો પણ લાગ્યા વિના, મ્હને લખ્યુઃ—"You have outdone me (તહમે મ્હારા કરતાં ચઢી ગયા છો.) એ 'કુસુમમાળા'માંનું 'નદનદીસંગમ' નામનું કાવ્ય–કોણ જાણે કેમ?—હેમને બહુ જ પ્રિય લાગતું હતું. "નનુભાઇ, પેલું કાવ્ય ગાઓ ને–" એક મહાનદ રવગંભીરે ધૂમતો."- હેમને કાંઇક એ કાવ્યમાં રવગંભીર ધૂમતો શ્રવણે પડતો હતો.

ભીમરાવની મુખાકૃતિ તથા શરીર અસાધારણ સૌન્દર્યવાળાં હોવાથી હાઈસ્કૂલમાં હેમનું નામ છોકરાઓએ Lady of the Lake પાડયું હતું. હેમની કાવ્યકૃતિમાં જે સુઘડતા અને લાવણ્ય હતાં તે હેમના શરીર-સૌન્દર્યનું જ જાણે પ્રતિબિમ્બ હોય એમ હેમને જોનારને લાગતું હતું. સુઘડતા પણ હેમની નાજૂક રેખાઓને પ્રતિરૂપ ગુણ બની રહી હતી. ખાવા પીવામાં, બોલવા ચાલવામાં સર્વ જીવનવ્યાપારમાં સુઘડતા એ હેમનું લક્ષણ હતું. એક હમારી ફોઇની દીકરીનો વર જમવા આવતો ત્હારે શીખંડના સબડકા હેવા તે મારતો કે એ કૃતિની અસુઘડતાથી કંટાળીને ભીમભાઈ હેના ઉપર ચીઢાતા હતા.

પોતાના ગુણ બ્હાર ધસાવીને જગત્ આગળ મૂકતાં હેમને આવડતું નહોતું. તો પણ ક્રિયા મંડળમાં કંવી રીતે ગૌરવ અને રસિકતા સાચવીને વર્તવું તે સૂક્ષ્મ રીતે એ જાણતા; ત્હેનાં બે એક ઉદાહરણો યાદ આવે છે. વડોદરામાં દીવાન સર ટી. માધવરાવની ઑફિસમાં કલાર્કની જગા ભીમરાવને મળેલી હતી; તે જગાએ અવસાન સુધી એ રહ્યા. એ દરમ્યાન એકવાર હું મુંબાઈથી અમદાવાદ (કૉલેજની રજામાં) જતે વડોદરે ભીમભાઈને મળવાને ઊતર્યો. મહારાજા સયાજીરાવ ગાયકવાડની મકર-

પુરાના મહેલની બ્હારના મેદાનમાં એકવાર સાંઝે મ્હારી મુલાકાતની ગોઠવણ **ભીમભાઇએ** કરેલી, તે વખતે મહારાજા, **ભીમભાઈ** અને હું ત્રણ જણા બેઠા હતા. તે વખતનું **ભીમભાઇનું** નૈસર્ગિક રાજદરબારી છતાં સુઘડ સૌજન્યયુક્ત ચલનવર્તન મ્હારા હૃદયમાં પ્રતિબિમ્બિત સૌન્દર્યસ્વરૂપનું દર્શન કરાવે છે. બીજે એક પ્રસંગે **મુંબાઈમાં ગાયકવાડ** આવેલા ત્હેને કોઇ શેઠિયાએ **વાલકેશ્વર** ઉપર પાર્ટી આપેલી **ભીમભાઇ** મ્હને લઈ ગયેલા— નિમંત્રણથી જ; તે પ્રસંગે ધૂસવાની કૃતિ કર્યા વિના, છતાં સરલ ગતિથી ફરીને અમુક ગૃહસ્થો જોડે એ મ્હને મેળવતા હતા, તે ચિત્ર પણ હેમના ગુણોના પ્રતિબિમ્બરૂપે મ્હારા સ્મરણમાં છપાઈ રહ્યું છે. એ પાર્ટીમાં મ્હારો એક કૉલેજનો સહાધ્યાયી અને મિત્ર, **મુંબાઈનો** શેણવી નાત્યનો, મ્હને કહે છેઃ—" I see you are moving in high circles !" હું કશું બોલ્યો નહિં; હસ્યો.

**ભીમભાઈની** એ મધુર મૂર્તિ નિરંતર સ્મરણમાં રહેશે. રહે જ. હેમના અવસાન વખતે હું **શોલાપુર** જિલ્લામાં દૂર આડકેટા તાલૂકામાં રેલવે લાઇનથી બહુ દૂર હતો; ઈ. સ. ૧૮૯૦ ની સાલ; તે વખતે હાલના જેટલી ન્હાની રેલવે લાઇનોનાં સંધાણ ન્હોતાં. મ્હને તાર મળવાની સાથે હું એકદમ પગ રસ્તાના ૩૦–૪૦ માઇલ ટાંગામાં વટાવી **બાર્સીરોડ સ્ટેશનથી** રેલવે રસ્તે ઊપડીને **મુંબાઈ** થઇને **અમદાવાદ** ગયો. પણ હું મોડો પડયો. **ભીમભાઇનું** અવસાન થઇ ચૂક્યું હતું. શરીર ભસ્માવશેષ થઈ આત્મા અમરધામમાં પ્રયાણ કરી ગયો હતો. ઘરમાં હું પેઠો અને મ્હારી બ્હેને કહ્યું: "**નનુભાઇ**! મ્હારા **ભીમભાઈ**ને મ્હેં તો ખોયા છે !" કરીને સ્ત્રીસ્વભાવસુલભરુદન કર્યું. હાવે પ્રસંગે પુરુષને પણ એ ચેપ લાગે જ. હું ગદ્દગદ થયો. પણ હું માનું–છે કે મ્હેં **ભીમભાઈ**ને ખોયા નથી. આશા છે કે કવિતદેવી પણ પ્રતિધ્વનિ દેશે અને એ જ ઉદ્દગાર કાઢશે કે "**ભીમરાવને** મ્હેં ખોયા નથી."

( ૨૫ )

# સ્વ. માણિલાલ નભુભાઈ દ્વિવેદી

હું ઈ. સં. ૧૮૭૫–૭૬ માં એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થવાને મુંબાઈ આવ્યો અને મનસુખરામભાઈને ઘેર થોડા દિવસ ઊતર્યો હતો તે વખતે કે કોઇ બીજે પ્રસંગે—અત્યારે ચોક્કસ યાદ નથી, પણ મનસુખરામભાઈને ઘેર જમવાને બધા બેસવાની તૈયારી કરતા હતા તે વખતે મ્હારી ઉંમરની આસપાસની ઉંમરનો એક 'છોકરો', લાં...બો, ગોરો, ટૂંકી પોતડી પ્હેરીને નાહી રહીને ઊભો હતો અને અબોટિયું માગતો હતો. એ છબી હજી નજર આગળ છે. કૉલેજમાં સાથે થયા ત્યારે જાણ્યું કે આ મણિલાલ નભુભાઈ દ્વિવેદી. હું એકવાર એફ. ઈ. એ. માં અને એકવાર બી. એ. માં નપાસ થયો તેથી ત્રણને બદલે પાંચ વર્ષ કૉલેજમાં મ્હેં ગાળ્યાં; મણિલાલ પોતે નપાસ કદી થયા ન્હોતા, તેથી એ મ્હારા કરતાં વ્હેલા બી. એ. માં પાસ થયા. એ ફેલો હતા તે વખતે હું બી. એ. ક્લાસમાં હતો.

કૉલેજમાં મણિલાલ જોડે ખાસ મૈત્રી તો નહોતી થઈ, પણ મ્હારે હેમની સાથે લગભગ રોજ બેઠક ઊઠક હતી, અને સાહિત્ય વિશેની વાતો હમે કરતા. હેમાંનો એક પ્રસંગ નોંધુંછું:—અન્ય સ્થળે એ નોંધાઈ ચૂક્યોછે, છતાં આ સ્મરણમુકુરમાં હેનું ખરું સ્થાન છે, તેથી અહિં નોંધુંછું: એલ્ફિન્સ્ટન કૉલેજમાં એક પારસી વિદ્યાર્થી હમારી સાથે હતો; નામ–સોરાબજી ખંભાતા હતું, પણ પોતે અંગ્રેજી બહુ સરસ જાણેછે એમ વ્યર્થ ફાંકો રાખતો હતો, અને અંગ્રેજી પ્રોફેસર કર્કહામ નામના હતા હેની ખુશામદ એ ખૂબ કરતો તેથી હેને બધા સોરાબજી કર્કહામ કહેતા. હિન્દુ ગુજરાતી-

નો એ ઉપહાસ કરતો. "બૂઢ ગુજરાતી શીખવનાર" એમ મથાળાવાળુ એક હેણે ચોપાનિયું પણ પ્રગટ કર્યું હતું. હેણે હમારા મંડળ આગળ નીચેની કવિતા મૂકી:

### તૂતેલી દોસતી.

હતો નહિ પેઆર તાહરો દરાખનો રસ,
જે જુનો થઈ પકરેછ શરાબનો મિથાસ;
હતો તે બામદાદનો નીરો દિલકસ,
જે બપોરે પકરેછ સરકાનો ખતાસ;
આજ સુધી હતો એવો મહને વહેમ,
કે દોસતી છે એક મોહતી અમલ વસંત;
પન રાખું એ ખ્યાલને હું વધૂ વાર કેમ?
કારન કે એ વસંતનો આયો છે અંત.
શું જશે તું હવે એક ભમરા મિસાલ
કોઇ નવાં ખીલેલાં ગોલાબ આગલ!
રખે થાય તે ફુલનો મ્હારા જેવો હાલ!
રખે તે બી આખે બેવફાઈનાં ફલ!

અને હમારી આગળ બીડું મૂકયું કે તહમારી "વાનિયાસાઈ" ગુજરાતીમાં હાવી ઉમદા કવિતા બનાવશો? મણિલાલે બીડું ઝડપ્યું અને તત્કાળ (કૈં વખત લઈને) નીચેના શ્લોકો–એ જ વિચાર ભાવ ઇત્યાદિ દર્શાવનારા–સંસ્કારી ગુજરાતી ભાષામાં રચીને આપ્યા:

( શિખરિણી )

હતી પ્રીતી તારી નહિ સરસ દ્રાક્ષારસ સમી,
જતે કાળે થાયે મધુસમ મિઠી તે થઈ જુની;
પ્રભાતે આણેલા અતિ મધુર નીરા સમી હતી,
બપોરે વંઠી તે બગડિ જઈ ખાટી બહુ થતી;
(v.l.) બપોરે ખાટી તે બગડિ સરકા જેવી બનતી.
હતો આજાપી એ મુજ મન વિશે વ્હેમ અદકો,
હશે પ્રીતીકાલ મધુર સુરભીકાલ સરખો,
ન રાખું એ આશા પળ પણ હવે મુજ મનમાં.

નિહાળ્યો મેં આજે અચળ સુરલી-અંત પળમાં.
જશે છોડીને તું ભ્રમરસમ બીજા સ્થળ વિશે,
ગુલાબી છોડે શું લપટ થઈ રે'શે ફુલ વિષે;
(ન.) થશે પ્રીતે લીન પ્રફુલિત નવા પાટલ વિષે;
રખે મારા જેવા સરસ ફુલના હાલ નિપજે!
(ન.) ઉદાસી / હરામી } પ્રીતીનાં ફળ પણ હવે તે અનુભવો!

આ કાવ્યમાં ખાસ ચમત્કાર નથી. કાવ્યત્વનો કે શૈલીનો. પરંતુ પારસી ગુજરાતી અને શિષ્ટ ગુજરાતીનો પડછો બતાવવા માટે ઉપયોગી છે.

કૉલેજમાંથી હમે છૂટા પડ્યા. ભિન્ન ભિન્ન માર્ગે હમારી ગતિયો થઈ. તથાપિ વખતો વખત સાક્ષાત્ અથવા પરોક્ષ (પત્રાદિદ્વારા) મણિલાલનો સંપર્ક રહેલો હોવાથી થોડાક સ્મરણપ્રસંગો નોંધવા જેવા અહિં સ્થાન પામી સકશે.

ઈ. સ. ૧૮૯૮ ના જાન્યુઆરીમાં 'કાન્ત' નું અનુપમ કાવ્ય–'વસન્ત-વિજય'–'મકરન્દ' ની ટીકા સાથે પ્રગટ થયું. મ્હેં તત્કાળ જ એ કાવ્યનું ગુણપરીક્ષણ કરનારી ચર્ચા 'બુદ્ધિપ્રકાશ' ને મોકલી. 'બુદ્ધિપ્રકાશે' ચર્ચા પ્રગટ ના કરી; કારણ અદ્ભુત બતાવ્યું. કાવ્યની સાથે જ ચર્ચા પ્રગટ થઈ હતી તેથી મ્હારી ટીકા હવે પ્રગટ કરવાની જરૂર ના લાગી. 'મકરન્દ' ની ટીકા હતી, મ્હારી ચર્ચા હતી એ ભેદને ઉલટાવી નાંખ્યો! હું નિરાશ ના થયો. મણિલાલ દ્વિવેદીએ 'પ્રિયંવદા' થોડા વખત પૂર્વે જ માસિકરૂપે શરૂ કરેલું, ત્હેમાં મ્હારી 'ચર્ચા' (કે 'ટીકા'?) પ્રગટ કરવાને હેમને મોકલી; હેમણે આનન્દથી સ્વીકારી. આ નોંધવાનું ખાસ કારણ એ કે ઈ. સ. ૧૮૮૩-૮૪ માં મણિલાલના 'ઉત્તરરામચરિત' નાટકના ભાષાન્તર ઉપર સવિસ્તર અવલોકન લખતાં મ્હેં ગુણદર્શન સાથે દોષદર્શન પણ કરેલું હતું; છતાં એ ખાતે હેમણે હૃદયમાં તે વખતે કાંઈ પણ ડંખ રાખ્યાનું પરિણામ ના બતાવ્યું. એ હેમનો સદ્ભાવ.

પ્રસંગવશાત્ એક વાત: 'પ્રિયંવદા' માસિકને વધાવનારી એક ગરબી પંડિત ગટ્ટુલાલજીએ ગુણદર્શિતાથી રચી હતી ( જાણમાં "ગુજરાતી"

પત્રમાં પ્રગટ થઈ હતી.) એ સુન્દર પંક્તિયોને અહિં ઊતારીને પુનરુજ્જીવન કરવું ઉચિત લાગેછેઃ

નૃપ ભરતપિતાને શુદ્ધ શાકુન્તલ પરણી,
અનસૂયા પ્રિયંવદા બેય સખીઓ ત્‍હાં વરણી;
અનસૂયા રહે મન માંહ્ય, પ્રિયંવદા મુખમાં
તે મુનિજનજનમી નાર સુમતિ મળે સુખમાં:
નરમણિ મણિલાલ રસાળ સહૃદય સારા છે,
(.........*..........)મિત્ર એ મ્હારા છે.

ઈ. સ. ૧૮૮૬–૮૭ માં "કુસુમમાળા" નામનો મ્હારો કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થયો તે ઉપર મણિલાલે 'પ્રિયંવદા'માં જાન્યુઆરી ૧૮૮૮ માં ટૂંકું અવલોકન કર્યું; અને 'પાશ્ચાત્ય રીતિની, છતાં સસાર કારીગરી' એ સંગ્રહમાં હેમણે જોઈ, 'પાશ્ચાત્ય' કાવ્યપદ્ધતિનું દર્શન કરાવવાનો આ પ્રયત્ન સફળ હેમણે કહ્યો, કાવ્યોની "ઉત્તમ ખૂબી" સ્વીકારી, એ કાવ્યોની ભાષા 'ઘણી મધુરી તથા કાવ્યને ઉચિત માધુર્યવાળી' કહી, માત્ર શબ્દની લેખનપદ્ધતિની 'નવાઈયો'ને 'કલ્પનાનો ચમત્કાર' માની અનિષ્ટ ગણી હતી. 'ઉત્તરરામચરિત'ના મ્હારા અવલોકન પછી ચારે વર્ષે લખેલા આ અવલોકનમાં પણ મણિલાલે સૌજન્યયુક્ત ગુણદર્શિતા પ્રગટ કરી, એ પણ હેમના સદ્ભાવનું બીજું પ્રમાણ.

ઈ. સ. ૧૮૯૦-૯૧ માં 'સંમતિવય' પીનલકોડમાં વધારવાનું કાયદાનું બિલ રજૂ થયું ત્‍હેને અંગે આખા ભરતખંડમાં ભારે વાદનાદ પ્રવર્ત્યા હતા ત્‍હેનું જોર તે સમયનું સ્મરણ જેને હશે તે લોકો જ સમજી સકશે. એ ચર્ચામાં મણિલાલ ઊતર્યા, 'સુદર્શન'માં હેમની સમર્થ લેખનીને તર્કચ્છલોની મલિનશાહીમાં બોળીને અનુચિત કાર્યમાં પ્રવૃત્ત કરી. 'જ્ઞાનસુધા' નામના અમદાવાદ પ્રાર્થનાસમાજના માસિકમાં રમણભાઈ તથા હેમના સહકારી મિત્રોએ મણિલાલના એ સંચલનની સ્હામે ધર્મયુદ્ધ આરંભ્યું. એ ધર્મયુદ્ધમાં મ્હેં કાંઈક અગ્ર ભાગ લીધો હતો. 'મિ. મલબારીનો છેલ્લો પ્રયત્ન,'

* અહિં થોડાક શબ્દો ભૂલી ગયોછું.

'સુદર્શનકાર અને સાંસારિક સુધારો ' એ નામથી લાંબા લેખો મ્હેં લખ્યા અને છૂટા પુસ્તકરૂપે પ્રગટ કરીને ફેલાવો કર્યો. પ્રથમના લેખનો ઉત્તર મણિલાલે 'સુદર્શન'માં લખ્યો ત્હેના પ્રત્યુત્તરરૂપે બીજો લેખ હતો. 'નારીપ્રતિષ્ઠા' નામના લઘુ ગ્રન્થમાં મણિલાલે સ્ત્રીઓને માટે મ્હોટી વયે લગ્ન કરવાની ધૃષ્ટતા દર્શાવેલી, અને આ વાદમાં બાળલગ્નની–કન્યાની દસ વર્ષની ઉમર પૂર્વે લગ્નની–હિમાયત જોરથી કરી હતી, તે વચ્ચે વિરોધ મ્હેં પ્રથમ ના લેખમાં ઉઘાડો પાડયો હતો; મણિલાલે ત્હેનો તર્કચ્છલયુક્ત બચાવ કર્યો હતો. ઇત્યાદિ અનેક વાકપ્રહારો પરસ્પર દેવાયા લેવાયા હતા. વીગતને માટે અહિં પ્રસંગ નથી. સારાંશ એ કે આ વાદયુદ્ધને પરિણામે કાંઈક કટુતાનાં બીજ મણિલાલના હૃદયમાં રોપાયાં હશે એમ સંશય રહેવાને કારણો છે. છતાં ઈ. સ. ૧૮૯૧ ના અંતભાગમાં હું અમદાવાદથી વડોદરે જતો હતો તે વખતે નડિયાદ સ્ટેશને મ્હને ટ્રેનમાં જોઈને ધાઈને મળવા આવ્યા હતા, અને સ્નેહભાવ દર્શાવી વાતો કરી છૂટા પડ્યા હતા. હું કુટુમ્બ સાથે હતો તેથી એ બીજા ડબ્બામાં બેઠા; બાકી બંનેનું લક્ષ્ય સ્થળ વડોદરું હતું.

આ ઉપરથી એક બીજી મુલાકાત યાદ આવેછે. એ ઈ. સ. ૧૮૯૮ ની વાત. હું અમદાવાદથી મુંબાઈ જતો હતો; મણિલાલ જાણ્યામાં વડોદરેથી ટ્રેનમાં દાખલ થયા. 'હૃદયવીણા' નું અવલોકન એપ્રિલ ૧૮૯૭ માં 'સુદર્શન માં મણિલાલે લખી પ્રગટ કર્યું હતું. એ અવલોકનમાં તો અત્યન્ત કટુતાયુક્ત, અસત્ય દોષદર્શન હોઈ હેમની કીર્તિને કલંક લાગે હેવાં વિધાનો ભરપૂર હતાં; હેમના નિકટના મિત્રોને પણ એ અવલોકનનું સ્મરણ કરાવતે શરમ આવેછે. 'ઉત્તરરામચરિત' માં મ્હેં જે દોષાંશ બતાવેલા, ત્હેના પ્રતિધ્વનિરૂપ જ દોષો—પણ ખોટી રીતના દોષો–મણિલાલે હૃદયવીણામાં નિર્દિષ્ટ કર્યા હતા. ઈ. સ. ૧૮૮૩–૮૪ના 'ઉત્તરરામચરિત'ના અવલોકનનો બદલો ૧૮૯૭ માં–એટલે ૧૩–૧૪ વર્ષે—આમ હેમણે કટુતા અને અન્યાય, અસત્ય, ઇત્યાદિ શસ્ત્રો વાપરીને લીધો હતો, એ હૃદયદંશના ગુપ્ત સંરક્ષણ માટે ખુલાસો જડતો નથી, ખાસ એટલા માટે કે સદ્ભાવયુક્ત વર્તનના દાખલા ઉપર નોંધેલા છે તે હેમની જમે બાજૂમાં કાયમ જ રહેછે. ગમે તે

હો, માનવહૃદયની ગલીગૂંચીઓમાં પ્રવેશ કરવા જઈશું તો એ ભૂલભૂલામણી-માંથી છૂટાશે જ નહિ:—આ વિષયાન્તરતાનો આભાસ આપતા પ્રસંગને પાછલા અંકોડાની સાથે સાંકળી લઉં.—એ ૧૮૯૮ ના મેળાપ વખતે મણિલાલે પોતા થકી જ વાત કાઢી, અને કહ્યું કે 'ઉત્તરરામચરિત'ના ત્હમારા અવલોકનથી મ્હને ખોટું લાગ્યું હતું ઇત્યાદિ વાતો ઊડાવીને લોકો આપણી વચ્ચે વૈમનસ્ય કરાવવા જાયછે, પણ હું એ લોકોને ગણકારતો નથી. એ એમ પણ બોલ્યા કે ત્હમને તો 'ઉત્તરરામચરિત' મૂળ સંસ્કૃત નાટક પ્રોફેસર રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરની કને શીખવાનો લાભ મળ્યો હતો, મ્હને તે મળ્યો નહોતો. મ્હેં કહ્યું: 'ઉત્તરરામચરિત' હમારે ચાલતું હતું તે વખતે ભાંડારકર તો પૂને–ડેક્કન કૉલેજમાં–હતા, મુંબાઈ એલ્ફિન્સ્ટન કૉલેજમાં નહોતા. અને હમારો સંસ્કૃત અધ્યાપક જડ અને સાહિત્યજ્ઞાનમાં બુડથલ હતો તેથી એ નાટક શીખવા માટે હમારે બધાને જાતે જ કરી લેવું પડ્યું હતું.

આમ મતભેદાદિકને લીધે દ્વન્દ્વયુદ્ધો થયેલાં છતાં મણિલાલ અને મ્હારી વચ્ચે સાહિત્યસેવામાં સહકારિતામાં કાંઈ ભંગ પડ્યો નહોતો. એક પ્રમાણ આપું: ઈ. સ. ૧૮૯૪ માં હું કારવાર ઉત્તર કાનડા જિલ્લામાં હતો તે વખતે રા. આણંદશંકરની મારફત મણિલાલે મ્હને એક પત્ર લખી મોકલી 'પ્રાચીનકાવ્યમાળા' વડોદરા રાજ્યના આશ્રયથી પ્રગટ થતી હતી તે વિશે મહત્ત્વના પ્રશ્નો પૂછી અભિપ્રાય મ્હારો માગ્યો હતો. એ પત્ર અત્યારે લભ્ય નથી. હેનો ઉત્તર તા. ૭–૩–૯૪ ને રોજ મ્હેં લખેલો ત્હેની નકલ 'વસન્ત' સં. ૧૯૬૮ ના કાર્તિકના અંકમાં પૃષ્ઠ ૪૩૫–૩૭ મે (અન્ય પ્રસંગને યોગે) પ્રસિદ્ધ કરીછે.

આમ આ અસાધારણ બુદ્ધિશક્તિવાળા, વિદ્યાસંપત્તિવાળા મ્હારા અભ્યાસકાળના સહચારી, જીવનપ્રયાસકાળના સરસ્વતીસેવાના સહકારી, મણિલાલની સાથેના સંપર્કો આ મુકુરમાં પ્રતિબિમ્બિત કરીને જોઉંછું તો ખેદના ગૌણ અંશને દાબી નાંખતા હર્ષ, ગર્વ, અને ઉત્સાહના પ્રબળ ભાવોના પૂરમાં હું શ્રદ્ધાની નૌકામાં તરવાનું સામર્થ્ય પ્રાપ્ત કરુંછું; અને અદ્વૈત

સિદ્ધાન્તના એ આરૂઢ અભ્યાસી, સૂફી માર્ગની કવિતાની ઝાંખી ગુજરાતી કાવ્યસાહિત્યમાં અલ્પાંશે કરાવનારા પ્રતિભાશાલી કવિનો આત્મા પરમાત્મામાં વિલીન થતો જોઉંછું, અને હેના ઉદ્દગાર દિવ્ય શ્રવણથી સાંભળુંછું:

પર થકી પર ધામ જે,
પદપંક્તિ વિણ છે પંથ જે,
દેહ—આત્મ—અતીત હું;
જીવું ત્યહાં નવજીવને:
મુજ સનમ સહ લયબન્ધમાં,
અ દ્વૈ ત ના આ ન ન્દ માં. *

* In a place beyond uttermost place,
In a track without shadow of trace
Soul and body transcending,
I live in the soul of my Loved One anew.

Jalaluddin Rumi.

( ૨૬ )

## સ્વ. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી

જીર્ણ ઘટના જાય, ને
સ્થાન હેતું નવીન લે,—
એહ સ્થિર ક્રમયોજના
ક્યમ તોડી પ્રભુ઼એ! આજ હેં ?

આ પ્રશ્નનો ઉત્તર સ્પષ્ટ છે. પ્રભુની ઇચ્છા. ઊંડા તત્ત્વાન્વેષણમાં ઊતરવું નથી. વસ્તુસ્થિતિ જ સ્વીકારીને ચાલવુંછે. મણિશંકર રત્નજી ભટ્ટના સ્મરણમુકુર દર્શનને પ્રસંગે જે કહ્યું હતું તે આ પ્રસંગે પણ કહું: આ લેખમાળામાં "ક્રમભંગ થવાનું જોખમ માથે લઈને આજ પ્રવૃત્ત થાઉંછું. વૃદ્ધ અને તરુણ એ વચ્ચેનો કાલભેદ લોપી દઈને જે મૃત્યુ ગમે ત્હેને ગમે તેમ ઊપાડી લેછે તે મૃત્યુનો કરેલો ક્રમભંગ આપણે સહન કરિયે છિયે, તો વાચક બન્ધુઓ આ મ્હારો ક્રમભંગ વિના સંકોચે સ્વીકારી લેશે એમ આશા છે. મ્હારા ક્રમભંગને એ નિષ્ઠુર મૃત્યુદેવે જ કારણ આપ્યુંછે."

માટે આ પ્રસંગે પણ મુકુરને ખશેડીને દર્શન કરું.

હમણાં થોડાં દિવસ ઉપર જ એક નવીન ઊગેલી સંસ્થાને અંગે ઉત્તમલાલના સ્મરણમાં સભા મેળવી હતી ત્હેમાં પ્રમુખસ્થાન લેવાની મ્હને માગણી કરવામાં આવી હતી. મ્હેં ના પાડી હતી. કારણ ઉત્તમલાલ-ના મ્હારા નિકટ સંબન્ધથી તદ્દન અસ્પૃષ્ટ હતું. એ પ્રસંગે હું જે કાંઈ બન્ધુકૃત્ય કરી સક્ત તેથી વધારે ઉપયોગી અને વધારે ભાવયુક્ત બન્ધુકૃત્ય



ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી
(ઉત્તરાવસ્થા)

[પૃ૪ ૨૨૪

આજ કરી સકાશે. આજ સ્મરણમુકુરનાં દર્શનોમાં એ મધુર સ્વભાવની મૂર્તિનું પુનર્દર્શન કરીને તૃપ્ત હું થાઉં એ હું ધન્યતા ગણુંછું; એ ધન્યતામાં શોકની ગ્લાનિનો ઘેરો રંગ ભળેછે ખરો, પરંતુ સુખદુઃખ એ બે પરસ્પરને રંગનારાં જ ઈશ્વરની યોજનામાં રચાયાંછે. માટે જ ધન્યતા શબ્દ અહિં વાપરુંછું. મ્હારી અંજલિનું અર્પણ આ રીતે જ વધારે ઉચિત ગણુંછું.

ઈ. સ. ૧૮૯૮ માં હું મ્હારો જમણો હાથ ભાગવાથી સિંધથી લાંબી રજા ઉપર આવીને અમદાવાદમાં લાંબા કાળના નગરનિકાલથી પાછો આવીને લગભગ દોઢ વર્ષ વસ્યો તે અરસામાં અનેક નવા અનુભવો, નવા પરિચયો, વગેરે થયા ત્હારે પ્રથમ પરિચય એક સૌમ્ય મૂર્તિનો થયો હતો. ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓની sports (રમત ગમતો) લાલ દરવાજા આગળના મેદાનમાં થતી હતી. આણંદશંકર ધ્રુવ એ કૉલેજમાં પ્રોફેસર હતા અને પોતે પોતાની જાતે જે ખેલમાં ભાગ લઈ સક્યા નહોતા તે ખેલ તરફ તેથી જ કરીને દ્વિગુણ ઉત્સાહ અને પ્રેમ વ્હેવડાવતા હોવાથી આ રમતોમાં નેતાને પદે મ્હાલતા હતા. હેમની જોડે એક બીજી સહાયકારી મૂર્તિ ફરતી હતીઃ કાશ્મીરી ગરમ ચોગો–રાખ રંગનો, કાંઈક જૂનો થયેલો, હેવો—પ્હેરીને ઝૂલાવતી, ઊપટી ગયેલા રંગની અમદાવાદી પાઘડી પ્હેરેલી, હાથમાં વાવટો ધારણ કરીને આમતેમ ફરતી, એ મૂર્તિ ધ્યાન ખેંચતી હતી. એ કોણ? ઝટ જાણ્યું કે એ ઉત્તમલાલ,—આણંદશંકરના નિત્યસહચારી જૂના મિત્ર. આ ચોગાધારી વાવટાધારી, મૂર્તિ તે પ્રસંગે મ્હારા નિકટ પરિચયની બ્હાર હતી, પરંતુ નામથી ને દર્શનથી એ જાણીતી હતી. આ પછી પરિચય શરૂ થયો, કાલક્રમે વધ્યો, છેવટે મિત્રસ્નેહના મધુરભાવમાં ઠર્યો.

એ પરિચય મુંબાઈમાં એ આવ્યા પછી જ વધ્યો, અને તે માટે આણંદશંકર ધ્રુવનો જ આભાર માનવાનો છે. આણંદશંકર હમેશાં ઉત્તમલાલને ઘેર ઊતરતા, અને હું તે પ્રસંગે આણંદશંકરને મળવા જાઉં—પ્રત્યેક વખતે—ત્હારે ઉત્તમલાલના મધુર સત્સંગનો લાભ મ્હને મળતો. ઉત્તમલાલ સાન્ટાક્રૂઝમાં કેટલીક મુદ્દત સુધી વસ્યા હતા, તે વખતમાં હેમની

પ્રકૃતિ બહુ સારી સુધરી હતી. સાન્ટાક્રૂઝ છોડ્યું—પુત્રવત્ સંભાળેલો ભાણેજ અકાલ મરણમાં ઊપડી ગયા પછી ગ્લાનિના આવેશમાં છોડ્યું,—અને મોરારજી ગોકળદાસની ચાલમાં વસ્યા, તે પછી ધીમે ધીમે પ્રકૃતિ હેમની શિથિલ થતી ગઈ.

ક્રિયા ક્રિયા પ્રસંગો સ્મરણમુકુરના કાચમાંથી પુનર્બિમ્બિત કરું? આણંદશંકરની સાથે એ હમેશાં મ્હારે ઘેર, વાંદરાના મ્હારા નિવાસસ્થાન-માં, આવતા. ઈ. સ. ૧૯૧૩ ના આખરમાં મ્હારી પુત્રીના અવસાન પછી સમાધાન આપવાને આવેલા તે વખતનું હેમનું શાન્ત, મૌનયુક્ત, સહભાવ ઝરતું મુખ અનેક વાચાલ વચનો કરતાં અધિક ક્રામતી આશ્વાસન આપનારું બન્યું હતું. તે પછી કેટલાક માસ ગયા પછી પ્રાર્થનામન્દિરમાં એક પ્રસંગે ઉત્તમલાલ આવેલા—અને હમે બ્હાર નીકળ્યા પછી ઉત્તમલાલે મ્હને ધીરા માધુર્યભર્યા સ્વરે પૂછ્યું:—

"નનુભાઈ! લોકો શી વાત કરેછે? ઊર્મિલા બ્હેનનું એમ્બી ગુજરી ગયું?" મ્હેં હેમને ખાતરી આપી કે વાત ખોટી છે. આ સાંભળી નિરાંત, સંતોષ, અને આનન્દના ભાવથી જીવ નીચો બેઠો તે દર્શાવનારી હેમની મુખચર્યા અત્યારે જોઉંછું અને હેમના શાન્ત સ્નેહાળપણાની દીપ્તિ એ મુખ ઉપરની દેખુંછું. દ્વેષભાવથી પ્રેરાઈને દુર્જનો કે'વી વાતો ફેલાવેછે તે ઉપરનાં હેમનાં ગમ્ભીર વચનો તે વખતે ઉચ્ચારેલાં મ્હારા શ્રવણમાં મધુર ભણકાર પ્રગટ કરેછે.

આ પછી જ્યહારે જ્યહારે આણંદશંકરની સાથે અવિયોજ્ય યુગ્મરૂપે મ્હારે ઘેર ઉત્તમલાલ આવતા, ત્યહારે ત્યહારે હમે બધા વાતોમાં મશગૂલ હોઇયે, તે વખતે આણંદશંકર હેમના વિલક્ષણ શરમાળ સ્વભાવને લીધે બાળકોને બહુ બોલાવતા નહિં ત્હેનો વિરોધી નહિં પણ ઝીણી રીતે પ્રતિપક્ષ પ્રગટ કરતો પડછો ઉત્તમલાલ સુભગ રીતે પ્રગટ કરતા: બાલક પ્રેમલ જોડે છાની છાની ઇશારતોથી, સ્મિતની લહરી વડે, સંજ્ઞાવાર્તાલાપ ઉત્તમલાલ ચલાવ્યે જતા અને હમારી વાતોમાં ભાગ લેતા ના લેતા,—એ ચિત્ર સ્મરણમુકુરમાં સ્થાયિરૂપે છપાઈ ગયેલું આજ પુનઃ પ્રત્યક્ષ કરુંછું.

ઉત્તમલાલે પ્રેમાનન્દનાં નાટકો વિશે મ્હેં જગવેલી ચર્ચાને સંબન્ધે એકવાર "ગુજરાતી" પત્રમાં ચર્ચાપત્ર પ્રસિદ્ધ કર્યું હતું. એ નાટકોના કર્તૃત્વ વિશે નિર્ણય કરતા પ્હેલાં અમુક અમુક હકીકતો એ નાટકોના પ્રસિદ્ધ કરનારાઓ તરફથી રજૂ થવાની આવશ્યકતા દર્શાવતાં ઉત્તમલાલે લખેલું કે—" મુદ્રાલયમાં મોકલેલી 'કૉપી' અને પ્રુફ સુદ્ધાંત બની શકે તેમ હોય તો રજૂ થવાં જોઇયે." મ્હારા પક્ષને પુષ્ટિ આપવાના સારા હેતુથી એ ચર્ચાપત્ર લખાયલું છતાં હેમાં મ્હારા મત તરફ સંશયદૃષ્ટિનાં ચિહ્નો પણ મ્હેં જોરવાળાં દીઠાં હતાં. તેથી હેના ઉત્તરરૂપે 'વસન્ત'માં મ્હેં ચર્ચાપત્ર મોકલેલું ત્હેમાં પ્રૂફની માગણી વિશે મ્હેં ઉત્તમલાલનો ઉપહાસ કરી લખેલું કે પ્રુફમાંથી કર્તૃત્વનું પ્રમાણ શું મળવાનું હતું? પ્રેમાનન્દે તો પ્રુફ સુધાર્યાં નહિં જ હોય ને?" આ વાતને બહુ વખત વીતી ગયા પછી એકવાર સાન્ટાક્રુઝમાં ઉત્તમલાલના નિવાસસ્થાનમાં આણંદશંકર, ઉત્તમલાલ, હું અને જાણ્યામાં બીજો એકાદ મિત્ર રહવારે વાતો કરતા બેઠા હતા. વાતે વાતે મ્હેં કહ્યું: "મ્હને પોતાની મેળે હજામત કરતાં આવડેછે, પણ બીજાની હજામત કરવાની હિમ્મત ના ચાલે." એટલે ધીમે રહીને ઉત્તમલાલ બોલ્યા: "માત્ર ચર્ચાપત્રમાં બીજાની હજામત સારી કરી સકોછો!"—આ નિર્દોષ, મર્મભરેલો, સ્નેહયુક્ત કટાક્ષ હતો. હેમને ઉત્તરરૂપે લખેલું મ્હારું ચર્ચાપત્ર મનમાં રાખીને આટલું જ એ બોલ્યા, તે—ન મ્હને તે ઉપર ખોટું લાગ્યું, ન હેમણે પણ કાંઈ કટુભાવથી કહેલું. હમે બધા હસ્યા.

ઉત્તમલાલ જોડે મ્હારે જ્યહારે જ્યહારે વાતચીત થઇછે, ત્યહારે હમેશાં ઊંચા વિષયો, ઉમદા વિચારો, અને વિશાળ દૃષ્ટિથી પ્રશ્નોની ચર્ચા, એજ હમારી વાતોનો વિષય બનતા. હેમાં લાભ મ્હને જ થતો. આનન્દ, ગમ્મત, મશ્કરી, ઇત્યાદિથી દૂર એ ન્હોતા રહેતા; ઉલટા ઝીણી મશ્કરી તો હેમને પ્રિય હતી. પરંતુ કોઇની નિન્દા, નીચ નિન્દા, એ તો હેમના સ્વપ્નામાં નહોતી આવતી. આજથી દશેક વર્ષ ઉપર ગુજરાતમાં કેટલુંક તરુણ મંડળ રાષ્ટ્રીય સંચલનમાં પ્રવૃત્ત થઈ નર્તન કરી રહ્યું હતું, તે વખતના એ મંડળના ઉત્સાહને પોષણ ન આપવાના હેતુથી નહિં, પરંતુ એ નર્તનનું રમૂજી પાસું

જોઈને ઉત્તમલાલ એકવાર મ્હને કહેછે; "નનુભાઈ! તમે શું જાણો !—ભાઈ તો કહેછે:—'હમે તો ગુજરાતને નચાવિયે છિયે!'" આ મંડળમાં ઉત્સાહના પ્રમાણમાં અભ્યાસની અતિ ઊનતા જોઈને જ ઉત્તમલાલ હેમની જોડે ભળી સકતા નહોતા.

રાષ્ટ્રીય વિષયમાં ઉત્તમલાલ અને આણંદશંકરની વચ્ચે અનેકવાર ઉચ્ચ સ્વરે તકરારો થતી ત્હારે હું હાજર હોઉં ઉત્તમલાલની શાન્ત મૂર્તિ પણ કે'વી આવેશમાં આવી જાયછે તે જોતો. રાષ્ટ્રીય વિષયમાં ગમ્ભીરતા, સમતોલ વૃત્તિ, અને દેશ તરફ ભક્તિ, એ ઉત્તમલાલનાં વિશેષક લક્ષણો હોવાથી ઉદ્દામ વર્ગને એ સ્વાભાવિક રીતે અપ્રિય થયા હતા. ગાંધીજીના અતિ ઉત્કટ સંચલનની નિરીક્ષા કરનારા હેમના લેખો ખરેખરા મનનીય છે. આણંદશંકરની સ્હામે વાગ્યુદ્ધ ખાનગી વાર્તાલાપોમાં–રાષ્ટ્રીય વિષયની તકરારોને અંગે–થતા છતાં ઉત્તમલાલની એ મિત્ર તરફની મધુર વૃત્તિમાં અણુમાત્ર ઊનતા થઈ નથી.

મુંબાઈ યુનિવર્સિટીને અંગે વેદાન્ત વિશેનાં આણંદશંકરે ભાષણો કરેલાં તે સાંભળવાને હું નિયમસર જતો, તે સર્વ પ્રસંગોમાં ઉત્તમલાલનું સાહચર્ય હતું જ. અનેક અગવડો વેઠીને એ જ્ઞાનલાભ હમે મેળવેલો યાદ આવેછે. એકવાર મુંબાઈના ભારે વરસાદમાં વાંદરેથી હું અને મ્હારો પુત્ર, નલિનકાન્ત, મુંબાઈ ગયા; ધોધમાર વરસાદમાં વિક્ટોરિયા ગાડીમાં ગ્રાન્ટરોડ સ્ટેશનથી ખેતવાડીમાં મોરારજીની ચાલ આગળ કમરપૂર પાણીમાં ગાડી "તરાવી." ઉત્તમલાલની બારી નીચે થોભ્યા. નીચેની દુકાનના ઓટલા ઉપરથી હમારી ગાડીના પગથિયાથી ઊંચે પાટિયું નાંખી પૂલ બનાવ્યો; ઉત્તમલાલ એ દુકાનમાંથી હમારા હાથ પકડીને હમને લઈ ગયા; પગ ધ્યાન, મુખ રામ, કરતા પાર ગયા. પાછા એ જ વિધિથી ઉત્તમલાલ અને આણંદશંકરને લઈને ગાડીમાં ચઢી હમે યુનિવર્સિટીમાં ગયા.

આ પ્રસંગના થોડા જ સમય પછી મ્હેં ઉત્તમલાલને કે'વા રૂપાન્તર પામેલા દીઠા! એક સહજ અકસ્માત્, પૂજા કરવા બેઠેલા તે વખતે છાજલી ઉપરથી કાંઈક વાસણ ઉત્તમલાલનાં પત્ની સંભાળથી લેવા જતે તપેલી

પડી ગઈ, ઉત્તમલાલના માથામાં જખમ થયો, જાણ્યામાં થોડી વાર બેભાન થયા,–ઈત્યાદિ અકસ્માતમાં હેમની પાછળની માંદગીનું બીજ વવાયું. Nervous breakdown—તન્તુઓનો શક્તિવિનાશ—થવાની સાથે ઉત્તમલાલ અસહાય જેવા થઈ ગયા. એ માંદગીમાં વખતો વખત સુધારો, સામર્થ્ય, આવવાની સાથે ઉત્તમલાલ કાર્યપ્રવૃત્ત આદરતા. પરંતુ ઉતાવળ જરાક થતી. હેવા જ એક સમય પ્રસંગે આણંદશંકર, ઉત્તમલાલ અને હું ઉત્તમલાલના ઘરમાંથી નીકળીને કોટમાં જવાને વિકટોરિયામાં બેસતા હતા. હમે બેઠા,—હું અને આણંદશંકર, અને ઉત્તમલાલ પગલું ભરવા જાય પણ ચલાય નહિં. બે ઢીંચણમાંથી ડગમગી ગયા અને બેશી જતે, પડી જતે, હેમને હમે પકડી લીધા, આ વખતનો દેખાવ ખરેખર દયાજનક હતો.

અનેક ઉચ્ચાવચ માર્ગમાં થઈને પાછા ઉત્તમલાલ લગભગ પૂર્વવત્ સાજાસમા થઈ ગયા. અને આણંદશંકર બનારસમાં ઈ. સ. ૧૯૨૨ ના ડીસેમ્બરમાં ભયંકર માંદગીમાં સપડાયા તે વખતે હું અને મ્હારી પત્ની તાર આવવાથી વાંદરેથી નીકળીને બનારસ ગયાં તે વખતે વિપત્તિમાં સાચા મિત્ર ઉત્તમલાલ પોતાની પ્રકૃતિ પાછી લથડી હતી છતાં—હમારાથી પ્હેલા જ હાજર થઈ ગયા હતા. પાછલી રાત્રે આગગાડીમાંથી ઊતરીને હમે આણંદશંકરની મોટરગાડીમાં હિન્દુ યુનિવર્સિટીના આણંદશંકરના મકાનમાં પ્હોંચ્યા ત્હારે પ્હરોડ થઈ ગયું હતું. ઉત્તમલાલે મ્હારા માથા ઉપરની 'બાલાકલવા' ટોપી જોઈ. ટાઢમાં રક્ષણ માટે આ ઉત્તમ સાધન જોઇ ઉત્તમલાલ કહેઃ "નનુભાઈ! આ ક્યહાંથી લાવ્યા? મ્હારે પણ હેવી એક ટોપી રાખવી છે."—ઉત્તમલાલે હેવી ટોપી પ્હેરી હોત તોપણ હેમના ઊંડા વ્યાધિ સ્હામે યુદ્ધ અશક્ય હતું.

ઉત્તમલાલે તે વખતે ધાળા ફેંટાનો સ્વીકાર કર્યો હતો. જે લોકોએ હેમના એ ઉત્તર જીવનમાં ફેંટાધારી જ મૂર્તિ જોયેલી, તે લોકોએ હેમની પૂર્વજીવનના વખતની અમદાવાદી પાઘડીવાળી સ્વરૂપશોભા દીઠેલી જ નહિં. આણંદશંકર માથાના પ્રમાણમાં મ્હોટી પાઘડી પ્હેરેછે ત્હેવી નહિં, પણ માથા કરતાં માત્ર રેખાપૂર ન્હાની પાઘડી પ્હેરેલી, બુદ્ધિશક્તિની તીક્ષ્ણતા-

વાળી દૃષ્ટિ નાંખતાં નયનો વડે આકર્ષણ કરનારી, હેમની છબી જુદી જ તરેહની હતી. ત્હેના પડછામાં ધોળો ફેંટો ઝાંખ મારતો હતો, લાંબી માંદગીએ મુખરેખાઓ ઉપર પ્રભાવ સ્થાપ્યો હતો,—છતાં હેમનાં નયનોમાંથી બુદ્ધિશક્તિનું તેજ લુપ્ત થયું નહોતું.

ઉત્તમલાલે અસાધ્ય માંદગીની ચઢતી પડતી દશામાં અનેક ઉપાયો કર્યા: દાક્તરોની વિષરૂપ દવાઓ, આયુર્વેદનાં સફળ નિષ્ફળ ઓસડિયાં, ઇત્યાદિ અનેક ફાંફાં માર્યાં. એ સર્વની વચમાં અનેકવાર ઉત્તમલાલ મ્હને કહેતા: "નનુભાઈ! તમને શાથી મટ્યું? હવે તો જરૂર મ્હારે તમારી હોમિયોપથી અજમાવવી છે."—હું જાણતો હતો કે 'ચાલો, આ નાટકગૃહમાં કે'વો ખેલ થાયછે તે જોઇયે,' હેવા ભાવથી 'અજમાવવા'ની વસ્તુ હોમિયોપથી નથી;—હું પોતે આજથી નવ વર્ષ ઉપરના સમય સુધી હોમિયોપથીને હસી કાઢતો હતો, humbug કહેતો હતો; તે જાતે અનુભવ અને અનેક લાભ મળવાથી એ પદ્ધતિનો ભક્ત થયોછું. છતાં હેમાં અર્ધભક્તિથી પ્રવેશ કરનારને હું કશું કરી સકું એમ નથી. છતાં ઉત્તમલાલને નિરાશ ના કરવાના હેતુથી હું હા એ હા કર્યે જતો હતો. કદી એ 'અજમાયશ'નો પ્રસંગ આવ્યો જ નહિં.

ઉત્તમલાલના વિનયશોભિત સૌજન્યના મ્હેં અનેક અનુભવ કર્યાછે. મુકુરમાં કિયા કિયા પ્રગટાવું? ટીળકની 'ભગવદ્ગીતા'નું ભાષાન્તર (મરાઠીમાંથી ગુજરાતીમાં) ઉત્તમલાલે કર્યુંછે તે હેમની નિપુણતાનો ઉત્તમ નમૂનો છે; નિઃસંશય, પણ મ્હારી પાસે તો હેમણે આપેલી પ્રત હેમના સૂક્ષ્મ વિનય અને સદ્ભાવના નમૂના તરીકે જ રહેશે. ભેટ માટે એ પુસ્તક કો'ને કો'ને આપવાં ત્હેની નામની યાદી ટીળક મહારાજને ઉત્તમલાલે મોકલી અને તે પોતાની તરફથી નહિં પણ ટીળક તરફથી જ ભેટ છે—એમ દર્શાવનારા શબ્દો લખ્યા. વિનય અને સૌજન્યની સૂક્ષ્મતા આ ન્હાના સરખા કૃત્યમાં જોવાની શક્તિ ઉત્તમલાલના સ્વભાવના પરિચયથી જ હું પામ્યો.

મ્હારા પરિચયમાં ઉત્તમલાલ આવવાની સાથે જ મ્હારું હૃદય હેમની તરફ શાથી આકર્ષાયું? હેમનું અસાધારણ સૌજન્ય, તે બળથી જ. વૈદિક વર્ગમાં જન્મ લીધો, છતાં વૈદિકોના અનિષ્ટ સંસ્કાર, લક્ષણ, દૂષણ, ઉત્તમલાલના લક્ષણદેહમાં પ્રવેશ જ પામ્યાં નહોતાં: એ બ્રાહ્મણ છતાં ગૃહસ્થ હતા એમ નાગરોની ગર્વદર્શિની વાણીમાં બોલું? ગર્વ માટે નહિં, પણ ઉત્તમલાલના સૌજન્યને સબળ પ્રકાશમાં દીપાવવા માટે એ વાણી હું વાપરીશ–ગર્વનો આરોપ સંભવરૂપે વ્હોરી લઈને પણ; અને હેમના એ સૌજન્યનું મૂળ, હેમના ગર્ભગૃહસ્થપણામાં હતું. ઉત્તમલાલના પિતા મ્હારા જ્યેષ્ઠ બન્ધુદ્વારા હમારા કુટુમ્બના પરિચયમાં આવેલા તેથી હું જાણુંછું કે કેશવલાલ પણ ખરેખરા 'ગૃહસ્થ' એટલે 'સુજન' હતા.

ઉત્તમલાલની છેલ્લી—છેક છેલ્લી–માંદગીને વખતે હું હેમને મળવાને ગયો. મોરારજીની ચાલના હેમના જૂના નિવાસસ્થાનમાં, આરામખુરશી ઉપર સૂતેલા ઉત્તમલાલ નિસ્તેજ જેવા દીઠા. ધીમે ધીમે વાતોમાં હેમને રસ પાડીને મ્હેં કાંઈ ગમ્મતની વાત કહી. ઉત્તમલાલના અંતઃકરણમાં પ્રફુલ્લતા વ્હી અને એ ઉત્સાહભેર હસ્યા. તેમનાં પત્ની કહેઃ "આજ તહમે કેટલે દહાડે હસ્યા!" ઉત્તમલાલઃ "અનુકૂળ–હૃદયને ગોઠતું,—વાતાવરણ ઉત્પન્ન થવાની સાથે એ થાય જ."

ઉત્તમલાલના મધુર પ્રેમનું દર્શન શા સાદૃશ્યથી હું અંકિત કરું? કવિ શેલીને ચંડોળ પક્ષીના અલૌકિક ગાનનું શ્રવણ થતાં શેની ઉપમા આપવી તે અશક્યવત્ લાગવાની સાથે ઉપરાઉપરી પાંચસાત સૌન્દર્યસ્વરૂપો અમર વાણીમાં કવિત્વશક્તિથી એ કવિયે સ્થાપ્યાંછે. ત્હેવી શક્તિ હું તે ક્ય્હાંથી લાવું? માત્ર એક ચિહ્નદર્શન સૂચવું: એક વાર ગોપાળદાસ બરફીવાળાની દુકાન સ્હામે વિકટોરિયા ગાડી કાંઈક કારણ સર હમે ઊભી રખાવી હતી; આણંદશંકર ઊતરીને કહિંક ગયા હતા—જાણ્યામાં મોહનલાલ પાર્વતીશંકર દવેના નિવાસસ્થાનમાં મળવાને ગયા હતા. ઉત્તમલાલ અને હું ગાડીમાં હતા. ઉત્તમલાલે એક અસાધારણ માધુર્યવાળું સોરઠ રાગમાં ગુંજન કર્યું.—સંગીત હેમને પ્રિય હતું, પરંતુ ગાનપ્રયોગ એ કરતા હશે તે હું આટલો

પરિચય છતાં જાણુતો નહોતો; વિનય, સંકોચ, ઇત્યાદિ બળોએ હેમને વારી રાખેલા. હેમનું એ મધુર ગુંજન આકર્ષક હતું; એ ગુંજનમાં હું આજ હેમના મધુર, શાન્ત, અણુધસતા છતાં સાચા, પ્રેમભાવનું જ સ્વરૂપ દેખું છું. એ ગુંજનનું માધુર્ય અને એ પ્રેમભાવનું માધુર્ય નિર્જન વનમાં ખીલેલા કુસુમના સૌરભની પેઠે જગતે જાણ્યું નથી અને જાણુશે પણ નહિં.

મ્હારો પુત્ર નલિનકાન્ત, અવસાન સમયની માંદગીમાં પીડાતો હતો, તે વખતે આણુંદશંકર અને ઉત્તમલાલે વાંદરે વારંવાર આવીને ન્હાનાં મ્હોટાં બન્ધુકૃત્યો કરેલાં, દુઃખપાત થતાં શાન્ત આશ્વાસનો, મૂક આશ્વાસનો, આપેલાં, તે કદી વીસરાશે નહિં.—એ બન્ધુવત્ મિત્ર હવે મ્હારા એ પ્રિય પુત્રની સાથે અખંડ જ્યોતિમાં વિહાર કરેછે! આ આશ્વાસન શું ઓછું છે?—એ આકર્ષક જ્યોતિમાં હું ક્યહારે પ્રવિષ્ટ થઈશ?—આ જીવનમાં વિશુદ્ધ પ્રેમસાધના વડે સંપૂર્ણ અધિકાર પ્રાપ્ત કરીશ ત્ય્હારે. ૐ.

( ૨૭ )

## સ્વ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

ગોવર્ધનભાઈ વિશે શું લખું ? જેટલું લખવાનું હતું તે અન્ય પ્રસંગે લખી ચૂકયોછું.

એક ભણેલો અને વિદ્યાભ્યાસંગવાળો રસોઇયો હતો. હેની રસોઈનાં મ્હેં એકવાર વખાણ કરતે કહ્યું: "રસોઈ સારી થઇછે." એટલે એ બોલ્યોઃ "હેમાં મ્હારૂં કશું નથી. રસ તો બધી સામગ્રીમાં ઇશ્વરનો મૂકેલો હોયછે; હું તો માત્ર ફેરફાર કરુંછું." મ્હેં કહ્યું: "ફેરફાર સારો થયોછે." આ દૃષ્ટાન્ત સર્વાંશે નહિં, પણ અલ્પાંશે આજના પ્રસંગને લાગૂ પાડું ? બધી સામગ્રી ઉપસ્થિત થઈ જ ગઈ છે, હેમાં માત્ર ફેરફાર કરીને વાચક આગળ હું રજૂ કરીશ. એ રસોઇયો બ્હેરો હતો; 'ફેરફાર સારો થયોછે'–એ વાકય હેણે સાંભળ્યું નહોતું. મ્હારા આ લેખ વિશે પણ 'ફેરફાર સારો થયોછે' કે 'નહારો થયોછે' જે કહેશે તે સંબન્ધે હું પણ બ્હેરો જ થઇશ, મ્હારો જૂનો લેખ વાંચ્યો હશે, તાન્ પ્રતિ નૈષ યત્નઃ—અને એ લોકોમાં કેટલાકની અપ્રસન્નતા મ્હને કૌમુદીસ્નાન કરાવશે તે પણ હું જાણુંછું. છતાં પ્રવૃત્ત થાઉંછું.

**સમય ઈ. સ. ૧૮૭૬, જાન્યુઆરી માસ સ્થળ—ચીનાબાગ, મનસુખરામ સૂર્યરામના મકાનનો ઓટલો,—હું ઊભો છું. નવા તાજા બી. એ. માં પાસ થયેલા પાંચ છ મિત્રોનું મંડળ, હેમાં એક તેજસ્વી**

મુખમુદ્રાવાળી, ઉત્સાહના જોસથી ચાલતી, મૂર્તિ—તે ગોવર્ધનભાઈ; ચીનાબાગના પાછલા મકાનમાં મિત્રોના 'કલબ' તરફ એ બધા જતા હતા. હું કુતૂહલ, માન, અને કાંઇક રમૂજના આકર્ષણથી એ દેખાવ જોઈ રહ્યો છું.— બસ આ પ્રથમ દર્શન, સ્નેહયુક્ત આદરનું બીજ આમ વવાયું.

પછી, મનસુખરામભાઈને ઘેર ગોવર્ધનભાઈ તો રહેતા જ હતા, અને હું અતિથિ હતો એટલે સંપર્ક વધારે નિકટ થયો જ. બીજો પ્રસંગઃ એ સ્થળે મોરબીના એડમિનિસ્ટ્રેટર શંભુપ્રસાદ લક્ષ્મીલાલ નામે મનસુખરામભાઈને મળવા આવ્યા. એ ગણિતમાં બહુ કુશળ હતા. ગોવર્ધનરામભાઈને તથા મ્હને ગણિતનો એક દાખલો ગણવા આપ્યો. બંનેએ ગણ્યો, ઉત્તર ઘણો જ કઢંગી રકમવાળો આવતો હતો; છતાં સનિયમ ગણતરી કરીને, નિયમના શાશ્વત સત્ય ઉપર શ્રદ્ધા રાખનારા મ્હારા મનને સંશય ના ઊપજ્યો; મ્હેં તે ઉત્તર લખીને આપ્યો, ગોવર્ધનભાઈની મનની ઘટના અન્વેષણ માટે જુદા પ્રકારનો માર્ગ આદરનારી, તેથી એ ખંચાયા; હાવી કઢંગી રકમ તે આવે ? અસંભવિત જણાતા અપૂર્ણાંક વળી એ ઉત્તરને વક્રરૂપ આપતા હતા. 'શું હોવું જોઇયે?' એ સ્વેચ્છાથી માની લીધેલી ભાવનાને વશ ગોવર્ધનરામ; એટલે હેમને સંશય જ રહ્યો. નિયમો ગણિતના પળાય પછી આમ ? હેમને વિશે એમ જ, ભાવના અનાધાર માની લીધેલી ત્હેના ઉપર અશ્રદ્ધા હેમને ના આવી. ગોવર્ધનભાઈની ભાવપ્રવૃત્તિયોનું સ્વરૂપ આ બીજમાં હું જોઉંછું.

સ્થળઃ યુનિવર્સિટીનો કોનવોકેશન હૉલ, સમય ૧૮૭૬ નો ફેબ્રુઆરી (જાણ્યામાં); હું ઊંચેની ગેલેરીમાં વિદ્યાર્થીઓના ટોળામાં ઊભો ઊભો નીચે ભેગા થયેલા મુંબાઈના પ્રતિષ્ઠિત મંડળને કુતૂહલથી જોઉંછું. થોડી વારે યુનિવર્સિટીની પદવીનું માન નવીન લેવા માટેના ઉમેદવારો, તાજા પાસ થયેલા, સેનેટના મેમ્બરો વગેરેની પલટનને રૂપાની ચોબ પકડીને દોરનાર આસિસ્ટંટ રજિસ્ટ્રારના નેતૃત્વ પાછળ ચાલતા સરગસમાં બબ્બેનાં જોડકાં આવેછે, ત્હેમાં ગોવર્ધનભાઈની મૂર્તિને આનંદથી ઓળખી કાઢુંછું. બાળક

તનસુખભાઈ જેને 'કાર્નિવોશીકન' કહેતા હતા, તે ખેલ થઈ રહ્યો; ગોવર્ધનભાઈ એ નાટકમાં ઉત્સાહપૂર્ણ નાટકપાત્રોમાંના એક મ્હેં દીઠા. આ દર્શન હજી મુકુરમાં પ્રતિબિમ્બિત છે.

**સમય ઈ. સ. ૧૮૮૧-૮૨ ની આસપાસનો;** ગોવર્ધનભાઈ ભાવનગરમાં, હું મુંબાઈ, અમદાવાદમાં. હું તે વખતે કાવ્યરચના નવી જ કરવા લાગ્યો હતો. 'મેઘ' અને 'ચંદ્રા' એ કાવ્યો ગોવર્ધનભાઇયે વાંચ્યાં. મ્હારા મિત્ર વરજરાય સંતોકરાય દેસાઈ પણ ભાવનગર હાઈસ્કૂલમાં શિક્ષક હતા; ગોવર્ધનભાઈ ને ઘેરજ રહેતા હતા;–મુંબાઈમાં હમારા અભ્યાસકાળમાં ગોવર્ધનભાઈ ને વરજભાઈનું ઓળખાણ થએલું ખરૂં. પણ આમ ભાવનગરમાં નિકટ પરિચય થયો. વરજભાઇયે મ્હને લખેલા કાગળ ભેગો ગોવર્ધનભાઈનો પત્ર આવ્યો: 'મેઘ' અને 'ચંદ્રા'નાં વખાણ કર્યાં હતાં; અને કાવ્યો નામ વિના 'બુદ્ધિપ્રકાશ'માં પ્રગટ કરાવેલાં તેથી ગોવર્ધનભાઇયે એ પત્રમાં લખ્યું: હું નહોતો જાણતો કે ત્હમે આમ છછુંદરની પેઠે ગુપ્ત રહીને ખોદતા હશો.

વરજભાઈ મ્હને આ પછી એક વાર મળ્યા ત્હારે મ્હારા એક બીજા કાવ્ય વિશે ગોવર્ધનભાઇની વૃત્તિની વાત હેમણે કહી. 'મધ્યરાત્રિયે કોયલ' એ કાવ્ય પ્રગટ થયેલું ગોવર્ધનભાઇયે વાંચ્યું; બોલ્યાઃ "આ કાવ્યમાં તો કાંઈ વિશેષ ચમત્કાર નથી." ધ્યાન દઈને ફરી વાંચ્યું; વચમાંની એક પંક્તિ પકડી; "અનિલ ધીરે ભરે પગલાં–પળે શાન્તિ રખે સહુ" એ પંક્તિમાં સ્વારસ્ય લાગ્યું, અને ધુમસમાં ઢંકાયલી ચાંદની ધીમે ધીમે ધુમસ વેરાઈ જતાં દૃશ્યને સૌન્દર્યનો ઢોળ ચઢાવે તેમ સ્થિતિ થઈ, સમગ્ર કાવ્યની કદર અંતે કરી. ગોવર્ધનભાઈના મનનું બંધારણ રસપરીક્ષામાં પણ સમગ્ર દર્શન કરતાં અવયવ દર્શન વધારે કરનારૂં હતું; હેનું જ આ ઉદાહરણ ગણીશું.

મ્હારી કાવ્યકૃતિયોને સંબંધે ગોવર્ધનભાઈનાં વચનોના બીજા બે પ્રસંગ યાદ આવેછેઃ

'કુસુમમાળા' પ્રથમ પ્રગટ થઈ તે વખતે ગોવર્ધનભાઈ ને એક પ્રત ભેટ આપી, તે પ્રત કેટલાક વખત પછી મ્હેં દીઠી–હેમને ઘેર જ કે બીજે

કહિં, તે યાદ નથી. હેમાં હાંશિયામાં છૂટક છૂટક વિચાર–એ કાવ્યો વિશે–હેમણે પેનસિલ વડે લખ્યા હતા. એક યાદ આવેછે; 'અભિનન્દનાષ્ટક' કાવ્ય હેમને બહુ ગમ્યું હશે: ઉપર શેરો: Pathetic and Sublime." વત્સલતાનાધ્વનિ પ્રતિધ્વનિથી હેમના હૃદયમાં આ પ્રકારનો સમભાવ જાગ્યાનું બીજ હેમની જ કૃતિમાં હું જોઈ સકું છું:

"મનને મનસુખનું બીજ દીધું
રતિતન્ત્ર સ્વરૂપ અનુપ કીધું;
× × ×
તરછોડી રમા હઠી દૂર ભોળી,
ઉર વલ્લિ ફૂલો ચ[illegible] [illegible] લચી;
દિન કૈંક ગયા, દિન કૈંક જશે,
લચી તે ન લચી ન કદાપિ થશે."

હેવા કોમળ ભાવોદ્‌ગાર કરનારા હૃદયને પિતૃભક્તિ ને પ્રેમ પ્રગટતું 'અભિનન્દનાષ્ટક' સમભાવના તન્તુ છેડીને કદરદાન બનાવે એ સંભવિત લાગેછે.

બીજો પ્રસંગ 'ફૂલી પડેલી બાળ વિધવા' ('હૃદયવીણા' પૃ. [illegible]૩–૧૮) એ કાવ્યને સંબન્ધે હતો. ઈ. સ. ૧૮૯૦ ની નાતાલની રજામાં અમદાવાદમાં હમારા જૂના ઘરમાં—લાખા પટેલની પોળ્યમાં—દીવાનખાનાની મેડીમાં ગોવર્ધનભાઈ, વરજભાઈ અને હું રાત્રે સૂતા હતા. કેટલાક વખત ઉપર રચેલું પાછલી રાત્રે ઊઠીને માસિક માટે તૈયાર કરેલું એ કાવ્ય વરજભાઈને તથા ગોવર્ધનભાઈને સ્હવારમાં મ્હેં વાંચી સંભળાવ્યું. ગોવર્ધનભાઇયે એ કાવ્ય વિશે આટલું જ કહ્યું: "I see it is the talk between the unseen and the seen." પછી કહે: "મ્હને નવાઈ લાગતી હતી કે પ્હરોડમાં ઊઠીને લખવા વાંચવા બેસવાની વિદ્યાર્થીની ટેવ હજી તમે છોડી નથી." (કાવ્યની નકલ કરતે હું ગણગણતો હતો તે ગોવર્ધનભાઇયે સાંભળેલું; લલિત ગુંજે, ન્હાનાલાલ કવિ કહેછે કવિતા કરતી

વખતે કવિનો આત્મા ગુંજેછે,—તો આમ હું ગણગણું નહિં ?)—કાવ્યનું ખરું સ્વરૂપ હેમણે પારખેલું કેમ નહિં હોય ? હિંદુ વિધવાની દુર્દશાનાં પરિણામનો સંપર્ક હેમાં છે તેથી હશે ? સામાજિક સુધારાની હિમાયત આભાસરૂપે કર્યા છતાં, અંદરખાનેથી તો "ગોવર્ધન વળા ગુમ ફરે થઈ રક્ષકસાથી' એ વલ્લભ પોપટના વચનમાં ખરી વૃત્તિ પ્રગટ થઇછે હેવા ગોવર્ધનભાઇને આ કાવ્ય ખરા સ્વરૂપે આકર્ષણ ના કરે એ સંભવિત ધારુંછું. 'કુમુદસુન્દરી'ને વૈધવ્ય પ્રાપ્ત થયા પછી સરસ્વતીચન્દ્રની સાથે સંસારલગ્ન ના કરાવ્યું, આત્મલગ્ન તો રખાવ્યું જ,—એ સૂક્ષ્મ માનસશાસ્ત્રની, અને હૃદયશાસ્ત્રની, ઊંચી ભાવનાઓને સ્પર્શ કરનારી સૃષ્ટિ જે કલાકારને હાથે ઘડાઈ તે કલાકારને એ જ વૈધવ્યના જીવનનાં બીજાં સ્વરૂપોની કરુણદશાનો પક્ષ સ્પર્શ ના કરી સકયો, અને 'ફુલી પડેલી બાળ-વિધવા'થી હેમના હૃદય ઉપર યોગ્ય છાપ પડી જણાઈ નહિં. આ વિરોધ નથી; માનવવર્ગમાં અમુક ભાવનાઓથી આલપ્રાયો કેમ રંગાયછે તે તત્ત્વનું દર્શન અને ચમત્કાર જ આ પ્રસંગે જોઉંછું.

મ્હારા મુંબાઈના અભ્યાસકાળના નિવાસસમયમાં ગોવર્ધનભાઈ મ્હને આઠે દહાડે એક વાર મળવા આવતા હતા. લલ્લુ ભગતનો માળો, હેમાં ત્રણ દાદરા ચઢીને ન્હાની સરખી બે ઓયડીઓ, એ ગૂંગળાવનારા વાતાવરણમાં, એ વાતાવરણ જાણ્યે છે જ નહિં, જાણ્યે વિશાળ આકાશ અને સમુદ્રનો કિનારો હેવી પરિસ્થિતિમાં છિયે એમ ગોવર્ધનભાઈનું વિશાળ હૃદય જ મ્હને અનુભવગોચર થતું હતું.

ઈ. સ. ૧૮૮૨ પછી હમે મુંબાઈના સંપર્કથી છૂટા પડ્યા. ગોવર્ધનભાઈ ભાવનગરમાં હતા; મ્હારા મિત્ર વરજભાઈ હેમને ઘેર હતા. તે વખતે 'સ્નેહમુદ્રા' હસ્તલિખિત કાચા રૂપમાં હતી; હેમાંથી જુદા જુદા ભાગ વરજભાઈને ગોવર્ધનભાઇયે વાંચી સંભળાવેલા અને હેની દીપ્તિ અને ચમત્કૃતિની પ્રશંસા વરજભાઈ મ્હારી આગળ કરતા હતા; ત્હેવામાં જ ગોવર્ધનભાઈ હમારા અમદાવાદના શહેરની અંદરના મકાનમાં પ્હરૂણા રહેલા હતા, તે વખતે મ્હારા પિતા, બન્ધુ, વગેરેની આગળ એ 'સ્નેહમુદ્રા'

માટે ઘડેલી પ્રસ્તાવનાનો મુસદ્દો વાંચી સંભળાવેલો યાદ આવેછે. એ પ્રસ્તાવના પ્રગટ થઈ નહિં; કાંઉ જાણે કેમ? હેમાં હ. હ. ધ્રુવની શૈલીને "તારાટપકીવાળી" એમ વિશેષણ આપેલું સાંભરેછે.

'સરસ્વતીચંદ્ર'નો પ્રથમ ભાગ હસ્તલિખિત રૂપમાં હતો; તે વખતે મ્હારા પિતા, બન્ધુ ભીમરાવ, વગેરેની આગળ હેની વસ્તુઘટના ગોવર્ધનભાઈએ સવિસ્તર સમઝાવી હતી. લાખાપટેલની પોળમાં મ્હારા પિતામહ વખતનું ઘર, હેમાં દીવાનખાનાની મેડી–એ આ દૃશ્યનું સ્થળ. ગોવર્ધનભાઈ હેમની રસ ઊપજાવતી છતાં દીર્ઘસૂત્રીપણાથી કંટાળો પણ ઊપજાવતી પદ્ધતિથી એ વાર્તાની કથા કહેતા બેઠાછે; હમે સાંભળિયે છિયે; જે'મની માગણીથી જ કથા શરૂ થઈ તે મ્હારા વડીલ બન્ધુ, ભીમરાવ, કાયમના દરદથી શિથિલ શરીરપ્રકૃતિવાળા કંટાળીને ઊઠી જાયછે—ગોવર્ધનભાઈના ધ્યાનમાં એ વાત છતાં સ્મિતમય મુખ અને સ્મિતમય હૃદયભાવ રાખીને વાર્તા કહેવાનું ચલાવ્યે જ જાયછે;–જાણતા નથી કે, રોગથી મન્દ બનેલા ભીમરાવનો કંટાળો પ્રત્યક્ષ જણાયો તે હમારા ગૂઢ કંટાળાના પ્રતિનિધિ તરીકે જ જોવાનો હતો; આત્મનિમગ્ન ગોવર્ધનભાઈની વાણી અસ્ખલિત વહ્યા જ કરેછે. આ ચિત્ર પ્રત્યક્ષ કરુંછું ત્હારે ભીમરાવ અને ગોવર્ધનરામ એ બે નિકટના મિત્રોનાં હૃદયોમાં પ્રવેશ કરી સકવાથી હું રમૂજની વૃત્તિથી જ જોઈ રહુંછું.

ભીમરાવની સાથેના મિત્રતાના સંબન્ધને પરિણામે ગોવર્ધનભાઈના સંબન્ધીઓમાં એક ભ્રમ ફેલાયો હતો. ભીમરાવની પુત્રી જોડે વિધુર થયેલા ગોવર્ધનરામને લગ્ન સંબન્ધથી જોડવાની સૂચના મનસુખરામભાઈએ પત્રદ્વારા કરી હતી. મ્હારા પિતાએ ઉત્તરમાં ના લખી હતી. આ વિશે ગોવર્ધનભાઈના સંબન્ધીઓએ એમ માન્યું કે "બંને પક્ષનાં અમુક અમુક કારણોને લીધે, આ ગોઠવણ બધાંને એક સરખી પ્રિય થઈ નહિં. અને વડનગરા નાગરમાંના ગૃહસ્થ તથા વૈદિક એ બે વર્ગ વચ્ચેનો અન્તર ઘટાડવાનો આ પ્રયાસ નિષ્ફલ ગયો." ('શ્રીયુત ગોવર્ધનરામ'–પૃષ્ઠ પર). હું ખાતરીથી કહી સકું એમ છે કે હમારા પક્ષ-

માંથી એક પણ વ્યક્તિની સંમતિ નહોતી. વસ્તુસ્થિતિ જૂદી જ હતી. મ્હારા પિતાને પણ એ સંબન્ધ ઇષ્ટ નહોતો; અંગત વાંધો નહોતો, છતાં અન્ય કારણોથી વાંધો હતો. આ અંગે હમે ભીમરાવની પુત્રીની મશ્કરી કરતા—રમૂજ માટે જ–તે વખતે હેનો ઉત્તર તો એ જ હતો કે એ તો મ્હારા ગોવર્ધનકાકા થાય. ગોવર્ધનભાઇયે આ બનાવને પોતાના હમારા કુટુમ્બ જોડેના સદ્ભાવ સંબન્ધને લગાર પણ કલુષિત કરનારો થવા દીધો નહોતો. કાંઇ બન્યું જ નથી એમ હેમનું વર્તન હતું.

ભીમરાવની કૃતિ–'મેઘદૂત'નું ભાષાન્તર એ કૃતિ–ગોવર્ધનભાઇયે કાચી વયની રચના હોવાથી દૂષણયુક્ત માની હતી. મ્હારે મ્હોએ ગોવર્ધનભાઇ કહેતા કે એ પ્રસિદ્ધ કરવા લાયક નથી એમ–મ્હેં તો ભીમભાઈને સ્પષ્ટ કહેલું છે. આ હેમનો ખરા હૃદયથી બાંધેલો અભિપ્રાય હતો. પરંતુ એ અભિપ્રાયનાં પરિણામ અન્ય પાત્રોના સંપર્કથી કે'વાં અનિષ્ટ અને કટુતા-વાહક થયાં તે વિચારું છું તો આજ મૌન જ રાખું છું. એ વિશે અન્ય પ્રસંગે હું લખી ચૂક્યો જ છું. •

'સરસ્વતીચન્દ્ર' ભાગ ૧ લાની એક પ્રત કોરાં પાનાં વચમાં નંખાવી-ને બંધાવેલી ગોવર્ધનભાઇયે મ્હને મોકલી; સૂચનાઓ. ટીકા, ઇત્યાદિ અંદર નોંધવાની માગણી કરી. મ્હેં કેટલીક સૂચનાઓ લખી પણ મોકલી. પણ અમલ થયો જણાયો નહિં. 'બોલી જવાયું' અથવા 'બોલાઈ ગયું' એ પ્રયોગને બદલે "બોલાઈ જવાયું" એમ દ્વિગુણ શક્યતાવાળા દૂષિત પ્રયોગ તરફ મ્હેં ધ્યાન ખેંચેલું વ્યર્થ ગયાનું સાંભરે છે. ('ચાળણી' ને બદલે 'ચારણી' જેવા અશુદ્ધ પ્રયોગ માટે પણ 'વસન્ત'માં મ્હેં ચર્ચા કરેલી ત્હેનો ઉત્તર પણ ગોવર્ધનભાઇયે થીંગડામારૂ જ આપેલો તે યાદ આણુંછું તો ખેદ થાયછે કે ન્યાયતુલા સાચવનારા ગોવર્ધનભાઈ પણ તુલાની દાંડી અયોગ્ય રીતે નમાવતા હતા ખરા).

આ તુલાની દાંડીમાં વિકૃતિ સંબન્ધે એકાદ ખેદજનક પ્રસંગ પણ ઉત્પન્ન થયો હતો. વરજભાઈ ગોવર્ધનભાઈના ઘરમાં ઘરના માણસ જેટલા પરિચયથી ભાવનગરમાં રહેલા, ભળી ગયેલા; કાલક્રમે નડિયાદમાં

ગોવર્ધનભાઈના જ ઘરમાં ભાડુત તરીકે પાછા રહ્યા, તે પ્રસંગમાં ગોવર્ધનભાઈ જાતે હાજર નહિં, પણ બીજાંઓના વિષસિંચનથી વરજભાઈના તરફની વાત સાંભળ્યા, પૂછ્યા, વિના જ ગોવર્ધનભાઇયે એ શુદ્ધ હૃદય અને વર્તનવાળા મિત્રનો ત્યાગ કર્યો તે હેવો કે હેમની જોડે બોલવાચ્હેવાર પણ તજ્યો. આ ગ્લાનિજનક વાત આટલેથી જ ઢાંકુંછું.

ઈ. સ. ૧૮૮૮ થી ગુજરાતી જોડણીને સંબન્ધે મ્હેં જોરથી ચર્ચા ચલાવી હતી; ઉચ્ચારાનુસાર લેખનનો પક્ષ કરીને મ્હારાં લખાણોમાં પ્રયોગ શરૂ કર્યો; ઘણાના મનમાં મ્હારી દલીલો ઊતરી અને એ પદ્ધતિ સ્વીકારવા લાગ્યા. આમ ચાલતે ચાલતે આઠ વર્ષ પછી ગોવર્ધનભાઇયે ઈ. સ. ૧૮૯૬ ના આક્ટોબરના 'સમાલોચક'માં પોતાની એક નવી જોડણીપદ્ધતિ રજૂ કરી. એ પદ્ધતિમાં ક્ષતિયો અને ન્યૂનાધિકતા જણાવાથી મ્હેં એ લેખ વિશે સવિસ્તર ચર્ચા "જ્ઞાનસુધા' (આક્ટોબર, નૉવેમ્બર, ડીસેમ્બર ૧૮૯૬)માં પ્રસિદ્ધ કરી. તે ઉપરથી ખાનગી પત્રમાં મ્હને હેમણે લખ્યું: "સિંધ જેવા મુલકમાંથી આ ધૂમાડાના ગોટા ત્હમે ક્યહાંથી કાઢ્યા !"; અને આ યુદ્ધમાં પોતે હારશે તો પણ पुत्रादिच्छेत् पराभवम् એમ અસ્થાને મુરબ્બીપણું સ્વીકારનારું વચન લખ્યું હતું. હું રમૂજથી હશ્યો. પરંતુ મ્હારા લેખના પ્રત્યુત્તર લેખમાં તો ગોવર્ધનભાઈ જરાક ક્રોધને વશ થઈ જઈ એકબે અણઘટતાં વચનો લખી ગયા હતા. તેથી મ્હને એ બન્ધુવત્ મિત્રને વિશે મનમાં ગ્લાનિ થઈ. 'મ્લેચ્છનો સંસર્ગ' જેવા અસંબદ્ધ આરોપ, સાંકડી શેરીના ઉચ્ચાર કે હેવાં વચનોથી કેવળ અંગત આક્ષેપ, ઇત્યાદિથી એ લેખ કલંકિત થયો હતો. અસ્તુ.

પણ આ સંબન્ધમાં ગોવર્ધનભાઈના હૃદયમાં હેવો તો ગ્રહ બંધાઈ ગયો હતો કે, અમદાવાદમાં પ્રથમ સાહિત્યપરિષદ્ ભરવાની યોજના માટે રણજિતરામ અને એક બે મિત્રો હેમને મળવા ગયા, તે વખતે પ્રથમ પ્રશ્ન ગોવર્ધનભાઇયે આમ જ પૂછ્યો: "પરિષદ્‌માં શું કરશો?—જોડણીની ચર્ચા? પરિષદ્ ભરાઈ તે વખતે જોડણી—વિશે કાંઈ પણ વધારે પગલું ના લેવાય તે માટે પરિષદ્‌ના કાર્યસ્વરૂપમાં હેવી શરત મૂકી હતી કે કોઇ પણ વિષય ઉપર

ઠરાવ રજૂ ના કરવા. આ સંબન્ધે હું પરિષદ્ માટે કુમકથી આવ્યો અને આ વાત જાણી, એટલે બેઠકને પ્રથમ દિવસે જ આણંદશંકર મ્હારી જોડે શ્રોતામંડળમાં બેઠા હતા ત્હેમને મ્હેં કહ્યું—હું પ્લેટફોર્મ ઉપર જઈને જોડણી સંબન્ધે કમિટી નીમવાનો ઠરાવ રજૂ કરવાનો અને જોઉંછું કે શું ત્હમે બધા કરોછો ? Out of order મ્હને ઠરાવશો, તો હું મ્હને સમ્રત કરીશ,—આ મ્હારી વૃત્તિની અદષ્ટ અસર થઈ, અને બીજી બેઠકમાં ઠરાવ જાણ્યામાં પ્રમુખે જ રજૂ કર્યો–કમિટી નીમવાનો.

એ પરિષદ્ને અંગે મિત્રમેળાપ થયો હતો; ફલાહાર, ચ્હાપાણી, સંગીત ઇત્યાદિ વિનોદોથી બે ત્રણ કલાક આનન્દમાં બધાએ ગાળ્યા. સંગીત સુન્દર ચાલતું હતું તે વખતે ગોવર્ધનભાઇએ જોડણીના ચર્ચાને અંગે કેટલીક શંકાઓ પૂછીઃ ચવર્ગના બે ઉચ્ચાર વિશે; મ્હેં સમાધાન થાય હેવા ઉત્તર આપ્યા. પરંતુ ઉચ્ચારણપરીક્ષા માટે શ્રવણશક્તિની તીવ્રતાને અભ વે એ સમઝયા નહિં, મ્હેં વધારે પ્રયત્ન પણ કર્યો નહિં. કેમકે તે જ વખતે મધુર સંગીત ચાલતું હતું તે સાંભળવાની મઝામાં ભંગ પડતો હતો; અને તેથી હું મનમાં કચવાયો પણ હતો.

સાહિત્યક્ષેત્રમાં મ્હારા બંડખોર વર્તનથી—નરસિંહરાવ અને હેમના તરુણ મિત્રોએ જોડણીની બાબતમાં બંડ ઊઠાવ્યું હેવો કાંઈક આરોપ ગોવર્ધનભાઇએ 'સમાલોચક'ના લેખમાં મુક્યો હતો, તેથી કહું છું કે મ્હારા બંડખોર વર્તનથી—ગોવર્ધનભાઈ ને કાંઈક અરુચિ ઉત્પન્ન થઈ હશે. તેથી પરિષદ્ના ઉપસંહાર વખતે કરેલા ભાષણમાં ગોવર્ધનભાઇએ એક નવી શોધથી મ્હને દાબી નાંખવાની આશા રાખી હશે કે કેમ તે પ્રભુ જાણે; પણ એ નવી શોધ હેમણે બહુ ચમત્કારરૂપે, અને શ્રોતાઓનું કુતૂહલ જરાક ટટળાવીને પ્રગટ કરીઃ એ નવી શોધ તે રા. કેશવલાલ ધ્રુવ. ગોવર્ધનભાઈને મન એ નવી શોધ હશે; બાકી સાહિત્યરસિક વર્ગમાં તો કેશવલાલભાઈની કીર્તિ સ્થપાઈ ચૂકી હતી. અસ્તુ—પેલા સંગીતના મધુર ધ્વનિ તરફ પાછા વળિયે. સંગીતવિનોદવાળા મિત્રમેળાપને બીજે દિવસે પરિષદ્ની પૂર્ણાહુતિ કરતી

વખતે ગોવર્ધનભાઈ બોલ્યા : આપણે આઈ કાલે મિત્રમેળાપમાં બધા પરસ્પર મળી સકયા ન્હોતા; તે વખતે તો આપણે ગાનતાનમાં અને—" (વચમાં હું બોલ્યો "ખાનપાનમાં") વખત ગાળ્યો'તો"—ગાનતાન તે ગોવર્ધનભાઈના અનધિકારી શ્રવણને રસહીન ઘોંઘાટ જ હશે!—માટે, હેમણે સૂચવ્યું કે, આપણે વિખરાતા પ્હેલાં બધા એક બીજાને મળિયે તો સારું. આ સૂચનાનો અમલ જૂદી જ રીતે થયો. બધા જઈ જઈને ગોવર્ધનભાઈ કને પૂજા-ઉપહાર—અક્ષરશઃ નહિં, પણ રૂપકદૃષ્ટિયે પૂજા-ઉપહાર—અર્પવા ગયા, અને કૃતકૃત્ય થઈને ચાલતા થયા. હમે કેટલાક તો ગોવર્ધનભાઈના અંગત મિત્રો જ હતા એટલે હમે તટસ્થ રહ્યા. આ દૃશ્ય ઉચ્ચભાવ પ્રેરે હેવું તો ન હોતું જ.

જોડણી કરતાં વધારે મહત્ત્વના બીજા વિષયમાં ગોવર્ધનભાઈ અને મ્હારી વચ્ચે દ્વન્દ્વયુદ્ધ થયું હતું: સામાજિક સુધારાના વિષયમાં. "હિન્દુઓની સાંસારિક ભાવનાઓ" સંબન્ધે હેમણે અમદાવાદમાં ઈ. સ. ૧૯૦૨ ના * જૂન કે જૂલાઈમાં સાહિત્યસભાને અંગે ભાષણ આપ્યું. ત્હેમાં રૂઢ સંસ્થાઓ—ઇષ્ટ અનિષ્ટ સર્વ સંસ્થાઓ—માટે દૂષિત તર્ક વાપરીને બચાવ કર્યો હતો. એ જ સભાના તરુણ ચાલકવર્ગમાંથી—રણજિતરામ અને બીજો એક મિત્ર—મ્હારી કને આવ્યા, અને ભાષણ માટે માગણી કરી. "Social Dynamics" ('સામાજિક ચલનશાસ્ત્ર') એ મથાળું લઈને મ્હેં ભાષણ કર્યું: અંબાલાલ સાકરલાલ પ્રમુખસ્થાને હતા. (ગોવર્ધનભાઈનામાં પણ એ જ પ્રમુખ હતા). અંબાલાલભાઈએ તુલનાનિર્ણય આપ્યો; મ્હારા વિચારોને હેમણે સ્વીકાર્ય ગણ્યા.

ઈ. સ. ૧૮૮૪ માં હું ખેડા જિલ્લામાં પ્રથમ સરકારી અધિકારે ચઢયો તે વખતે અમદાવાદથી આણંદ મુકામે હું જવાનો હતો ત્ય્હારે નડિયાદ સ્ટેશને ગોવર્ધનભાઈ કરમોડાયેલો, સૂજેલો પગ, ઘસડતા લંગડાતા

* પાછળ પૃષ્ઠ ૮૫ માં આ બનાવ માટે ઈ. સ. ૧૮૯૮-૯૯ નો સમય આપ્યોછે તે સ્ખલન લાગેછે.

લંગડાતા આવ્યા અને "ભાણાકાકા" એ આગ્રહથી મ્હને નિમંત્રણ કર્યું હતું કહીને મ્હને જબરજસ્તી ઊતારીને અનસુખરામભાઈને ઘેર તેડી ગયા;—એ પ્રસંગ હું પાછળ કહી ગયોછું;† એ વખતના સ્નેહાર્દ્ર ગોવર્ધનભાઈ પંદર વીસ વર્ષના ગાળામાં બદલાઈ ગયા હશે? આ યુદ્ધ પ્રસંગોથી એમ કોઈને લાગશે, પરંતુ એમ માનનારનો ભ્રમ તોડવાને હું કહુંછું કે ગોવર્ધનભાઈને હેવો અન્યાય આપવો નહિં. હેમની હૃદયની જન્મસિદ્ધ ઉદારતાનાં પ્રમાણ મ્હને અનેક વાર મળ્યાં હતાં. એક જ પ્રસંગ નોંધું: ઈ. સ. ૧૯૦૫ ના એપ્રિલ માસમાં ગોવર્ધનભાઈના ખાસ આગ્રહયુક્ત નિમંત્રણથી હું અમદાવાદથી નડીયાદ હેમને ઘેર ગયો, હેમના ઘરની પરસાળમાં હંડકમાં બેશી દૂધિયું હેમણે બનાવરાવેલું હમે બધાએ પીધું. એ ભાંગવિનાની ભાંગથી સ્નેહની વૃદ્ધિ થઈ. કાયિક નિશો ના ચઢ્યો, પછી જુલાઈ માસમાં વળી હેમને ઘેર હું ગયો ત્યહારે મ્હને ગોવર્ધનભાઈ કહેછેઃ "લોકોને આશ્ચર્ય લાગેછે કે આપણે બે જણ વચ્ચે કેટલીક બાબતોમાં મહત્ત્વનું અભિપ્રાય વિશે અન્તર હોવા છતાં બંનેની મિત્રતાને કશો આઘાત કેમ નથી થતો?"—ઉત્તર શો?—એ જ કે ગોવર્ધનભાઈના ઊંડા સૌજન્યથી લોકસંઘ અજાણ્યો જ હશે, અથવા ઈર્ષ્યાનો પડદો આડે આવીને સત્યદૃષ્ટિ અશક્ત થઈ જતી હશે.

ગોવર્ધનભાઈની નડિયાદમાં ઉપર નોંધેલી મુલાકાતમાં અંતિમતાના ગૂઢ ભણકારા હતા; મ્હને તે વખતે ના સંભળાયા. હું રત્નાગિરિ નોકરી ઉપર પાછો ચઢ્યો—રજા પૂરી થતે, બે વર્ષ વીત્યાં ન વીત્યાં, અને

> નમેરા કાળ! ગળ્યો મુજ નેહ઼ંય
> અમોલો મિત્ર બન્ધુસમ એહ!

તથાપિ આશ્વાસન એક છે.—રસિક આશ્વાસનઃ

> ઉરવલ્લિ દૂંઠો થઈ કંઇક લચી,
> લચી તે ન લચી ન કદાપિ થશે.

---

† પાછળ પૃષ્ઠ ૧૧૮ મું જુવો.

## (૨૮)

# સ્વ. નારાયણ હેમચન્દ્ર

આ વિચિત્ર મૂર્તિ વિશે હું † અન્યત્ર પુષ્કળ સવિસ્તર લખી ચૂક્યો છું. તો હવે શું બાકી રહ્યું ? કાંઈ જ નહિં. માત્ર સ્મરણમુકુરના બીબામાં ઊતરે એમ રૂપાન્તર જ થશે. અંતર્ગત પુનરુક્તિયો આવશે જ. વાચક તે માટે ક્ષમા કરશે એમ ઉમેદ રાખું છું.

મ્હારા જીવનની રંગભૂમિ ઉપર નારાયણે પ્રવેશ કર્યો, તે પૂર્વે જવનિકાની પાછળથી હેનો ધ્વનિ સંભળાતો હતો. મ્હારા પિતાને નવીનચન્દ્ર રાય જોડે મુંબાઈમાં પરિચય થયો, તે સમયે બાળુના પુત્રવત્ યુવક તરીકે નારાયણ જોડે હેમને પ્રસંગ થયેલો. તે પ્રસંગને આધારે નારાયણ મુંબાઈથી 'બાળુ' જોડે ઉત્તર હિન્દુસ્તાન ભણી ચાલ્યો ગયો તે પછી એ યુવકના પત્રોનો શરપાત મ્હારા પિતા તરફ સતત ચાલ્યે જતો હતો. એ હેના શબ્દોનું આમ જવનિકાન્તરથી શ્રવણ હમને–મ્હને અને મ્હારા બન્ધુઓને–કંટાળો આપતું હતું. બંગાળી રૂઢિનું, શબ્દોનું, ગુજરાતીમાં અયોગ્ય મિશ્રણ, આડમ્બરી સંસ્કૃત શબ્દોનો થોક, ગુજરાતી ભાષારૂઢિનું મર્દન; ઇત્યાદિ લક્ષણોવાળી ભાષાથી કલુષિત થયેલા હેના પત્રોથી હમને રમૂજ કરતાં કંટાળો વધારે આવતો હતો; મ્હારા પિતા તો ઉદાર ભાવે હેને નિયમસર ઉત્તરો લખ્યે જ જતા હતા, અને નકામા ટપાલ ટિકિટોના ખરચ માટે હમે હેમને ફરિયાદ કરતા. છતાં મનમાં એમ ખરું કે આ વિચિત્ર યુવક કોણ હશે ?

† 'મનોમુકુર,' પૃષ્ઠ ૨૭૧ થી ૨૯૭.



નારાયણ હેમચન્દ્ર–(પૂર્વાવસ્થા)

[પૃષ્ઠ ૨૪૪



નારાયણ હેમચન્દ્ર—(ઉત્તરાવસ્થા)

[પૃષ્ઠ ૨૪૪

એ મૂર્તિનો રંગભૂમિ ઉપર પ્રવેશ ઈ. સ. ૧૮૮૬ માં થયો. મ્હારા પિતા એ વર્ષના બે માસમાં દેવલોકમાં ગયા, તે પછી મ્હારા બન્ધુ કૃષ્ણરાવ તથા એક બે સ્નેહીઓ ચાતુર્માસમાં શોલાપુર હું નોકરી ઉપર હતો ત્યહાં આવ્યા. એ મંડળમાં નારાયણ હેમચન્દ્ર પ્રગટ થયા: ઉઘાડું માથું, ટૂંકા વાળ, કોટ ધોતિયું બંગાળી ઢબનું,—એ બાહ્ય વેશસ્વરૂપ; બાડી આંખ્યો, મ્હોએ શીળીના ઘોબા, હરવા ફરવા ચાલવા મ્હાલવામાં કઢંગાપણું, ચાલતાં એક હાથ સ્થિર અને બીજો જોરથી વીંઝાતો જાય–હેવી હીંડછા, મુખમુદ્રામાં કાંઈ પણ અસાધારણપણાનો અભાવ,—એ બાહ્ય શરીરાદિઘટના;– વાતચીતમાં પણ ભાષા છટા ઇત્યાદિમાં સ્ખલનશીલતા, છતાં તે પાછળ ગૂઢ રહેલી બુદ્ધિની તીવ્રતા,—એ અંતરંગ સ્વરૂપ;–હેવો નારાયણ પ્રગટ થયો. દાઢીવાળો જ જે લોકોએ હેને ઉત્તર કાળમાં દીઠેલો ત્હેને દાઢી મૂડેલી આ મૂર્તિ સ્હામે મૂકેલી જોઈને આશ્ચર્ય લાગશે–આ નારાયણ હેમચન્દ્ર? પણ એ જ, નક્કી.

આ વિલક્ષણ મૂર્તિયે મ્હને વશ કર્યો; શું અતકર્ય આકર્ષણ હશે? બન્ધુ સ્નેહીનું મંડળ અમદાવાદ તરફ વદાય થયું; પણ નારાયણને મ્હેં તથા મ્હારી પત્નીએ મુંબાઈ જઈને પાછા આવવાની વિનંતી કરી; અને એ પણ આકર્ષાઈને આવ્યો. બંગાળીમાંથી ગુજરાતીમાં ભાષાન્તર–ખડબચડી ભાષામાં–કરવાનું નારાયણનું કારખાનું ચાલ્યું. 'કુસુમમાળા' હજી ગુર્જર વાચક વર્ગની સમક્ષ મ્હેં રજૂ કરી ન્હોતી. કાવ્યો હેમાંનાં કુટુમ્બ તથા મિત્રમંડળે વાંચેલાં સાંભળેલાં; નારાયણ પણ એ મંડળમાં ખરો. હેને કાવ્યો ગમ્યાં. મ્હને વારંવાર પ્હેરણી મારે, ને કહે: "મહાશય! કાંઈ કાવ્ય લખો!" હેના ઉપર હું ચીઢાઉં; "એમ તે કાવ્ય થતાં હશે?" કાવ્યસરિતા સ્વચ્છન્દે નીકળેલી તે શુષ્કારણ્યમાં ગુપ્ત થઈ ગઈ હતી.–એ પ્હેરણીથી હું કંટાળ્યો. પણ મનોવ્યાપારની ગતિ જુદી જ હતી. એ પ્હેરણી મટીને જાદૂગરનો દંડ બન્યો, અને

ભણી મંત્રો ફેંક્યા કઠણ પથરે દંડ મહર્યો,
અને જો! ચાલ્યો ત્ય્હાં ઊછળી બળવેગે જળઝરો.

'અભિનન્દનાષ્ટક' કાવ્ય **નારાયણના** જ આગ્રહથી રચાયું;–"મહાશય! નવા વર્ષનિમિત્તે કાવ્ય કાંઈ રચીને અમદાવાદ મોકલો." (મ્હારા બન્ધુ વગેરે અમદાવાદ હતા; **નારાયણ**, મ્હારી પત્ની અને હું એટલાં શોલાપુરમાં હતાં) કાવ્ય રચાયું–ગોવર્ધનભાઈએ પોતાની 'કુસુમમાળા'ની પ્રતમાં Pathetic and Sublime એમ શેરો મારેલો† તે કાવ્ય, હું તાવના જોસમાં હતો તે જોસમાં ને જોસમાં લખાયું. અને પછી તો કાવ્યપ્રવાહ ચાલ્યો.

**નારાયણના** આ ઉપકારનો સ્વીકાર 'કુસુમમાળા'માંના અર્પણ વડે મ્હેં કર્યો. તે વખતે હું નહોતો જાણતો કે **નારાયણના** હૃદયમાં મ્હારી અમુક કાર્યમાં સહકારિતાનો સ્વીકાર પણ એ પ્રકારે કરવાની ઊર્મિ ઉત્પન્ન થશે. 'અશ્રુમતી' નાટકનું બંગાળીમાંથી ગુજરાતીમાં **નારાયણે** લગભગ સમગ્ર ભાષાન્તર કર્યું હતું; એ ગીત બાદ કરતાં બાકી સર્વાંશે ગદ્ય હતું; શોલાપુર તળમાં અને જિલ્લામાં સવારીમાં ફરતે ફરતે **નારાયણના** આગ્રહથી એ નાટકની **નારાયણી** ભાષા બદલીને ગુજરાતી બનાવવાનો પ્રયાસ મ્હેં આરમ્ભ્યો હતો, સાથે જ ગદ્યમાંના અમુક ભાગ પદ્યમાં રૂપાન્તર આપીને મ્હેં ગોઠવ્યા. આ કારણથી **નારાયણે** મ્હને 'અશ્રુમતી નાટક' અર્પણ કર્યું, અથવા હેના શબ્દો વાપરિયે તો, "અતિ શ્રમથી સંસ્કાર પામેલી અશ્રુમતી પાછી સ્વીકારો" એમ હેણે ઉદ્‌ગાર કાઢ્યો. ('અશ્રુમતી નાટક'ની એક પ્રત સુન્દર મોરાંક્કો પૂંઠામાં સનેરી નકશી વચ્ચે મ્હારી છબી ગોઠવીને મ્હને હેણે મોકલેલી ત્હેમાં છબી નીચે સનેરી અક્ષરોમાં આ વાક્ય કોતર્યું હતું.)

મ્હને એ શૃંગારયુક્ત 'અશ્રુમતી' ની પ્રત મળી, ને હું અસાધારણ આર્દ્રતા, આશ્ચર્ય ઇત્યાદિ ભાવમાં લીન થયો. અર્પણનો અરસપરસ વ્યવહાર તો તદ્દન આકસ્મિક યોગનું ફળ જ હતું; 'કુસુમમાળા' મ્હેં **નારાયણ** ને મોકલી, અને 'અશ્રુમતી' મ્હને મળ્યું તે તારીખોની ગણતરીથી ખાત્રી થઈ કે કોઇ કોઇને કાંઈ ખબર ન્હોતી. પણ મસ્ત ફકીર

† પાછળ પૃષ્ઠ ૨૩૬ જુવો.

**નારાયણ** તો, વિચાર, ગણના, ઇત્યાદિ બન્ધનોથી મુક્ત ! એ તો ઉછળ્યો અને ક્રોધયુક્ત પત્ર મ્હને હેણે લખ્યો; " મ્હેં દુનિયાંદારીનો વ્હેપાર જેવો ધંધો હવે દીઠો. હું ન્હોતો ધારતો કે આમ બદલો વાળવાનો વ્હેપાર ત્હમે કરશો." ઇત્યાદિ મતલબનાં વચનો હતાં. મ્હેં હેને પત્રદ્વારા ખુલાસો કર્યો. હેને ખાતરી થઈ, સંતોષ થયો; પણ એ ઑલીઆ ફકીરનો ગુસ્સાનો આનન્દ આ પ્રસંગે તો જતો રહ્યો તે હેને જરા ગમ્યું નહિં હોય.

**નારાયણ શોલાપુર** જિલ્લામાં મ્હારી જોડે ફરતો હતો. તે વખતમાં ત્હેનાં અનેક બંગાળીનાં ભાષાન્તરોની ભાષા સુધારવા ફેરવવાનું મગજતોડ કામ મ્હારી કને **નારાયણે** લીધું હતું. હેને ના કહી સકાતી જ નહિં. એક દાવો એક પ્રસંગ હતો; **નારાયણ** પોતાનું ભાષાન્તર મ્હને વાંચી સંભળાવતો હતો; વાંચતે વાંચતે બોલ્યો; " એ ક્ષાન્ત થયો." મ્હેં પૂછ્યું " શું " 'ક્ષાન્ત ? 'ક્ષાન્ત' એટલે શું ? ક્ષમા યુક્ત ? **નારાયણ**; " ના, ના, મહાશય ! ક્ષાન્ત ". આમ રગઝગ ચાલી; આખરે લખેલું જોયું, તો નીકળ્યું—શ્રાન્ત ! પછી જુદા જુદા શબ્દો હેની કને ઉચ્ચારાવ્યા પછી મ્હને જણાયું કે શબ્દને આરમ્ભે આવેલો શ્રકાર **નારાયણથી** ઉચ્ચારાતો નહિં; ક્ષ જ ઉચ્ચાર કરે. શબ્દની વચમાનો બરાબર બોલે,–આશ્રમ શબ્દનો ઉચ્ચાર 'આશ્રમ 'જ કરે. શ્રી નો ઉચ્ચાર શ્રી જ કરે,—શ્રીમદ્ પોતાના નામની પૂર્વે મૂકવાની વિચિત્રતા **નારાયણે** આરમ્ભનાં પુસ્તકોમાં કરેલી. મ્હેં એની હસનીયતા અને અયોગ્યતા બતાવી તે પછી હેણે એ છોગું કાઢી નાંખ્યું હતું.

**નારાયણ શોલાપુરમાં હતો ત્હેવામાં પોતાના એક ઉત્તર હિન્દુસ્તાનના મિત્ર રામજીદાસજીનું નામ વારે વારે દેતા હતા; હેની જોડે પોતે બહુવાર મુસાફરીઓ કરેલી; હેની વિચિત્રતાઓ હમને કહેલી, ત્હેમાંની એક યાદ આવેછે. દૂધ પીએ તે વાડકા વડે નહિં, ચમચી વડે નહિં, પણ લાંબી હુક્કાની નેહ વડે ! શોલાપુરથી નારાયણ ગયા પછી કેટલીક મુદતે મ્હારા બન્ધુ મિત્રો વગેરે મ્હારે ત્હાં હતા ત્હેવામાં**

એકાએક નારાયણ અને રામજીદાસજી આવી ચઢ્યા. હમારે ઘેર ઊતર્યા. રામજીદાસજીનું ઓળખાણ કરાવ્યું. કોઇ ઉદાઉગીર જેવો, અથવા તો મગજનું ચક્ર અવળું ફરી ગયેલો, હેવો આબરૂ વગેરેથી વિમુખ માણસ હમને તો એ લાગ્યો. આવતાં વાંત કાંઈ વિનાકારણની તકરારી ચર્ચામાં જ એ પડયો. હેની વાચાલતા ભારે. હેની જોડે માથું ફોડવામાં હું ના બ્હો; મ્હારા મિત્ર વરજરાય સંતોકરાય દેશાઈ પથ્થરના માથાવાળા હતા તે બ્હો. રામજીદાસજીની હિન્દી વાણીમાં વારંવાર સિર્ફ શબ્દ આવતો તે વરજભાઈ સમઝતા પણ નહિં; સમઝવાની જરૂર પણ નહોતી. એ બે વિલક્ષણ મિત્રોનું જોડું મદરાસ તરફ ચાલ્યું ગયું. મુસાફરી, ઉદ્દેશહીન, ભ્રમણ માટે શાક, એ આ બે વિલક્ષણ માણસો વચ્ચે સંયોજક અંકોડો હતો. થોડા દહાડા પછી નારાયણ પાછો આવ્યો.—" એકલા કેમ ?" તો કહે રામજીદાસજી અને હું મુસાફરીમાં લઢ્યા એટલે હું ચાલ્યો આવ્યો !"

શોલાપુર જિલ્લામાં નિત્ય સહવાસે નારાયણનો પરિચય મ્હારે ગાઢ થયો. ખાવું પીવું, સુવું બેસવું, ફરવા જવું વાર્તાલાપ કરવા, બધામાં નિત્ય સહચારથી એ બન્ધુવત્ બની ગયો. હેની ભાષા સુધારવાનું કામ કરતે અનેકવાર લઢાઇયે પણ થતી. ખાસ કરીને બંગાળી ભાષાની કેટલીક હસનીય વિચિત્રતાઓનો હું તિરસ્કાર કરતો ત્હારે નારાયણ રીસાઈને મ્હો ચઢાવતો. એક હેવા પ્રસંગે 'ઉપન્યાસ' શબ્દ આવ્યો. મ્હેં પૂછ્યું: 'આ શબ્દનો અર્થ શો ? આ વાકયમાં સંસ્કૃતમાં જાણેલો અર્થ બેસતો નથી. ઉત્તર મળ્યો:—મહાશય ! 'ઉપન્યાસ' એટલે નવલકથા." હું તો છક જ થયો "સંસ્કૃતમાં આ અર્થમાં કહિં પણ પ્રયોગ જાણ્યો નથી; અને ત્હમારા બંગાળીઓએ આ ક્યહાંથી ઘડી કાઢ્યું ! કાંઈ અર્થનો સંબન્ધ પણ નહિં ! 'કાદમ્બરી' વાર્તાનાયિક ઉપરથી 'કાદમ્બરી' એ નામ વાર્તાનું પડયું. ને તેથી આગળ વધીને મરાઠીમાં 'કાદમ્બરી' એટલે કોઇ પણ વાર્તા એમ સામાન્ય નામ પડયું તે વિચિત્ર અને હસનીય છે, છતાં લક્ષણાથી બંધ બેસાડાય એમ છે, પણ આ ત્હમારો 'ઉપન્યાસ' તો કાંઈ પણ પાયા વિનાનો શબ્દ !" નારાયણનો

બનાવ–રીસાઈ ને મ્હોં ચઢાવવું. બે મિનિટ પછી પાછા પોતે પ્રફુલ્લ થઈ ગયા, અને ભાષાન્તર તપાસવાનું કામ ચાલ્યું.

આ સહવાસના વખતમાં જ મ્હારી કાવ્યરચનાની રસિક પ્રવૃત્તિની જોડાજોડ ગુજરાતી ભાષાની જોડણી વિશેનો નિબન્ધ ( ઈ. સ. ૧૮૮૮ નો પ્રથમ નિબન્ધ ) એ શુષ્ક વિષયની પ્રવૃત્તિ પણ ચાલતી હતી. નારાયણ એ લખાતી વખત ચર્ચામાં બુદ્ધિયુક્ત ભાગ લેતો હતો. એક વાર મ્હને એ કહે: " મહાશય! હકાર બોલાય ત્હાં લખવો એમ ત્હમારો આગ્રહ છે તો 'જ્ય્હારે', 'ત્હારે' હેમાં પણ હકાર મૂકવો જોઇયે ?" હું:–"ક્ય્હાં મૂકીશું?" નારાયણ: " બોલાયછે યકારની પછી તરત, તો તેમ મૂકવો. " હું:– "છાપખાનાવાળા હેવાં ટાઇપ ક્ય્હાંથી લાવશે ?" તો કહે:–"એતો મહાશય ! બધું થઈ સકશે." કરીને છાપવાની ઝીણવટથી પૂરા વાકેફ નારાયણે 'જ્ય્હાં', ત્ય્હાં', 'ક્ય્હાં' 'જ્ય્હારે', 'ત્ય્હારે', 'ક્ય્હારે', જેવાં સ્વરૂપો મ્હને વળગાડયાં. લોકો ભલે હસે; નારાયણની સ્વરૂપાકૃતિ જેવી એ રૂપાકૃતિયો કઢંગી ગણશે;–પણ એ રૂપાકૃતિયો આજ સડત્રીસ વર્ષના પરિચયથી મ્હને તો સર્વાંશે ઇષ્ટ જ લાગેછે, અને આકારમાં કાંઇ અણઘડપણું જણાતું નથી. મ્હારા ઉપર જે પંડિતો કોપ કરતા હશે ત્હેમણે અડધો કોપ નારાયણ ઉપર પણ કરવો જોઇયે.

" મહાશય ! મ્હારે ઈંગ્લાંડ જવુંછે; જરૂર હું જવાનો. " હું:–" પણ મિયાં ! પૈસા ક્ય્હાંથી લાવશો ?" "એ તો મળી જસે; કોઇ પણ પરમેશ્વરનો લાલ મળસે. " હું:—–" પણ ભાઈ સાહેબ ! ત્હમને અંગ્રેજી લગાર પણ આવડતું નથી તે શું કરશો ?" "હું સીખીસ, પછી જઈસ."–નિશ્ચય થયો પછી ડગે હેમાંનો નારાયણ ન્હોતો. અંગ્રેજી પ્રાઇમરથી અભ્યાસ શરૂ કર્યો. g o, જી–ઓ, ગો, એટલે જવું;" w–e–n–t ડબલ્યુ–ઇ–એન–ટી, વેન્ટ એટલે 'ગઓ';–ઇત્યાદિ રૂપો ન્હાના બાળકની પેઠે ડોકાં ધુણાવીને ગોખતો મ્હોટા વયનો નારાયણ મ્હારાં નયનો સમીપ અત્યારે જોઉં છું. રાત્રિશાળામાં પ્રૌઢ વયના, મજૂર, ખેડુત, વર્ગના પુરુષોનું ચિત્ર એક અંગ્રેજ કલાકારે

સમભાવ સાથે પણ કાંઈક કૃપાવૃત્તિ દર્શાવીને સરસ આપ્યુંછે, તેવું જ ચિત્ર આ પથ્થર લઈને માથું ફોડનાર નારાયણનું હું જોઉંછું."—અંતે નારાયણે આ ફાંફાં છોડી દીધાં. "મહાશય! હું તો એમને એમ જઈસ. વિલાયતમાં ભાષા તો આવડી જસે." દૃઢતાનો ત્યાગ નહિં, પણ ઈંગ્લાંડ જવાની ઉતાવળ—એ જ આ કૃતિનું કારણ હતું. જવાનો નિશ્ચય એ ખરું મૂળ હતું.

નારાયણનું એક બીજું ચિત્ર નજર આગળ આવેછે. હમે સાંઝે સાથે ફરવા જઇયે છિયે, હેની સ્વાભાવિક ઉત્સાહની જોસ ભરી વાણીમાં ગમે ત્હેવા ઉચ્ચારો કરતો નારાયણ ઝડપથી મ્હારી જોડે ચાલેછે. હું એકાએક ઊભો રહુંછું:—"મહાશય! ચાલતે ચાલતે મ્હને ત્હમે અથડાઓછો—તે છેક ગટરમાં હું જતો રહુંછું." વળી એ ખશી જાયછે—ને જરાવાર સીધો ચાલેછે; પાછો મ્હને અથડાઈ અથડાઈને ધકેલતો જાયછે, મ્હેં હેનું કારણ અનુભવ પછી સોધી કાઢયું. મ્હને એક બાજુ જ એ ધકેલતો હતો. મ્હેં હેનાથી ઉલટી બાજુ રહીને ચાલવા માંડયું. ફળ સારૂં નીવડયું. હું ગટરમાં જતો અટકયો. ટૂંકી નજરનો (short-sighted) નારાયણ હતો, તેથી આ પરિણામ આવતું. નારાયણને હાવે પ્રસંગે લગારે ખોટું નહોતું લાગતું. ટંકી નજરના માણસોનો મ્હને આ પ્રકારનો અનુભવ થયેલો, અને સમતોલતાની ખામીને લીધે આમ સ્ખલનો થાયછે તે જાણેલું, તેથી મ્હેં કારણ પણ નારાયણને સમઝાવ્યું. હેને તે વિશે લક્ષ ન્હોતું. "મહાશય! હું તો 'પાગલ' છું." એટલો હેનો અનેકવાર જેવો ઉત્તર હતો. "મહાશય! 'પાગલ' એટલે શું?" "એટલે 'ઘેલો'!" એ પર ભાષાનો—હિન્દી બંગાળીનો—શબ્દ એ વખતમાં ગુજરાતીમાં પ્રવિષ્ટ થયો ન્હાતો. હવે તો ઠેર ઠેર પાગલ દેખિયે છિયે.—ખરે! ભાષાશુદ્ધિની બાબતમાં ઢંગધડો ના રાખનાર 'પાગલ' ઓછા નથી.

નારાયણ આખરે ઇંગ્લાંડ ગયો, ત્હાં કેટલોક વખત ગાજ્યો, અમેરિકા ગયો, હેના અર્ધનગ્ન વેશને લીધે ન્યુયાર્કમાં પોલીસે પકડયો, ખુલાસો થતાં હેને છોડી મૂકયો;—એ દેશમાં પણ લાંબી મુદત રહ્યો, અને ઈ. સ. ૧૮૯૪ માં એ પાછો હિન્દુસ્તાન આવ્યો. હું કારવારમાં નોકરી ઉપર હતો. 'આવુંછું'

એમ ખબર આપનારો નારાયણનો પત્ર આવ્યો. સ્ટીમર પાછલી રાત્રે અંધારામાં આવતી હતી તેમ આવી. સિપાઈ તેડવા ગયેલો પાછો આવ્યો: "કોઇ હેવો માણસ તો નથી આવ્યો." હું સ્હવારે ઊઠ્યો. જોઉં છું તો બંગલાના લાંબા વરંડામાં આંટા મારતો કોક દાઢીવાળો માણસ ફરતો હતો. "કોણ? નારાયણ?" "હા." દાઢીથી ઓળખ્યા નહિં—એ અસલ દાઢી રાખતા, પણ મ્હેં તો આ રૂપ પ્રથમ જ દીઠેલું.—વડોદરામાં ભગવાં પ્હેરીને નારાયણ ફરતો તે વખતે બૈરાં "મહારાજ, મ્હારે ઘેર જમવા આવો" કરીને હેને ખેંચી જતાં તેત્રાસથી કંટાળીને ભગવાં છોડી દીધાં હતાં, તેમ આ દાઢી કાઢી નાંખવાનું પણ કાંઇ કારણ હશે; યાદ નથી.—"સામાન ક્યહાં?"—"જાળી લાવ્યો છું ને." હું સમઝ્યો નહિં. દોરીની જાળી ગૂંથેલી કોથળી હતી, માંહિં ધોતિયું બેચાર પ્હેરણ, ચોપડીઓ વગેરેનો ખીચડો હતો. આ હેનો સામાન. ફકીરને વધારે શું હોય? સ્ટીમર ઉપર ફર્સ્ટ કલાસના પૅસેંજરમાં સિપાઇએ સોધ્યો હશે—કોઇ 'મ્હોટો' માણસ હશે એમ ધારીને, તે 'નથી આવ્યા' નીજ ખબર લાવે ને. દાઢીવાળા નારાયણનું સ્વરૂપ સર્વને પછીથી પરિચિત હતું.

નારાયણ હમારી જોડે રહ્યો, સવારીમાં ફર્યો યુરોપ અમેરિકાના વિવિધ અનુભવો રસ પડે એમ હેણે કહ્યા. નારાયણના અનુભવ સાથે જ્ઞાન પણ વિશાળતા પામ્યું હતું. અંગ્રેજી તો ભાગ્યું તૂટ્યું જ આવડતું.

સવારીમાં મ્હારાં છોકરાં તથા આયાની સાથે નારાયણ †'ઢમણી'માં મુસાફરી કરતો તે વખતે બાલકોને પુષ્કળ રમૂજ આપતો—અનેક આનન્દમય વાતોચીતો કરતો. કારવારથી અંકોલે દરિયા કિનારે કિનારે હમે ગયા. અંકોલે પ્હોચીને નારાયણ મ્હને કહે, "મહારાજ! બહુ સુન્દર પ્રદેશ છે;

† 'મનોમુકુર'નું અવલોકન કરતે એક વિદ્વાન્ આ 'ઢમણી' શબ્દને ગ્રામ્ય કરીને હશી કાઢેછે. મ્હેં 'ઢમણી'=બળદનું સગરામ—એમ ખુલાસો તે સ્થળે આપ્યો જ છે. એ શબ્દ ગુજરાતી નહિં પણ કારવાર બેલગામ વગેરે પ્રદેશમાંનો સ્થાનિક શબ્દ છે. એ ઉપરના ઇશારાથી તથા અવતરણ ચિહ્નથી સહજ જણાય એમ હતું. પરંતુ વિદ્વાનોની વાત જૂદી છે.

**મોન્ટી કાર્લોનું સ્મરણ થાયછે.” અંકોલા જતે ‘દમણી’માંથી નારાયણના** દક્ષણી જોડાનું એક નંગ પડી ગયું. મુકામે ઊતરતી વખત ખબર પડી. બજારમાં જઈ ને **નારાયણ** એક નંગ લઈ આવ્યો. (હેના જેવા ફકીરને એમ છુટક નંગ જડે અથવા મળે.) પણ જરાક જોડ મળવામાં ખામી હતી. એકના ઉપર રેશમના દોરાનું ફૂલ ન્હાનું કાળા રંગનું હતું બીજા ઉપર પીળા રંગનું હતું. **નારાયણને** શી વાર? કાળી શાહી વતે પીળા રંગનો કાળો રંગ કરી દીધો! ‘મહાશય! ત્હમારે વળી આમ સરખા રંગની ચટ શી’? **નારાયણ** હસ્યો. કાંઈક જવાબ દીધો. યાદ નથી.

**કારવાર** જિલ્લામાં **બેલીકેરી** નામનું ગામડું દરિયાકિનારે છે. બહુ સુન્દર સ્થાને સરકારી બંગલોછે. (કારવાર જિલ્લામાં સર્વ સ્થાન સુન્દર જ છે. **સદા**શિવગઢ નામની ટેકરી ઉપર હમે પ્રથમ સરકારી બંગલામાં જઈ ને રહ્યાં ત્ય્હારે વિશાળ હિન્દી મહાસાગરના ઉર્જ્જવળ ફીણના તરંગ, આજૂબાજૂ નાળિયેરીઓની લીલોતરી, એક બાજૂ કાલી નદીનો સમુદ્ર સંગમ, ત્હેમાં ધોળા શઢના શૃંગારવાળી ન્હાની મ્હોટી હોડીઓ. પૂર્વમાં સહ્યાદ્રિની શિખરમાળાઓ, ધુમ્મસમાંથી ડોકિયાં કરતી, સૂર્ય નીકળતાં હાસ કરતી;– આ સર્વ જોઈને તત્ક્ષણ થયું કે જીવનભર અહિં રહિયે.– અસ્તુ, વિષયાન્તરતા થઈ. બેલીકેરીનો બંગલો સુન્દર સ્થળેછે). ત્ય્હાં બંગલાના એક ભાગમાં હાવેલ નામના સિવિલ સર્જનનો મુકામ હતો, સકુટુમ્બ. હું પણ સકુટુમ્બ હતો. નારાયણ જોડે હેમને ઓળખાણ કરાવ્યું. રાત્રે બધાં સાથે જમ્યા પછી **નારાયણ** પોતાના યુરોપ અમેરિકાના પ્રવાસની વાતો કરવા લાગ્યો. હેનું ભાગ્યુંતૂટું અંગ્રેજી મિસિસ હાવેલ સભ્યતાથી અને માનની સાથે સાંભળી રહેતી હતી. “વન સટ, વન કોટ,” ઇત્યાદિ ઇત્યાદિ બોલતો તે શર્ટ (shirt) ને માટે **નારાયણ** ‘સટ’ કહેતો એ વાત હમે જાણિયે; **મિસિસ હાવેલ શું જાણે? સમજે નહિં તોપણ ડોકાં હલાવ્યે જાય–(કારવાર તળમાં નારાયણ હમારી જોડે હતો તેટલી વાર એ તો ક્લબમાં ન્હોતો આવતો, પણ ક્લબમાંના ઘણા ખરા મિત્રો હેને વિશે હકીકત જાણીને માનવૃત્તિથી હેને જોતા.)**

ઈ. સ. ૧૮૯૫ની સાલમાં નારાયણ અમદાવાદમાં હમારે બંગલે મ્હારા કુટુમ્બ પાસે હતો. મ્હારો પુત્ર નલિન, સાત વર્ષનો, કાંઇક જક કરીને રોતો હતો. નારાયણ પાસે આવ્યો "અરે છોકરા! આમ રોવાય? જો મ્હોં કે'વું દેખાયછે?"–કરીને મ્હોં સ્હામું ચાટલું ધર્યું. નલિન ઉલટો ચીઢાયો, બમણો રોવા લાગ્યો, અને હેણે નારાયણને હડશેલી કાઢયો. તરત બજારમાં જઈને નારાયણ મીઠાઈ લઈ આવ્યો, અને નલિનને આપી, શાન્ત કર્યો. નલિન પછીથી કહે: "રોઇયે માટે શું ચાટલું બતાવવાનું કે?" નારાયણ આનન્દથી હસ્યો.

મીઠાઈનો શોકીન નારાયણ પોતે બાળકો કરતાં ઓછો ન્હોતો. (સંધમાં હૈદરાબાદ જિલ્લામાં હું હતો તે વખતે નારાયણ હમારી સાથે થોડાક મહિના રહેલો, સવારીમાં ફરેલો. મ્હારાં બે છોકરાં ઊંટ ઉપર બાજૂ ઉપર બેસાય હેવી ડબલ ખુરશીના કાઠડા ઉપર બેઠાં હોય, નારાયણનું ઊંટ હેમની જોડાજોડ ચાલે (મ્હારૂ ઊંટ તથા મ્હારી પત્નીનું ઊંટ જરાક આગળ હોય) તે વખતે નલિનને અને ઊર્મિલાને નારાયણ ચીઢવે, હસાવે, એમ મુસાફરી ચાલે. આ વખતમાં પ્લેગનું જોર બહુ હતું તેથી બજારની મીઠાઈ લાવવાની મનાઈ કરેલી નારાયણને બહુ સાલી. ટંડો આદમ નામના ગામથી હમે ઉપડયાં; નારાયણના મુખ ઉપર એ મનાઇના દીર્ઘ દબાણથી ગ્લાનિ આવેલી મ્હેં દીઠી. મ્હને દયા આવી. "મહાશય! જાઓ મીઠાઈ લઈ આવો." તરત હેનું ઊંટ ફેરવ્યું, ટંડો આદમના બજારમાં જઈ મીઠાઈ લઈને પાછો હમને પકડી પાડી પ્રફુલ્લવદને શામિલ થયો. એ વખતનું ચિત્ર પ્રત્યક્ષ કરૂંછું, તો એ બાલક જેવા પ્રૌઢ પુરુષ તરફ અપૂર્વ ભાવ ઝરેછે.

ઇ. સ. ૧૮૯૪;–નાતાલના દિવસ:––સ્થળ; ઉત્તર કાનડા જિલ્લાની છેક દક્ષિણ હદમાં ગેરસપ્પાના જગવિખ્યાત ધોધ; ત્ય્હાં મુસાફરીબંગલામાં મ્હારો મુકામ; મ્હારા બન્ધુ સકુટુમ્બ, નારાયણ એ મંડળ સાથે છે. એ ધોધ લગભગ ૯૦૦ ફુટની ઊંચાઇથી પડેછે; બંગલો એ ઊંચા કિનારા ઉપર છે. મંડળમાંના બીજા કોઇની હિમ્મત ધોધને તળિયે ખડકોના પથરામાં થઈને જવાની ના ચાલી; મ્હારા બન્ધુ કાયમના ન્હીકણ; બીજાં બાળક

અને બન્ધુની પત્ની. નારાયણ અને હું બે જણા અને એક અંગ્રેજ મિત્ર પોલીસ સુપરિટેંડંટ, બિડલ, ત્રણ જણા ઊતર્યા. એ જળધોધ તમે દીઠાછે ?– ના ? તમારી અડધી જિંદગી રદ ! કિનારાની ભેખડની ધાર ઉપર આખો દિવસ રહી ધોધના જળકણમાં રચાતાં ઇન્દ્રધનુષ્ય જોતે ધરાઇયેજ નહિં; અને ધોધનું ગર્જન તો ચાલૂજ; એ ગર્જન વિશે એક અંગ્રેજ મુસાફરે એ સ્થળની visitor's book માં લખ્યુંછે: "Would you have music ? Then listen to the Falls; The scale is infinite, and God the organist. (તમારે સંગીત જોઇશે ? તો આ જળધોધનું શ્રવણ કરો; હેનું સ્વરમંડળ અનન્ત છે, ને પ્રભુ એ મહાવાદ્યનો વગાડનારો છે.) એ અલૌકિક જળધોધ.

તૂટી પડતો જળધોધ મહાન, ગજવતો અવિરત ઉજ્જવલ ગાન,
નચવતો અણગણ જળકણ જ્યાંહિં, પરોવી રવિ નિજ અંગુલિ ત્યાંહિં
તરંતાં મૂકે ગૂંથી અનેક ઇન્દ્રધનુ રંગરસીલાં છેક.

એ ગર્જન ગીતની નીચે, એ રંગરસીલાં ઇન્દ્રધનુની પરંપરાની નીચે, બિડલ, નારાયણ અને હું ઊભા છિયે. અને,—અને નારાયણ પાણીની ધારની છેક પાસે લપલપાટ કરતો ગયો, પગ લપસ્યો, ધબ નારાયણ પડ્યો ! તરત ઊઠ્યો, ધોતિયું પલળેલું અડધું ઊકેલીને નીચોવ્યું–તે ભાગ બદલીને વીંટ્યો; ને બીજો છેડો નીચોવ્યો. બિડલ આ કળા જોઇને છક થયો–આ ચિત્ર કે'વું ! Sublime (ઉન્નત) માંથી Ridiculous (હાસ્યાસ્પદ) માં કે'વું પતન !

નારાયણને મ્હારા બન્ધુએ બહુ વાર કહેલું: તમે બહુ લપલપિયા છો. એટલે કહેછે: "મહાશય ! ભયનો સંભવ ના હોય ત્ય્હાં લપલપાટ અવશ્ય કરવો જોઇયે." !—અહિં લપસ્યા તે વખત ભયનો 'સંભવ' હતો કે નહિં ? નારાયણ જાણે.

ચિત્રપરિવર્તનઃ—સમયઃ આ પછી બે ત્રણ દિવસ; સ્થળઃ હોનાવરથી કારવાર જતે આગબોટની તૂતક. પાત્રો—નારાયણ હેમચન્દ્ર વિશ્વવિહારી,

અને એક એંગલોરથી ચઢેલા રોમન કૅથૉલિક પાદરી. પ્રેક્ષકમંડળ, હું, મ્હારા બન્ધુ કૃષ્ણરાવ, વગેરે. સન્ધ્યાકાળની શાન્તિમાં આગબોટ શાન્ત સમુદ્રમાં ખળખળ પાણી કાપતી વગર ડોલ્યે સર્યે જાયછે. નારાયણ પાદરીની પાસે જઈને પુછેછેઃ Do you know Dutch? (જર્મન માટે Dutch શબ્દ વાપરવો એમ નારાયણ હમને કહેતો હતો.) પાદરી જર્મન જ હતો. બંને જર્મનમાં વાતો કરવા મંડી પડ્યા. પાદરી पुण्यवंतरु અને पापिष्ठरु * એમ કાનડી રૂપો વચમાં વારંવાર ભેળવતો બોલ્યો જાયછે. નારાયણ જોસભેર અસ્ખલિત બોલ્યે જાયછે. હમે કશું સમઝતા નથી. એટલું લાગેછે કે અંગ્રેજી કરતાં જર્મન ઉપર નારાયણને વધારે પ્રભુત્વ હશે. પછી તો પ્રભુ જાણે. ધર્મ સંબન્ધી તકરારમાં ઊતરેલા આ બે 'પાગલો'નું ચિત્ર અત્યારે રમૂજ ઉત્પન્ન કરેછે.

હવે મુકર ફેરવીને નીચે મૂકી દઉં. જરા પશ્ચાદ્દર્શનમાં લીન થાઉં: "મ્હારા આત્માની આ દુરવસ્થાની વેળાએ હું એક સુખસ્વપ્નું જોઉંછું.— ત્હમારો સ્નેહ, કેવો નિર્મળભાવ ધારણ કરીને મ્હને આલિંગન કરવા આવેછે! મ્હારું સર્વસ્વ ગયુંછે–પરંતુ પામ્યોછું કેવળ ત્હમારી જ પ્રીતિ. એ પ્રીતિને પણ મ્હારે રાખવાની જગા નથી–મ્હારું હૃદય પ્રેમશૂન્ય છે–હું બન્ધુશૂન્ય છું, હું જ સંસારમાં યથાર્થ દરિદ્ર છું. ત્હમારી નિર્મળ પ્રીતિની સાથે વિનિમય કરી સકું હેવું મ્હારા આત્મામાં કાંઈ જ નથી." 'અશ્રુમતી નાટક'ના ભાવ ઝરતા અર્પણમાંનાં આ વચનોના ઉદ્દગાર કરનારો ઉદાર નારાયણ! આ હેનું ઉચ્ચતર સ્વરૂપ: બાલકો જોડે બાલકવત્ આનન્દ ખેલ કરતો નારાયણ–આ હેનું નિર્દોષ સ્વરૂપ: પાછલા સમયમાં કેટલાક અનિષ્ટ સંજોગો અને સંબન્ધોને પરિણામે અન્યાયી, દુરાગ્રહી, નિન્દક, નારાયણ; પોતાને માટે નહિં પણ પોતાના ભાઈના સંતાનો માટે ધન ભેગું કરવાના લોભમાં, ચિત્રાનું આલબમ બનાવવા માટે અકુલાઙ્ગનાઓની છબીઓ મેળવવા હેવીઓને ગાડીમાં જોડે બેસાડીને લઈ જનારો નારાયણ;†—

* रु પ્રત્યય કાનડીમાં અકરાન્ત નામને બહુવચન પ્રથમા માટે લગાડાયછે. (નામ તેમ જ વિશેષણને) † આ સર્વ પ્રસંગાદિક માટે 'મનોમુકુર'માં નારાયણ હેમચન્દ્ર–વિશેનો લેખ જુઓ.

આ હેનું પતનસ્વરૂપ, નીચસ્ય સ્વરૂપ;—મ્હારી જોડે અકારણ વિરુદ્ધતા કરીને પાછળથી પસ્તાયલો, છતાં પશ્ચાત્તાપ દર્શાવતે અચકાતો, ફરી સન્ધિ કરવાને ઉત્સુક નારાયણ, મ્હારા અક્ષમાશીલ સ્વભાવને લીધે એ હેની મૂઢ ઇચ્છાને પ્રતિધ્વનિ હું ના આપી સકયો તેથી નિરાશ થયેલો નારાયણ; આ હેનું કરુણ સ્વરુપ: આ વિચિત્ર ચિત્રઘટના મ્હારી સમક્ષ એક પછી એક ચાલી જાયછે.—અને

આરમ્ભમાં જવનિકાની પાછળ અદૃશ્ય રહેલો નારાયણ સંસર્ગમાં આવ્યો, જોડાયો, છૂટયો, પછી લુપ્ત થયો; તે આ જીવનપાર અદૃશ્ય થયેલો નારાયણ બીજી અભેદ્ય જવનિકા પાછળ રહ્યોછે; એ અભેદ્ય જવનિકા ભેદીને આવતો ઝીણી અવાજ આ હું શો સાંભળુંછું ?—"મહાશય! હું તો 'પાગલ'છું. તમને અન્યાય આપ્યો હોય તો ક્ષમા કરજો.—અહિં હું સુખમાં છું; પણ એક બે બાબતથી 'ક્ષાન્ત' થઇ ગયોછું; બંગાળીમાંથી ભાષાન્તર કરવા માટે પુસ્તકો, શાહી કલમ વગેરે માગ્યાં, પણ તે કોઇ આપતું નથી.—ને મીઠાઈ પણ મળતી નથી!"

(૨૯)

# કેટલાક સંગીતાચાર્યો

## ઝાકરૂદ્દીન ફત્તેલાલ, મનુરામ, શાન્તારામ, આદિત્યરામ, મૌલાબક્ષ, ખાદમહુસેન, લસીટખાન

સંગીતના વિષયમાં મ્હારો અધિકાર શો ? ત્હમે પૂછશો. ના પૂછતા હો, તો કહુંછું કે પૂછો. કેમકે આ સંસારમાં બહુ વાર થોડી મૂડીએ ઘણો બહુપાર ચાલેછે. આ બાબતમાં મ્હારું પણ સ્થાન હેવું જ છે. ત્હેમાં મ્હારો દોષ નથી. હું કહુંછું છતાં લોકો માનતા નથી, કે સંગીતમાં મ્હારે વિશે જે નિપુણતા મનાયછે, તે થોડી મૂડી ઉપર જ સ્થપાઈછે. કાંઈક સૂરમાં ગણતર રાગ ગાઈ જાણું, સંગીતશાસ્ત્રનાં કેટલાંક અંગો વિશે બહિરંગ જ્ઞાન ધારું, એકાદ બે ચર્ચાઓ એ શાસ્ત્રના વિશિષ્ટ અંગને લગતા પ્રશ્ન ઉપર કરી;—આ પાયા ઉપર કીર્તિમન્દિર ચણાય ખરું? છતાં, "ભટનું ભોપાળું" નાટકમાં ભોળાભટને કમાલે અને હુરિયાએ માર મારીને કબૂલ કરાવ્યું હતું કે "મિયાં સાહેબ, હું વૈદ છું, જોષી છું, ગાંધી છું, ગવંડર છું, હજામ છું, કલેક્ટર છું, મોચી છું, કહો તે છું,"—એમ બળાત્કારે કબૂલ કરાવવું હોય તો કહુંછું કે હું સંગીતશાસ્ત્રી છું. બાકી સત્ય વાત તો આટલી છેઃ બાલ્યકાળમાં થોડુંક શિક્ષણ સંગીતનું લીધું, પછી થોડોક અભ્યાસ રાખ્યો; બસ. પછી ગણેશ ગોપાળ બર્વેના "શ્રુતિસ્વર સિદ્ધાન્ત" નામના નિબન્ધનું અવલોન કરવાનું મ્હને સોંપાતાં એ પ્રશ્નને લગતા નાદશાસ્ત્રાદિકનો ખાસ અભ્યાસ કરીને અવલોકન

લખી અર્વાચીન વાદની પોકળતા ઊઘાડી પાડી. અંગ્રેજીમાં એ જ પ્રશ્ન ઉપર Modern Review માં ચર્ચા પ્રગટ કરી. આ મૂડી બાંધીને ઈ. સ. ૧૯૧૬ ના માર્ચમાં ૨૦ મી થી ૨૪ મી સુધી સંગીત પરિષદ્ વડોદરામાં ભરાઈ તે વખતે એ જ પ્રશ્ન ઉપર નિબન્ધ વાંચ્યો. રા. ભાતખાંડે જેવા સંગીતશાસ્ત્રી જોડે ખાનગીમાં તે પૂર્વે ચર્ચાઓ કરેલી. આ ઉપરાંત મ્હારા બાલ્યકાળથી માંડીને મ્હારા પિતાને પ્રતાપે સારા સારા સંગીત કલાકારો-નાં ગાયનવાદન સાંભળવાનો લાભ મળ્યો. આ મ્હારી અધિકાર સામગ્રી.

આમ હમણાં છેવટના વાકયમાં સૂચવેલા અનુભવો આજના મુકુરમાં પ્રગટ કરવાની ઉમેદ છે. વડોદરાની સંગીતપરિષદમાં હિન્દુસ્તાનનાં જુદાં જુદાં દેશી રાજ્યોમાંથી પ્રખ્યાત ગવૈયા આવેલા ત્હેમાંનો એક સર્વોતમ મ્હને લાગેલો ત્હેને પ્રથમ લાવું: ઉદેપુરનો પ્રખ્યાત ગવૈયો ઝાકરુદ્દીન ખાન. પરિષદ્‌ને પ્રથમ દિવસે રાત્રે રાજમહેલમાં સંગીતનો મેળાવડો થયો તે પ્રસંગે ઝાકરુદ્દીને તથા હેની જોડમાં રાખેલા હેના ભત્રીજાએ ગાયું તે તો આકર્ષક ના લાગ્યું. એક જ રાગમાં પુષ્કળ વખત રોકયો. ને તે પણ એક જ સ્વરપંક્તિમાં રમ્યા કરીને કંટાળો આપ્યો. એથી પણ અધિક કંઠના ઊંડાણમાંથી હા–હા–હા–હા–એમ અતિમન્દ્ર સ્વરો કરતાં પણ વિશેષ અમધુર સ્વરો. જાણે પોતે હસતા હોય કે ભસતા હોય એમ કાઢીને સભા સર્વને હસવું જ આવે એમ કર્યું. બાકી પછીથી આલાપમાં તેમ જ એકધ્રુપદ ગાયું ત્હેમાં કેટલાક વિસંવાદી સ્વરોની રચનામાં ખૂબી ઠીક બતાવી હતી. મન્દ્ર સપ્તકના સ્વરો લેવામાં પણ પ્રવીણતા દર્શાવી. પરંતુ aesthetic (રસિકતાની) દૃષ્ટિયે તો ઊનતા લાગી.

પણ. એ જ ઝાકરુદ્દીનને બે દહાડા પછી સાંભળ્યા તે વખતે અદ્‌ભુત રૂપાન્તર જ થઈ ગયેલું લાગ્યું. પરિષદ્‌નો ચર્ચાદિક કાર્યક્રમ પૂરો થયા પછી સંગીતના પ્રયોગ થયા, ત્હેમાં ઝાકરુદ્દીને ભૈરવી ધ્રુપદમાં અને વડોદરાના ફૈયાઝ હુસેને ખ્યાલમાં ગાઈ બતાવી તે ઉત્તમ કલામય હતી; એ સંગીતવિધાન હૃદયને આનન્દલોકમાં ઉપાડી જાય હેવું હતું. પણ એથી

પણ વિશેષ સાંઝે વળી સંગીતપ્રયોગ થયા તે વખતે તો ઝાકરુદ્દીને હદ જ કરી; પોતાના કરતાં પણ ચઢી ગયો. શું ઉન્નત ભૂમિમાં વિચરતું સંગીત હતું! પરભૂમિમાં વસતાં પ્રિયજનોની પાસે એ સંગીત પોતાની પાંખો ઉપર ચઢાવીને મ્હને લઈ જતું લાગ્યું; આ જીવનમાં દૂર વશેલા પ્રિયજનોની સંમુખ પાછો મ્હને સ્થાપ્યો. "હે પ્રભુ! આ કેવી ઉન્નત, મધુર, હૃદયવેદના!"–એમ ઉદ્દગાર થયો.

એ પ્રસંગે દ્રાવિડ સંગીત પણ ઉમદા સાંભળ્યું. પંચાપ્પા કેશી નામના મદરાસના સંગીતશાસ્ત્રીએ ગાયું અને વાયોલિન વગાડયું તે પણ દિવ્યતાનાં દર્શન કરાવનારું હતું.

બધા ગવૈયાઓ કને જુદા જુદા રાગનું સ્વરબંધારણ કહેવડાવ્યું ત્હેમાં ઝાકરુદ્દીનની સર્વોત્તમતા હેના સ્વરની અતીવ શુદ્ધતાને લીધે સ્થાપિત થતી હતી. સા...રિ...ગ...મ......એમ પ્રત્યેક સ્વર સ્વતન્ત્ર, પરસ્પરમાં સરી ના જતો, કમ્પદોષ વિનાનો, શુદ્ધ ચોખ્ખા નાણાના રણકારવાળો, કંઠમાંથી નીકળતો હતો.

આ તો મ્હારા જીવનકાળના આ છેડાનો અનુભવ. આરમ્ભમાં હવે જાઉં. મ્હારા બાલ્યકાળના ઉસ્તાદોનું દર્શન કરાવું.

ફત્તેહલાલ—અમદાવાદ પ્રાર્થનાસમાજના ગવૈયા તરીકે અનેક વર્ષો, મરણ સુધી, જે જાણીતા હતા, તે પ્રાર્થનાસમાજની પૂર્વે પણ હમારા કુટુમ્બમાં ગવૈયા તરીકે અતિ પરિચિત હતા. સંગીતનું શિક્ષણ સર્વથી પ્રથમ મ્હેં ફત્તેહલાલ કને જ લીધું. પરંતુ સંગીતકલાનાં આદિ બીજ વવાયા છતાં, મ્હને એ શિક્ષણથી ખરો લાભ ના થયો. કારણો અનેકઃ એક તો, મ્હને ફારસી શીખવવા આવનારા એક ગોહરઅલી નામના સૈયદ કુટુમ્બના મુનશીની શીખવવાની પદ્ધતિ અસલી તરેહની હોવાથી જેમ મ્હને ફારસી ભાષા ઉપર કંટાળો આવ્યો (ફારસીની લિપિપદ્ધતિ પણ એ કંટાળામાં ઉમેરો કરે હેવી–તે વળી જુદું કારણ!) તેમ, આ સંગીત શીખવવાની પદ્ધતિ પણ તદ્દન જૂના રૂઢ પ્રકારની હતી; તે સાથે

એ ઉસ્તાદની પણ પ્રવીણતા મર્યાદિત હતી; ત્રીજું, મ્હારી વિમુખતા; ફત્તેહલાલ તાલીમ આપવા આવે અને નહારા નિશાળિયાને જેમ ભણવાનો કંટાળો આવે તેમ, મ્હને પણે કંટાળો શરૂ થાય. આ ઉપરાંત ફત્તેહલાલ ઘરના કુટુમ્બી જેવા અતિપરિચિત હતા—ન્હાના હતા ત્ય્હારથી—એટલે હેમના વક્કર પણ ઓછા હતા. એ બિચારા કહેતા કે—હમે તો ત્હમારે મન "ઘરકી મુરગી દાલ બરાબર" છિયે (ગવૈયા હિન્દુ કરતાં મુસલમાન વધારે તેથી ફત્તેહલાલને મુસલમાન ગવૈયાઓના સંપર્કને લીધે આ કહેવત પરિચિત થયેલી; બીજૂં કાંઇ નહિં. વાત કરતે ઉશ્કેરાઈ ને બોલે, ગુસ્સે થાય, તો એ હિન્દુસ્તાનીમાં ગુસ્સે થતા.) ફત્તેહલાલ કને શીખવા કરતાં હેમને બનાવવા, રમૂજો કરવી, એ વધારે હમારે બધાને પ્રિય હતું. રોજ બજારમાંથી શાક લઈ ને હમારે ઘેર (પોતાને ઘેર જતા પ્હેલાં) ફત્તેહલાલ આવે, તો કેળાં કે હેવું તો હોય તે હમે લૂટી ખાઈયે—હમે એટલે છોકરાં. એક વાર મ્હારા બન્ધુ કૃષ્ણરાવે ફત્તેહલાલને કહ્યું "ત્હમારે સારાં આંખ્યને ઠંડક આપે હેવાં ચશ્માં જોઇતાં હોય તો બરફનાં ચશ્માં પૂછીને લેજો." એ કહે: "હેં? બરફનાં ચશ્માં થાય? અનુભાઈ (=કૃષ્ણરાવ) કહે: "હા, હા! સો વરસ સુધી બરફ રાખ્યો હોય તે પથ્થર જેવો થઈ જાયછે." બિચારાએ માન્યું, તે બજારમાં હોરાની દુકાને બરફનાં ચશ્માં માગ્યાં, તો હેમને હશી કાઢ્યા, ને કહ્યું: કોઇયે ત્હમને બનાવ્યા લાગે છે. તંબૂરો લઈને ગાવાના અધિકારી થયા તે પ્હેલાં ફત્તેહલાલ એક વાર બેસતા વર્ષને દહાડે હમારે ત્ય્હાં સારંગી લઈને ગાઈ, બ્હેણી લઈને બીજા ગૃહસ્થ ગજાનન (ગજાનંદ?) ફોજદારને ઘેર ગયા. ગલેફમાંથી કાઢવા જાય છે તો સારંગીના ગજને બદલે સાવરણીનું ઠૂંઠું!—મ્હારા એક મ્હોટા બન્ધુ આપારાવે આ તોફાન કર્યું હતું.—બધા ખડખડ હસ્યા અને ફત્તેહલાલે કહ્યું: હું લાખા પટેલની પોળે હવેલીએ થઈ ને આવ્યોછું. બધાએ જાણ્યું ક્ય્હાં તોફાન થયેલું તે. બેસતા વર્ષને દહાડે એક વાર સૂરણ ખવડાવ્યું ને ચ્હા આપ્યો ત્ય્હારે ચ્હામાં કલુઈનીન નાંખીને આપ્યો.—આમ અનેક તરેહની રમતોના

ભોગ બનનારા ફ્રેન્ડલ્લાલ તરફ ઉસ્તાદ તરીકે માન મ્હને શી રીતે ઊપજે ?

છતાં મ્હને પણ તાલીમ આપી અને મ્હારા બન્ધુ કૃષ્ણરાવને પણ થોડા વર્ષ પછી ફ્રેન્ડલ્લાલે જ તાલીમ આપેલી; અને કૃષ્ણરાવ કુશલ ગાયક બન્યા. वितरति गुरु प्राज्ञे विद्यां यथैव तथा जडे, છતાં ફળ જુદાં જુદાં થવા માટે ભવભૂતિયે દૃષ્ટાન્ત આપ્યું છે કે प्रभवति शुचिर्बिम्बो द्ग्राहे मणिर्न मृदां चयः એ કારણ અહિં પ્રવૃત્ત થયું હશે ? કાંઈક અંશે ખરું. અને કાંઇક એમ પણ હતું કે મુંબાઇમાં હમે કૉલેજમાં ભણતા હતા ત્હારે શાન્તારામ ભિકંભટ નામના એક ગૃહસ્થ સંગીતવિધાયકનો હમને નિત્ય પરિચય હતો, ત્હેની કનેથી કૃષ્ણરાવને મ્હારા કરતાં વિશેષ કલાજ્ઞાન મેળવવાના પ્રસંગ થયા હતા. પછીથી કૃષ્ણરાવે આપબળથી કળા વધારે કેળવી તે તો છે જ.

એ શાન્તારામની સંગીતકલા ખરેખરી અદ્ભુત હતી. મીડ, ગમક, ઇત્યાદિ કલાશૃંગારની ખૂબી; તાન, ઊપજમાં, વિવિધતા અને માધુર્યપૂર્તિ; ગાન સાથે સંગીતપરત્વે તેમ જ અર્થ પરત્વે (કાંઈક અંશે) રસનિષ્પાદન; ઇત્યાદિ ચારુતા શાન્તારામ કને જ હમે દીઠી. શાન્તારામ પોતાના બાપનાં વખાણ કરતે કહેતા "હેમનો અવાજ આવડો મ્હોટો છે"–કહીને બે હાથ દોઢ ફૂટ દૂર રાખીને અભિનય કરી બતાવતા. ભિકંભટજી હરિકીર્તન કરતા હતા એમ કહેતા. તે તો ભલે પણ ભિકંભટ મ્હારા પિતાને મળવા આવતા ત્હારે એટલું તો કહેતા કે–"હમારા ઘરમાં રોજ ચાર નારળ જોઇયે છિયે, ચાર, શેઠજી!"–વખતે 'નારળ'નો પ્રતાપ મ્હોટા અવાજ બનાવવાનો હશે. અસ્તુ. ગુજરાતની ગરબીઓ શાન્તારામ ગાતા તે વખતે તો ખરેખરી અદ્ભુતતા કરી નાંખતા! "લીધી સંકેલી હરિયે વિચારી પ્રબલ નિજ માયા રે" એ પદ ગાતા'તા ત્હારે જુદી જુદી વર્ણશ્રુતિ લઈને ઉપર તાનની રચના હેવી તો કરતા કે સૌન્દર્યની પ્રતિમા ઊભી ખડી થતી. મુંબાઈમાં પરિચય થયા પછી, અનેક વર્ષે, મ્હારા પિતાના મરણ પછી, હું વાંચનમાં

રત્નાગિરિથી રજા ઉપર આવેલો ત્હારે મણતર મિત્રોને બોલાવીને શાન્તારામ કને ગાયન કરાવ્યું હતું. (પ્લેગને લીધે શાન્તારામ મુંબાઈથી ન્હાશીને વાંદરે હમારી પડોશમાં આવીને રહ્યા હતા.) તે વખતે આ પંક્તિ ઉપર સૌન્દર્યમન્દિર હેમણે અદ્દભુત રચ્યું હતું. એ સ્વપ્નસૃષ્ટિ હતી છતાં વારંવાર મ્હને દેખા દેછે. તાજમહાલની સ્વપ્નસૃષ્ટિ પથ્થરમાં કાયમ રહીછે,–ભલે; આ સ્વપ્નસૃષ્ટિ મ્હારા હૃદયમાં, સંસ્કારબળે, રસવૃત્તિના દૃઢ પાયા ઉપર કાયમ રહીછે.–આ પ્રસંગે એક રમૂજ થઈ હતી. ચ્હા બધાને વ્હેંચાયો. શાન્તારામે ચ્હાનો પ્યાલો હાથમાં લીધો, અને ગાતા હતા તે ગાયા કર્યું— આંગળી બોળી જોઈને, ચ્હા હજી ગરમ છે એમ ખાતરી કરી લઈને, પ્યાલો અદ્ધર હાથમાં રાખીને ગાવાનું ચાલૂ રાખ્યું; ગાવાની ધૂનમાં હાથનાં મન્દ આંદોલનો કરતા હતા; હમણાં ચ્હા ઢોળાશે, હમણાં ચ્હા ઢોળાશે; હમે ચેતવ્યા; પણ સાંભળે કોણ? તાન ઊપજની કલારચનામાં તલ્લીન ગાયક હતો!

હું તો રત્નાગિરિ નોકરી ઉપર ગયો. મ્હારું કુટુમ્બમંડળ વાંદરે જ રહ્યું. શાન્તારામ રોજ સાંઝે ફરવા જતે હેમની કને આવતા; ગાઈ સંભળાવતા; મ્હારા પુત્ર નલિનકાન્તને સંગીતકલામાં પ્રવેશ કરાવતા; નલિનની ચાલાકી જોઈ લીધી એટલે ગાયકનું દૂષણ કસબચોરીનું–એક વાર પ્રગટ થયું. નલિનને એક અમૂક રાગની ચીજ જોઈતી હતી; શાન્તારામે હા કહી; નોટબુકમાં છે તે હું લખી આપીશ, એમ વચન આપ્યું; "મ્હારા ગળામાં હાર રહેતો હોય, તો ત્હમને શા માટે ના આપું?" એમ કહે જતા; પણ એ નોટબુક કદી બતાવી નહિં!

પાછા કુત્તેહલાલ તરફ વળિયે. આ લેખ સાથે આપેલી હેમની પ્રતિકૃતિ જુઓ. હેમની પાઘડીની આકૃતિ વિલક્ષણ જણાશે. પણ વધારે વિલક્ષણતા તો એ હતી કે હેમની ગંધર્વની નાલમાં દરેક જણ પાઘડી જુદા જુદા ઘાટની બાંધે. ઘાટનું મૂળ પાયારૂપ બંધારણ તો એક જ; પણ પછી ભિન્નતા આવે; આંમાસામાં બિલાડીની ટોપો નીકળેછે ત્હેવો ઘાટ મૂળ રૂપ, પછી એ ટોપોના જુદા જુદા આકાર હોયછે, તેમ આ પાઘડીઓનું પણ. હેમના સસરા

અનુરામ પ્રાર્થના સમાજમાં હેમના સંગીત વખત સારંગી હમેશાં વગાડતાં હતા. સારંગી તો અનુરામની જ!—હેમની પાઘડી વળી જુદી વિકૃતિની, ગંધર્વની નાત જ સાત દસ ઘરની; સૂરતમાં બે ચાર ઘર; ખંભાતમાં થોડાંક, સૂરતમાં ફત્તેહલાલનો કાકો નગીનદાસ (નગીનો કહેતા,—દાસ, રામ, જે હોય તે) હતો ત્હેણે સૂરતમાં એક વાર મ્હારા પિતા અને મિત્ર-મંડળ આગળ—"શેર બજારે આ શું કર્યું'? વાજ્યો દુનિયાંનો દાટ!" એ પદ અજબ કળાથી ગાયું હતું. અનુરામની સારંગી મ્હેં વખાણી, પણ હિમ્મત કરીને એક સૂરતનો ગંધર્વ હતો ત્હેની સારંગી પણ ત્હેવી જ; અનુરામ અને હિમ્મત બે જણાને એક વાર પ્રાર્થનામન્દિરમાં આણેલા; ફત્તેહલાલ પ્રાર્થનામાં સંગીત ગાતા હતા, અને એ બે સારંગીઓ વાગતી હતી તે વખતે આખું ભક્તવૃન્દ ચિત્રવત્ સ્થિર થઈ રહ્યું હજી મ્હને યાદ છે. ગાયનના શબ્દો ગવાય, પછી સારંગીઓ બંને તે સ્વરપંક્તિ પુનઃ ઊપાડી લઈને વગાડે તે વખતની સ્વરઘટના અવર્ણ્ય હતી.

ગંધર્વની નાત્યની ખૂબી વ્યક્તિપરત્વે ભિન્ન પાઘડી એ મ્હેં કહી. બીજી વિશિષ્ટતા એ નાત્યની એ હતી કે એક સ્ત્રી જીવતી હોય તો બીજી કરાય નહિં એ રિવાજ. મેઇનકૃત હિન્દુ લૉ (Hindu Law)માં એ વિશે ઊલ્લેખ છે કે અમદાવાદના ગાયકવર્ગની નાત્યમાં અને વડનગરા નાગરોમાં એક પત્નીનો રિવાજ છે.† ફત્તેહલાલને પુત્ર નહોતો છતાં આ નિયમને એઓ દ્દઢતાથી તાબે રહ્યા હતા. એક કોઇકે રસ્તામાં તજેલા શિશુને દયાભાવથી ઊપાડી લાવીને હેમણે ઉછેરી મ્હોટો કરી પુત્રવત્ રાખેલો હેનું મ્હારે નામે નામ પાડ્યું હતું: નરસિંગરાવ;—જાણીને જ, કાંઇક ગર્વથી. એ તો હવે ગુજરી ગયોછે.

ફત્તેહલાલ અસલ તબલચી હતા. પાછળથી તંબૂરો લઇને ગાનારા 'ઉસ્તાદ' ની પદવીએ આપબળે ચઢયા. તે રૂપાન્તરના આરમ્ભકાળમાં એક

† Hindu Law, Mayne IV, 92 ત્હાં આપેલા તથા અંકનિર્દેશથી પ્રમાણસૂચન પણ કર્યું છે: 2 Bor. 524 (572), અને V. N. Mandlik, 406.

ટેકાણે નાચનારીની પાછળ કમ્મરે તબલા બાહ્યું બાંધીને વગાડવા ઊભેલા મ્હારા વડીલ બન્ધુ આપારાવે પકડ્યા અને ઠપકો દીધો કે ઉસ્તાદ થઈને હજી આ ધંધો કરોછો? ત્હારથી પ્રતિજ્ઞા લીધી. પછીથી તો પ્રાર્થનાસમાજના ગવૈયા થયા તે બધો સમય કેવળ ઉસ્તાદ જ રહ્યા. પ્રાર્થનાસમાજના આરમ્ભકાળથી પોતે મરણ પામ્યા ત્હાં સુધી—લગભગ ૩૫ વર્ષ સુધી એ જ પ્રાર્થનાસમાજના ગવૈયા રહ્યા. એ ગુજર્યા પછી હેમની વિધવાએ પ્રાર્થનાસમાજને ૧૦૦) રૂ. દાન કર્યું હતું. પ્રાર્થનાસમાજ અને ફુત્તેહલાલ એ બે અવિયોજ્ય વસ્તુ અને કલ્પના હતાં. પ્રાર્થનામાળાના સંગીતભાગની રાગની અનુક્રમણિકા મ્હારા પિતાએ તૈયાર કરાવી ત્હારે રાગનાં નામ વગેરેનો નિર્ણય કરવામાં ફુત્તેહલાલની મદદ મુખ્ય હતી. પછી કોઇ કોઇ સ્થળે ગપ્પો પણ હેમણે મારી હશે.

પ્રાર્થનાસમાજમાં જોડાયાની પૂર્વે દક્ષણી નાટકમંડળીઓ ગુજરાતમાં આવવા માંડી ત્હેના અનુકરણમાં ફુત્તેહલાલે એક નાટકમંડળી કાઢી હતી. પોતે સૂત્રધારને સ્થાને ઊભા રહેતા;–સૂત્રધાર તે સંસ્કૃત નાટકોમાં પ્રસ્તાવનાના દૃશ્યમાં આવીને લુપ્ત થાયછે અથવા હાલની મિશ્ર સ્વરૂપની ગુજરાતી રંગભૂમિમાં આવે છે ત્હેવા નહિં; પરંતુ અસલની દક્ષણી નાટક મંડળીઓમાં આખા નાટકનો ખેલ ચાલે ત્હેમાં ગ્રીક કોરસના જેવું સ્થાન લેનાર, પદપંક્તિયો ગાયકગણ ગાય અને નટ તે ફરી ગદ્યમાં બોલે, હેવા સૂત્રધાર. ફુત્તેહલાલનો વાસ, પાડોશી સંબન્ધ, ભવૈયાઓ જોડે હતો. ભવૈયાઓમાંથી ચૂંટી કાઢીને નટવર્ગમાં દાખલ કર્યા હતા.—મહીપતરામભાઇયે ભવૈયાઓની ભવાઈ વખતની અશ્લીલતા કાઢવાનો પ્રયત્ન બહુ કરેલો; પૂર્ણ સાફલ્ય મળેલું નહિં. ફુત્તેહલાલે, અજાણતાં જ, એ અશ્લીલતા આમ ભવૈયાઓને નાટકના ચીલામાં નાંખીને પૂર્ણ રીતે, તેટલા વખત પુરતી તો, કાઢી નાંખી. બાળકના હાથમાં હાનિકારક ચીજ કે રમકડું હોય તો તે તદ્દન છીનવી લેવાને બદલે બીજું સારું રમકડું આપિયે છિયે તેમ આ પ્રકાર બન્યો હતો. પરંતુ એ રમકડું જલદી જ ભાગી ગયું હતું; કારણો અનેક હતાં. એક કારણ એ હતું કે જોવા આવનારામાં શેઠિયાવર્ગમાંના ફુત્તેહલાલના આશ્રયદાતાઓ,

આપણે તો ઘરના જ કની–કરીને, વગર ટિકિટે આવતા હતા. જમણવનદાસ ખુશાલદાસ નામના કાયસ્થ ગૃહસ્થ અમદાવાદમાં ડેપ્યુટી કલેકટર હતા તે ફુત્તેહલાલને આ કામમાં પૂર્ણ આશ્રય આપતા હતા. હેમણે પોતાની પાસે બેઠેલા એક શેઠિયાને કહ્યું (ફુત્તેહલાલે ખાનગીમાં પેલી વગર ટિકિટે આવવા બાબત ફરિયાદ કરેલી તેથી કહ્યું):—"—ભાઇ શેઠ! રામભાઉની નાટક-મંડળી વખતે તો લાલ રંગની ટિકિટો હતી, આ ફુત્તેહલાલે લીલા રંગની કાઢીછે, મ્હારી જુવો આ રહી; ત્હમારી કે'વા રંગની છે?"—શેઠ શરમાઈ ગયા. કાંઈ બ્હાનાં કાઢયાં. ટિકિટ ખરીદ કરી.

બીજું કારણ ભવૈયાની નાટક ભજવવા માટે અયોગ્યતા, અશિક્ષિત દશાને લીધે, અને શિક્ષણ આપીને તૈયાર કરવાનું ફુત્તેહલાલમાં અ (હવે તો ગુજરાતી રંગભૂમિ ઉપર પ્રવીણ નટો–અને સાધારણ નટો પણ–એ ભવૈયા (=તરગાળા) વર્ગમાંથી જ ઘણે ભાગે પ્રાપ્ત થાય છે.) એ અશિક્ષિતતાનો એક રમૂજી દાખલો: દક્ષણી નાટકમાં પતિના મરણ વખતે પત્નીના વિલાપમાં "શિવ! શિવ! પ્રાણનાથ!" એમ ઉદ્દગાર સાંભળેલો, તે જ વચન આ ભવૈયાનટે પાર્વતી બની પોતાના પુત્ર ગણપતિનું માથું શિવે કાપી નાંખ્યાથી વિલાપ કર્યો ત્હાં પણ વાપર્યું: "શિવ! શિવ! પ્રાણનાથ!"

ત્રીજું કારણ: ફુત્તેહલાલ કને નાટક વસ્તુનું ભંડોળ કશું નહિં. એકનું એક નાટક ભજવતા હતા: આખ્યાહરણ. પોતે પ્રેમાનંદકૃત આખ્યાહરણની કથા ગાતા હતા–બહુ સારી ગાતા હતા; તેટલી સામગ્રી જ હેમનું ધન હતું. તે ઉપરાંત નાટકના રૂપમાં કથાને ફેરવવાની કળા પણ હેમનામાં નહિં.

ફુત્તેહલાલ બાલ્યકાળમાં નગરશેઠને ઘેર પોતાના વડુવા સાથે જતા, વડુવા ભજનો તવનો પૂજા વખતે ગાતા: જૈન ભોજકોને સ્થાને. તે વડુવા ગુજર્યા પછી એ સ્થાન નગરશેઠને ઘેર ફુત્તેહલાલને (નગરશેઠ પ્રેમાભાઈ તો 'ભાણિયો' કહીને જ બોલાવતા; તે 'ભાણિયા'ને) મળ્યું. પછી પ્રેમાભાઇ શેઠના ભાણેજો–હઠીસિંગના વંશજો–ને ત્હાં, વગેરે શેઠિયાવર્ગમાં હેમનો પ્રવેશ થયો. એમ કરતે ભવૈયાઓનો સંપર્ક બહુધા નીચ વર્ગમાં રહેતો, તેથી ઉચ્ચ કક્ષામાં ફુત્તેહલાલ પરિભ્રમણ કરતા હતા. આ સંજોગને લીધે સરકારી

અમલદારોના સંપર્કનો પણ શોક ફત્તેહલાલને બહુ હતો; મ્હારે ઘેર ફલાણા સાહેબ આવ્યા, એમ ગર્વનું કારણ પ્રાપ્ત કરવાનો મોહ આ વાતમાં પ્રેરક-વૃત્તિરૂપ હતો. બીજું કારણ પોતાની ભવૈયા પાડોશીઓમાં છાપ પાડવી–હેમને ઘેર તો ફલાણા અમલદાર આવેછે.!—ભવૈયાઓ સંગીતનું કાંઈક શિક્ષણ મેળવવાની આશાએ ફત્તેહલાલને ઘેર વગર પગારે સેવા કરતા, ચલમો ભરી આપે, ચ્હા આણી આપે, ઇત્યાદિ. પરંતુ એક ભવૈયા પાડોશી સાથે જમીન બાબત ટંટો થયેલો, કોર્ટે ચઢેલા, તેથી આમ છાપ પાડવાનો મોહ હેમને હતો. આ મોહને અંગે બે રમૂજી બનાવો નોંધું: સત્યેન્દ્રનાથ ટાગોર અમદાવાદમાં ડિસ્ટ્રિક્ટ જજ હતા તે વખતમાં પ્રાર્થનાસમાજમાં વ્યાખ્યાનો આપી, બ્રાહ્મસમાજનાં સંગીતો મ્હારા પિતા કને ભાષાન્તરમાં ઊતરાવી, વગેરે કરીને બહુ સહાયતા આપતા હતા. ફત્તેહલાલને ટાગોર સાહેબ પોતાને બંગલે સંગીતશિક્ષક તરીકે બોલાવતા હતા. આ સંબન્ધને જોરે ફત્તેહલાલે ટાગોર સાહેબને પોતાને ઘેર આવવાને નિમંત્રણ કર્યું. આવ્યા. હમે–મ્હારા પિતા, હું, બન્ધુ કૃષ્ણરાવ વગેરે, પણ હતા. ફત્તેહલાલે સારમંડળ (=સ્વર-મંડળ) ફારસીમાં જે'ને કાનૂન કહેછે તે વગાડ્યું. (કાનૂન, સિતાર, એ બે વાદ્ય હતાં; તબલા તો બાતલ કરીશું). પછી ટાગોર સાહેબને કહ્યું: "સાહેબ! ચ્હા, તૈયાર કરાવ્યોછે. પીશો?"—પ્રથમથી આ વાત થયેલી જ નહિં. ટાગોર સાહેબે ડોકાવડે ના જ કહી બિચારાનો ચ્હા બગડ્યો. હમે પણ ચ્હા વિનાના રહ્યા!

બીજો બનાવ, વધારે રમૂજી. સ્મૉલ કૉઝ કોર્ટના જજની જગાએ મિ. ખરસેદજી માણેકજી ખરસેદજી હતા. હેમની જોડે પણ ફત્તેહલાલે પરિચય થોડો ઘણો સાધેલો. એકવાર હેમને પોતાને ઘેર આવવાનું નિમંત્રણ આપવાને ગયા. સિપાઈ જોડે કહાવ્યું: ફત્તેહલાલ આવ્યાછે. સિપાઈ પાછો આવ્યો: સાહેબ પૂછેછે–"ફત્તેહલાલ સો કયા?" જવાબ મોકલ્યો: "પ્રાર્થના-સમાજમાં ગવૈયા છે તે." (તો તો ખરસેદજી નામ વગેરેથી ફત્તેહલાલને ઓળખે ખરા). પાછો સિપાઈ સવાલ લાવ્યો: "પ્રાર્થનાસમાજ સો ક્યા?" યોગ્ય ઉત્તર કહાવ્યો. પાછો સિપાઈ સવાલ લાવ્યો: "ક્યા કામ હૈ?" જવાબ

કહાવ્યોઃ "આપકું ઇજન (=નિમંત્રણ) દેનેકું આયે હૈ. " પાછો સવાલ આવ્યો: ઇજન સો કયા ?"—ફત્તેહલાલ કંટાળીને ચાલી ગયા !

ફત્તેહલાલની કનેથી હું પૂર્ણ કલાલાભ ના પ્રાપ્ત કરી સકયો હેનાં અનેક કારણો મ્હેં બતાવ્યાં. હેમની જ્ઞાનમર્યાદા એ મુખ્ય કારણ હતું જ. ભૈરવી, ખમાચ, સોરઠ, મલ્હાર, જલજયવંતી, બિહાગ એ મુખ્ય રાગ હેમના હતા. બીજા રાગ ઘણામાં પ્રવેશ પૂરો હેમનો નહોતો. કહાનડો ગાવાનું કહિયે તો "कहां नडा ?" કહીને શ્લેષની રમતમાં વાત ઊડાવે. બાકી આવડ તો ખરી; બધાએ કહાનડા નહિં આવડતા હોય; દરબારી કહાનડો અને બાગેસરી (વાગીશ્વરી) કહાનડો આવડતા હતા ખરા. બીજા રાગ પણ આવડતા, ભૈરવ, ટોડી, પીલુ, જંગલો, સારંગ, બિભાસ ઇત્યાદિ ઇત્યાદિ. પણ એ રાગ ઉપર પ્રભુત્વ ઓછું. તેમ વળી હેમનું ગાયન સાદું; મીડ, ગમક, તાનની સૂક્ષ્મકળા, વગેરે નહિં. તાન પણ સાધારણ. અને, મ્હારા બન્ધુ બાબારાવ કહેતા કે, કોઇ પણ રાગ ફત્તેહલાલ ગાય ત્હેમાં તાન લેતી વખતે ખમાચના સૂર ભળી જતા હતા. વળી, મ્હેં ખાસ જોયું હતું કે, ધ્રુપદ, (ચૌતાલ ધ્રુપદ) ગાતાં હેમાં મીડ, ગમક, આવે, પણ તાન પલટા અસ્થાને જ ગણાય, છતાં ફત્તેહલાલ ધ્રુપદમાં તાનપલટા આણી દૂષિત કરતા, ગાયકવર્ગમાં જે'ને અતાઈ કહે છે, ત્હેવા અતાઈ એ ન્હોતા, તેમ પ્રભુત્વધારી ઉસ્તાદ પણ ન હોતા. એકાદ વાર અનુકૂલ કલારસિક મંડળમાં ફત્તેહલાલે પણ ઉસ્તાદને શોભે હેવી બ્હાર કરેલી મ્હને યાદ છે. મર્દાની, મીઠો, અવાજ એ ગુણ હતો. અને ગાતે મુખમુદ્રા લગીર પણ બગાડતા નહિં. सूर प्रथम साघ, तब शुद्ध अंग शुद्ध मुद्रा એ કહાનડાનું ધ્રુપદ મ્હને ફત્તેહલાલ શીખવતા ત્હેમાંની શુદ્ધ મુદ્રા એ હેમનો ગુણ હતો.

## મનુરામ

મુખમુદ્રા બગાડવાની કળા જોઇયે તો ફત્તેહલાલના સસરા મનુરામની. આંખો ચૂંચળી કરી નાંખે, ગાલ, કપાળ, દાઢી—આખા મુખને વાંકી ચૂંકી કરચોળીઓ પાડી દે !—અને હેમાં થી સ્વરરચના, ગાનલહરી અદ્દ્ભુત

સુન્દર કાઢે ! સસરા જમાઈને બનાવ નહોતો; ખાનગી કારણ–સસરાને વારસ કોઇ ના મળે–ને જમાઈ બધું લઈ જશે એ ધાસ્તી ! ગાયક તરીકે વિરોધ—"હેને શું આવડેછે ?" એ મનુરામની તિરસ્કારદૃષ્ટિ; અને તે સાધાર. કૃત્તેહલાલની આવડ થોડી જ; મનુરામ ખરા ગવૈયા. (સારંગિયા ઉત્તમ તે તો હું કહી ચૂકયોછું.) કૃત્તેહલાલ નિયમિત તાલીમ મ્હને આપતા'તા ત્હેવામાં મનુરામ મ્હને કહેઃ—"હણમાં ત્હમને શી તાલીમ આપેછે ?" ['હમણા'માં વ્યત્યય કરીને 'હણમાં' જ ઉચ્ચાર એ કરતા. પ્રિન્સિપાલ વર્ડ્સવર્થ જેવો વિદ્વાન્ Phenomenon (ફિનોમિનન)નો ઉચ્ચાર 'ફિનોનિમન' કરતો, તો પછી બિચારા અર્ધશિક્ષિત મનુરામને શું હસવું ?) મ્હેં કહ્યું;–શું ચાલેછે તે. તો કહેઃ મ્હારી કને ત્હમે બે જ દહાડા તાલીમ લ્યો તો ખરા ?" તેહલાલની સંમતિથી તેમ કર્યું. અને ખરે !–બે તાલીમમાં જ મ્હને મનુરામે અજબ લાભ આપ્યો ! देखी ऐसी चतर सुघर सुन्दर नार એમ શરૂ થતી સોરઠની ઠુમરી મ્હને શીખવી ત્હેમાં સૌન્દર્ય નવું જ આણ્યું. સૂરની વિશુદ્ધતા મનુરામમાં ખરેખરી હતી–જે ગાનકલાનો પાયો છે. કૃત્તેહલાલ તે મ્હને અર્પી સકયા નહોતા. મનુરામનો આટલો જ સંસ્કાર. શાન્તારામના સમાગમે થયેલા લાભ, ઇત્યાદિને પરિણામે અનેક વર્ષો પછી ઈ. સ. ૧૮૯૮ માં હું સિન્ધથી–હાથ ભાગીને લાંબી રજા ઉપર–અમદાવાદ આવ્યો, ત્હારે મ્હારા એક ત્રણ વર્ષના માંદા પુત્રને "વ્યોમમંડળેથી હમે ઊતર્યાં રે લોલ" એ ગરબી હું ગાઈ સંભળાવતો હતો, તે કૃત્તેહલાલે, આવી ચઢીને, સાંભળી, અને કહેવા લાગ્યાઃ 'નનુભાઈ ! ત્હમારા સૂર બહુ જ સરસ, સાચ્ચા, થયાછે." મ્હેં મનમાં કહ્યું: "હેમાં ત્હમને જસ આપવાનો નથી."

સસરા જમાઈને બનાવ નહોતો; છતાં કૃત્તેહલાલ ગાય અને જોડે મનુરામ સારંગી વગાડવાને આવે તે 'ઑફિશિયલ' સંબન્ધ સાચવવામાં વાંધો નહોતો. તોપણ, કૃત્તેહલાલની ફરિયાદ એક એ હતી કે—હું ગાતો હોઉં, મઝા જામી હોય, ને વચમાં એકદમ મનુરામ સારંગીને ખાળીમાં સુવાડીને તુરબો તુન તુન તુન તુન મેળવા મંડી જાય ! કાંઈક અંશે આ ફરિયાદ રસભંગ થવા માટે સાચી હતી. પણ જમાઈના મનમાં વિઘ્ન

નાંખવાના હેતુ કરતાં, અનુરામની સંગીતવિષયમાં તીક્ષ્ણ શ્રવણશુદ્ધિ, જરાક પણ સ્વરદોષ ના ખમાય, ઝીણો સ્વરદોષ પકડી કાઢીને વાદ્ય સુસ્થાપિત કરવાની ચીવટ, એ કારણ વધારે સાચું હતું.

ફત્તેહલાલની આકસ્મિક ગેરહાજરી હોય ત્યારે અનુરામ પ્રાર્થના-સમાજમાં ગાયકનું સ્થાન લેતા હતા. પણ ત્હેમાં બહુ વિજય નહોતો મળતો. આંખ્યો મીંચીને ગાયે જ જાય એ ટેવ હતી. શબ્દો સુશ્રાવ્ય બનાવતા નહોતા. પ્રાર્થનામાળાની પ્રથમ આવૃત્તિનાં ટાઇપ મ્હોટાં હતાં, તે ખપી ગઈ પછી બીજીમાં ટાઇપ કાંઈક ન્હાનાં રાખેલાં, તે અનુરામને ચશ્માં સાથે પણ ઊકલતાં નહોતાં. તેથી પોતે આખી પ્રાર્થનામાળાનો સંગીતભાગ એક લાંબા પાનાંના દેશી કાગળના ચોપડામાં મ્હોટા અક્ષરે બાળબોધ લિપિમાં ઊતારી લીધેલો તે પોતે વાપરતા. અક્ષર સુન્દર લખતા; લહિયાનું કામ હેમણે જાણ્યામાં કરેલું. એ અનુરામ સનાતન મૌનમાં વિલીન થયા !

## • મૌલાબક્ષ

કવિ આદ્ય વાલ્મીક, વ્યાસ, કાલિદાસ આદિ વિનાશથી,
ગંધર્વ વેદ પ્રકાશ નારદ કળા શારદ જ્યાં શમીઃ

× × × ×
× × × ×
× × × ×
× × × ×

મુજ ધન્ય ગુર્જરભૂમિ તું! બડ ભાગ્ય આ તુજ બાળથી!
પુર ધન્ય વીરક્ષેત્ર તું! દીપતું તેજ વિશાળથી!
અંકે લહી આનંદ માને આજ ચિત્રક હંસ આ!!
ગાયન તથા કવિતા તણા શશી સુરજ પણ તારા અહ!!!
તે પૂર્ણ પ્રેમાનંદ અનુપમ બક્ષમૌલા સાથમાં
દિન દિન કળાથી ધવલ ઉજ્જવળ હંસ ઉદયે રો' સદા!!!

('એક ચિત્રદર્શન'—હ. હ. ધ્રુવ.

મૌલાબક્ષને અજ્ઞાત વર્ગમાં નહિં મૂકાય. હરિ હર્ષદ ધ્રુવે, જે'ને આ પંક્તિયોમાં, નામનાં અંગોનો–છન્દના નિયમને સાચવવાને–વ્યત્યય કરીને, અમર કરવાનો પ્રયત્ન કર્યો હતો તે અજ્ઞાત તો નાજ કહેવાય. મૌલાબક્ષની મૂર્તિ નજર આગળ આણુંછું તો પ્હોળું, થોભિયા, દાઢી, ના વિસ્તારથી ભરેલું, વિશાળ આંખ્યોવાળું, સિંહ જેવું મુખ પ્રથમ પ્રગટ થાયછે. આ લેખ સાથે મૂકેલું ચિત્ર મૌલાબક્ષની તરુણ અવસ્થાનું હશે એમ લાગેછે; છતાં મ્હેં ઉત્તરકાળમાં દીઠેલી મૂર્તિની છાયા આપેછે ખરૂં. બનાવટી ચિત્ર મૂકયું નથી. ગાયનની કળાનો શશી મૌલાબક્ષ–એમ હરિલાલે કીર્તિ ગાઈછે. 'ચિત્રદર્શન' હેમણે રચ્યું તે સમયમાં મૌલાબક્ષની કીર્તિની કળા પૂર્ણ રૂપે ચઢેલી હતી. હેનાં અનેક કારણો હતાં: વડોદરાના રાજદરબારનો આશ્રય; ગુજરાતમાં કાંઈક વિરલ પ્રચાર પામેલું વાદ્ય, બીન; તે વાદ્ય ઉપર સારૂં પ્રભુત્વ; (મુખ્યત્વે બીનકાર તરીકે જ મૌલાબક્ષની ખ્યાતિ હતી); આપણા દેશના સંગીતને પાશ્ચાત્ય notation સ્વરચિહ્ન-પદ્ધતિમાં સ્થાપવાનો અપૂર્વ અને આદિ પ્રયાસ મૌલાબક્ષે આરંભેલો તે વિલક્ષણ યોગ;—ઇત્યાદિ કારણો.

વડોદરામાં જ પડી રહીને પોતાની કળામાં મૌલાબક્ષ નિમગ્ન રહેત તો પ્રસિદ્ધિમાં આવ્યા તેટલા આવત નહિં. અમદાવાદ વગેરે સ્થળોમાં પોતાની કલાનું પ્રદર્શન કરવાને લીધે ગુજરાતમાં એ નામ પરિચિત થઈ ગયું હતું. ઈ. સ. ૧૮૭૯ માં કે તે શુમારમાં મૌલાબક્ષને મ્હારા પિતાએ અમદાવાદ બોલાવી એકાદ મહિના સુધી પ્હરૂણા તરીકે રાખ્યા હતા. બીનકાર તરીકેની હેની ખ્યાતિને લીધે જ બોલાવેલા. હેનું બીન પણ ઘણું ઉત્તમ પ્રકારનું હતું. હેવાં વાદ્ય આપણી તરફ બનતાં પણ નહિં. બીન વગાડતી એ મૂર્તિ અત્યારે પ્રત્યક્ષ કરૂંછું: બીનનાં બે મ્હોટાં તુંબડાંમાંનું એક ખભા ઉપર આવેલું બીજું ખોળામાં, વચમાં મૌલાબક્ષનું માથું તે ત્રીજું તુંબડું જ જાણે: બીનના ગભીર નાદમાંથી મીડ, ગમક વેરતા એ કલાકાર હેમાં તલ્લીન: રાગના આલાપ ગમ્ભીર મર્દાની અને મધુર અવાજથી કરીને રાગની રૂપમૂર્તિ ખડી સુરેખ કરતા; મૌલાબક્ષ બેઠેલા દેખું છું.

મૌલાબક્ષ ગવૈયા તરીકે પ્રથમ વર્ગમાં બેસે એમ તો ન્હોતું. હમારા ફત્તેહલાલ તો ગાયકવર્ગને સુલભ ઈર્ષ્યાથી હેને વખોડતા જ હતા. એક રાગ મૌલાબક્ષે ગાયો. મ્હારા પિતાએ પૂછ્યું: "આ કિયો રાગ?" ઉત્તરઃ— "નારાયણી." થયું. આ નામ આપણી તરફ જાણેલું નહિં. ફત્તેહલાલ આ વખત હાજર હતા; તે પાછળથી હસવા લાગતા અને નારાયણી રાગ કહીને રમૂજ કરતા. પરંતુ મ્હને કેટલાંક વર્ષ પછી જણાયું કે કર્ણાટકમાં અને ગુજરાત, ઉત્તરહિન્દુસ્તાનમાં રાગનાં નામમાં અને કેટલીક વાર સ્વરૂપમાં ભિન્નતા છે. વસ્તુતઃ નારાયણી રાગ નામમાં હસવાનું કાંઈ નહોતું. અને મૌલાબક્ષે એ નામ જોડી કાઢ્યું પણ નહોતું.

મૌલાબક્ષની જ્ઞાનમર્યાદા બીજે એક પ્રસંગે તો જણાઈ આવી. અમદાવાદમાં હેમના નિવાસના માસના ગાળામાં લગભગ રોજ મૌલાબક્ષનું ગાયનવાદન હમારે ઘેર થતું હતું. એક દિવસ હમારા મિત્રમંડળમાંના એક દુર્ગાશંકર નામે વકીલ, જાતે ગાયનમાં પ્રવીણ, મૌલાબક્ષને કહેઃ લલિત રાગ ગાઓ. આડા અવળા બીજા રાગ હેણે ગાયા; લલિત રાગ ના જ ગાયો એ રાગ હેને આવડતો જ નહોતો.—અથવા તો એ નામ હેના મુલકમાં જાણેલું નહિં હોય. ગમે તેમ હો, ગાયો નહિં. બધા હેની મર્યાદા સમઝી ગયા. પછીથી એકાન્તમાં મ્હારા એક સગામાંના ગૃહસ્થ—ગાનકલામાં રસિક અને પ્રવીણ, મૌલાબક્ષને લોકો નકામાં હદપાર ફુલાવેછે એમ માનનારા હતા તે—તંબુરો લઈને બેઠા અને લલિત રાગ ખરા લલિત્યથી હેમણે ગાઈ સંભળાવ્યો.

['લલિત રાગ' શબ્દોથી કોઈ એમ ના બોલી ઊઠશો કેઃ ઓહો, હેમાં તે શું? લાવો, હું ગાઉં; કરીને "કરણરાજ તું ક્યાંહ રે ગયો." એમ લલિત છન્દ લલકારવાની ઘેલાઈ ના કરશો. 'લલિત એ નામ એક રાગનું અને એક છન્દનું એમ અકસ્માત્ જ યોગ આવ્યોછે. બાકી રાગ અને છન્દ એ બે વસ્તુઓ મૂળ પાયાથીજ જુદી છે; તે કહેવું પડશે? મ્હેં અનેકવાર એ ભેદ બતાવ્યોછે છતાં લાગેછે કે કહેવું જ પડશે. થોડા દિવસ ઉપર જ એક યુવકે વાત કરી કે ગુજરાતના એક

જાણીતા કવિને કોઇક પોતાનું કાવ્ય મોકલ્યું હેના ઉત્તરમાં એ કવિયે લખ્યું કેઃ "તમે 'રાગ બિહાગ' એમ લખ્યું છે, ને બિહાગ રાગ શું તે હું જાણતો નથી, એટલે આ કાવ્યમાં છન્દના ગુણદોષ શા છે તે હું બતાવી નહિં સકું"!–તો ટંકામાં હું કહીશ કે છન્દનું સ્વરૂપ વર્ણશ્રુતિની માત્ર –લઘુતા અને ગુરુતા–એ ઉપર જ ઘડાયછે; અને રાગનું સ્વરૂપ તો સ્વર–નાદશ્રુતિ–સરિગમ ઇત્યાદિ સંજ્ઞાથી જાણિયે છિયે તે સ્વર) ના ઉચ્ચવચપણા (pitch) વડે બંધાયછે; છન્દ તે કાલમાન (time-measure) ઉપર આધાર રાખેછે ત્હાં રાગ તે રવમાન (sound-measure) ઉપર આધાર રાખેછે. આ કારણથી જ કોઇ પણ છંદ જુદા જુદા રાગમાં ગાઇ સકાય અને છંદ તરીકે સ્વરૂપ કાયમ રહે.]

વિષયાન્તર માટે ક્ષમા નહિં માગું. ગુજરાતના મ્હોટા મ્હોટા પંડિતો હજી આ બાબતમાં ભૂલ્ય કરેછે, તેથી વારંવાર ચેતવણીનો નાદધ્વનિ કરવો પડેછે.–**મૌલાબક્ષ** અમદાવાદમાં હમારા પ્હેરૂણા તરીકે રહ્યા તે દરમ્યાન મ્હારા પિતાએ તથા મ્હેં કેટલાક આનુષંગિક લાભ હેના સમાગમથી લીધા હતા. तारबो तिहारो अख्त्यार है, એ ભજન **મૌલાબક્ષ** કાફી રાગમાં બહુ હૃદયસ્પર્શી બનાવીને ગાતા હતા, તે મ્હારા પિતાને બહુ જ ગમી ગયું, અને હેમણે તે જ નમૂનો લઈને, કેટલાક શબ્દો પણ સમાન રાખીને, તારવા ત્હમે પ્રભુ સમર્થ છો એ પ્રાર્થનાસંગીત રચ્યું અને પ્રાર્થના માળામાં દાખલ કર્યું. બંને ગીતની હૃદયવેધક શક્તિ સમઝાય તે માટે અહિં ઊતારુંછું:

तारबो तिहारो अख्त्यार है
तारो ना तारो तारबो०

भक्ताजन तारे जिने तारबेको काम कीनो,
बिना भक्ति तारो तो तारबो तिहारो है
तारबो०

તારવા ત્હમે પ્રભુ! સમર્થ છો
જેવા છું ત્હેવો તારવા૦

અવગુણ દોષો અપાર નાથ છે હમારા,
દયા કરી તારો તો તારવા સમર્થ છો. તારવા૦

યોગ્યતા નથી તથાપિ આશ રાખું છું હમારી,
દીન જાણી પાળો તો પાળવા સમર્થ છો. તારવા૦

મુક્તિપદ માગવાની હામ કેમ ચાલે મ્હારી,
કૃપા કરી આપો તો આપવા સમર્થ છો. તારવા૦

કરુણાનિધાન નામ નાથ છે હમારું માટે
પાપતાપ કાપો તો કાપવા સમર્થ છો. તારવા૦

આ પ્રાર્થનાનું પદ—મ્હારા બન્ધુ કૃષ્ણરાવે એક વાર હમારા કુટુંબમંડળમાં હેમના નિસર્ગકલાવિધાનથી ગાયું, તે વખતે મ્હારા પિતાની એક મશિઆઈ બ્હેન એકાગ્ર ચિત્તે સાંભળતી હતી તે, પદ ગવાઈ રહ્યા પછી બોલી: "મનુભાઈ! મ્હોટાભાઈનું આ પદ સાંભળવાની સાથે આપણે કે'વાં દીન બની જઇયે છિયે!"—આ શુભ પરિણામ માટે મનુભાઈની સંગીત-કલાને, મ્હારા પિતાના ભક્તિરસિક કવિત્વને, અને હેની પછાડી રહેલા પ્રેરક બળ—મૌલાબક્ષ—ને યથોચિત યશ વ્હેંચી આપવાનું કામ કઠણ છે.

મૌલાબક્ષે મદને એક ખમાયચ રાગનું ભજન આ સમયમાં શીખવેલું યાદ આવે છે:

परमेश्वर एक तुं भज रे प्रा...न
परमेश्वर एक तुं भज रे.
स नि॑ ध प म ग म म प...स नि स ध नि॑ प
स नि ध प म ग म म प...स नि स)
श्वेत न पीत न रक्त न कारो,
सकल सृष्टि रच्यो सो प्रभु हमारो;
एक ब्रह्मको हृदे बीच तुं रख रे ध्या...न
परमेश्वर एक तुं भजरे.

**મૌલાબક્ષની** સાથે એક હેમનો પાલિત બાલક કાસિમ નામે મુસલમાન છોકરો દસ અગિયાર વરસનો, હતો. હેણે મ્હને ત્રિતાલનો એક ન્હાનો મ્હોરો શીખવેલો યાદ આવેછે:

  २        ३                  ०          १

तिक् किटि किढि किटि। धिक् कि टि किटि किटि।

थं किटि किटि किटि। थं किटि किटि किटि॥

  २        ३                  ०          १

એ બાલકના મુખમાં આ મ્હોરો, હેના હાથના તાલપ્રદાન સાથે, બહુ રમૂજ ઉપજાવતો હતો; ખાસ नं નો ઉચ્ચાર કરતે અનુસ્વારનો રણકાર બહુ મીઠો લાગતો હતો.

**મૌલાબક્ષની** સંગીતકલાની મર્યાદિતતા હતી જ. અને તે સાથે કેટલાક હસવું આવે હેવા હેના ગાનવિલાસ હતા. હેની નકલ શાન્તારામ ક્રિકેટ કરતા તે હુબહૂ! પરંતુ જે વખતે **મૌલાબક્ષ** ખરા સ્વરૂપમાં ખીલતા તે વખતે તો આપણને ઉલ્લાસ આપી, હૃદય આપણાં અદ્ધર ઊડે છે એમ ભાસ થતો. હેવો એક પ્રસંગ ઈ. સ. ૧૮૭૯ ના હુનાળામાં બન્યો હતો. હમારાં સગાંમાં લગ્નપ્રસંગે મ્હારા પિતા અને બધું કુટુમ્બમંડળ વડોદરે ગયું હતું; પ્રેમાભાઈ શેઠની દુકાન—દુકાન એટલે ન્હાની સરખી હવેલી—માં હમને ઊતારો આપ્યો હતો. આ પ્રસંગે એક દિવસ ત્રીજા પ્હોર પછી **મૌલા**બક્ષનું ગાયન હમારા ઊતારામાં થયું. તે सविता परब्रह्म प्रभुनुं नित्य निरंतर ध्यान धरुं એ સુપ્રસિદ્ધ શૈલીનું પદ **મૌલાબક્ષે** મૂળ રાગ બદલીને ધન્યાશ્રી (શાન્તારામ કહેતા કે લોકો ધન્યાશ્રી જે'ને કહે છે તે ખરું જોતાં ભીમપલાસી રાગ છે—તે મતે ભીમપલાસી) રાગમાં ગાયું; અને ખરે કંઠની ગમ્ભીરધ્વનિયુક્ત મીઠાશ, સંગીતકલાના ચમત્કાર, એ સર્વ, સાજની સામગ્રીની મદદને લીધે નહિં પણ મદદના વાતાવરણમાં, અદ્ભુત ઉલ્લાસપ્રદ બન્યાં હતાં. સર્વ શ્રોતાવર્ગ ચિત્રાર્પિત થઈ ગયો હતો. એ શ્રોતાવર્ગમાં હું એક ખૂણામાં બેઠો બેઠો

"સુણતો હર્ષ કુતુક મોદે."

કોઇના જોવામાં જાણવામાં આવું એમ હતું નહિં.

એક બીજો નવીન જ્ઞાનલાભ મૌલાબક્ષ કનેથી એ સમયમાં થયો તે notation પદ્ધતિ વિશેનો. પાશ્ચાત્ય સંગીતમાં staff notation જે'ને જોઈએ તે નમૂના ઉપર આપણા સંગીતમાં ઘટતા ફેરફાર સાથે સ્વરસંજ્ઞા-પદ્ધતિ દાખલ કરવાનો પ્રયાસ મૌલાબક્ષે આરમ્ભ્યો હતો; એ વસ્તુના આદિયોજક તરીકે મૌલાબક્ષનુંજ નામ નોંધવાનુંછે. એ પદ્ધતિના ગુણદોષ તપાસવાનું આ સ્થળ નથી. મૌલાબક્ષની પછી બીજા આધુનિક સંગીત-શાસ્ત્રીઓએ આમ સંજ્ઞાપદ્ધતિયો સૂચવેલીછે. મ્હને એ પદ્ધતિ મૌલાબક્ષે સમઝાવી ત્ય્હારે સંતોષ મ્હને થયો નહોતો. સામાન્ય રીતે ગીતના નમૂના ઊતારવા માટે એ યોજના ઠીક હતી. પરંતુ આપણા દેશનું સંગીત સ્વરૂપ-ઘટનામાં, કલાવિધાનના પ્રકારોમાં, હેવું તો અસાધારણ છે, સ્થૂલ સંજ્ઞાદિકથી અગ્રાહ્ય, અનિયન્ત્ય, જે ૧૭ કે મીડ, ગમક. ઘટકડી, તાન ઊપજ, ઇત્યાદિને સંજ્ઞાપદ્ધતિમાં સ્થાપવાનું કામ અશક્ય જેવું જ મ્હને હજી પણ લાગેછે.

આ મૌલાબક્ષ. હેનો સમાગમ થયા પછી લગભગ ચાળીસ વર્ષે એ કલાકાર જોડેનો સંબન્ધ, હેના મરણ પછી લાંબી મુદતે, સત્કારવાનો પ્રસંગ મ્હારે એક આવ્યો હતો. વડોદરા સરકારની મદદથી મૌલાબક્ષે સંગીત શાળા કાઢેલી તે હેની પાછળ હેના પુત્ર મુર્તુઝાખાનના ઊપરિપણા નીચે ચાલતી હતી. જમાનો બદલાયો: વડોદરામાં એક રશિયન બૅંડમાસ્તર સરકારી બૅંડનો અધ્યક્ષ આવ્યો; ફ્રેડિલિસ હેનું નામ:–flute ( વાંસળી ) બહુ જ ઉત્તમ કલાવિધાનથી એ વગાડતો હતો. વડોદરામાં સંગીતપરિષદ ઈ. સ. ૧૯૧૬ માં મળી તે પ્રસંગે મ્હેં હેની વાદ્યકલાના પ્રયોગ જોયા હતા. અને હું મુગ્ધ થયો હતો. આપણી સંગીતપદ્ધતિનું ગ્રહણ કરી લેવાની ચાલાકી હેનામાં સરસ હતી.–કાલક્રમે મૌલાબક્ષવાળી શાળા ઉપર આ વિદેશી કલાકારનું લક્ષ ગયું. એ શાળા કેવળ જૂની પદ્ધતિથી અને અસંસ્કારી રીતે ચલાવાયછે, મુર્તુઝાખાન એ શાળાના ઊપરિપણા માટે લાયક નથી, વગેરે પુકાર આ કલાકારે તન્ત્રાધિકારી મંડળ આગળ આણ્યો. દીવાન રા. મનુભાઈ નંદશંકરે (હવે 'સર' થયાછે તે સર મનુભાઈએ)

મ્હને તથા સંગીતશાસ્ત્રવિશારદ રા. †ઓંકારનાથને મુર્તુઝાખાનની પરીક્ષા લેવાને વડોદરે બોલાવ્યા. હમને બંનેને સરકારી 'અતિથિસત્કારગૃહ'માં ઉતારો આપ્યો હતો, જુદા જુદા ખંડમાં. થોડીક વાર પછી મુર્તુઝાખાન મ્હને મળવા આવ્યો; હેના પિતાના વખતનો જુનો સંબન્ધ કહિ જાણે ક્ય્હાંથી હેણે સોધી કાઢ્યો હશે ત્હેનું સ્મરણ આપીને હેણે મ્હને હેના પેટ ઉપર પગ મૂકાય નહિં એમ સહાયતા માગી. મ્હેં કશું વચન આપ્યું નહિં; અપાય પણ શી રીતે? ગુણદોષના ધોરણ ઉપર જ નિર્ણય બાંધવાનો હતો.

થોડાક કલાક પછી અતિથિગૃહમાં જ પરીક્ષા માટે બેઠક થઈ. દીવાન મનુભાઈ, ઓંકારનાથ, હું, અને ફ્રેડિલિસ–એટલા જણા સાંભળવાને બેઠા. બે તંબૂરા, બે સારંગીઓ, મૃદંગ, તબલા, અને હાર્મોનિયમની સાજ-સામગ્રી હતી. હાર્મોનિયમ મ્હેં કાઢી નંખાવ્યું; એ સંગીતની વિશુદ્ધિને બગાડનારી બલા છે. ઓંકારલાલને અને ફ્રેડિલિસને પણ મ્હારી એ વાત ગમી. બે તંબૂરાની મદદમાં ફ્રેડિલિસને દૂષણ લાગ્યું; મ્હને કાનમાં ફરિયાદ-રૂપે કહ્યું. હું કશું બોલ્યો નહિં. તંબૂરાના નાદધ્વનિથી સંગીતપોષક વાતાવરણ ઊભું કરવામાં અણુમાત્ર દૂષણ મ્હને લાગ્યું નહિં; દૂષણ હું ગણતો પણ નથી.–(અલબત વગર સાજ સામગ્રીએ ગાવાનું સામર્થ્ય પાશ્ચાત્ય કલાકારોએ સારું ખીલવેલું છે ત્હેની ના નહિં.) મુર્તુઝાખાને ગાવાનું શરૂ કર્યું. મ્હારી ખાતરી થઈ કે શાસ્ત્રીય ગાનકલા આ ગવૈયાને લબ્ધ થઈ છે, અને હેના પેટ ઉપર પગ મૂકવાની ખટપટ કાંઈક ઇર્ષ્યામૂલક હતી. અથવા એ શાળા પોતાને હસ્તગત કરી લેવાના ગૌરવલોભથી ઉત્પન્ન થઈ હોય એમ સંભવ છે. ફ્રેડિલિસ મ્હને ધીમે રહીને કહેઃ "જુઓ, પાછળ બેઠેલો

† ઓંકારનાથને બદલે હું ઓંકારલાલ નામ ખોટું જાણતો હતો. તે નામ મ્હેં કહ્યું એટલે હેમણે સુધાર્યું; મ્હારું નામ ઓંકારનાથ છે." મનુભાઈ કહેઃ "હું પણ ઓંકારનાથ જ જાણું છું." એટલે ધીમે રહીને ઓંકારનાથ બોલ્યાઃ "મ્હારા ઉપર આપના પત્રોમાં 'ઓંકારલાલ' જ આવતું હતું."

એ ભરૂચના વતની છે; 'ગાંધર્વ મહાવિદ્યાલય'માં હતા. પછી લાહોર તરફ જઈ રહ્યા. જાતે બ્રાહ્મણ છે. હેમને હું હિન્દુસ્તાની જાણતો હતો. ભરૂચી નીકળ્યા. આખું નામ ઓંકારલાલ ગૌરીશંકર ઠક્કર.

પેલો બીજો હેની જોડે ગાયછે." મ્હેં કહ્યું: "એ તો રિવાજ છે." બોજો કાઢવી એ જ હેતુ હતો. બાકી મુર્તુઝાખાનનો અવાજ પહાડી સરસ હેવો હતો, અને તાન ઊપજની શક્તિ આપબળની અને આપકળની હેવી તો સુસિદ્ધ હતી, કે હેવી મદદને દોષરૂપ ગણવા જેવું કાંઈ પણ નહોતું મુર્તુઝાખાનની ગાવાની શૈલી મ્હને તો સારી લાગી; તાનની સમતોલતા, મીડ, ગમક, ઇત્યાદિ રસમય લાગ્યાં. ફ્રેદિલિસ વળી મ્હને કહે: "જુઓ, બેસૂરો થયો!" મ્હેં સભ્યતાથી ડોકું હલાવ્યું કેવળ છિદ્રાન્વેષણ હતું. (જો કે, ફ્રેદિલિસના ગયા પછી ઓંકારનાથે મ્હને સ્વતન્ત્ર રીતે કહ્યું ખરૂં કે કોક વાર બેસૂરો થાયછે. મ્હને એ ટીકા માત્ર પોતાનું ચઢિયાતાપણું જણાવવા માટેની લાગી.)

અનુભાઈ મ્હને કહે: કાંઈ પ્રશ્ન પૂછવા છે?" મ્હેં ઓંકારનાથ તરફ ઇશારત કરી. હેમણે કહ્યું: "લલિત રાગ મ ઉપર જોર રાખીને ગાઈ બતાવો." ગાયો. મ ઉપર આવતાં ઘમાં હેનું મિશ્રણ થતું હતું એમ ભૂલ્ય ઓંકારનાથે બતાવી. "notation ત્હમે કરોછો?" ઓંકારનાથે પૂછ્યું. મુર્તુઝાખાને ગલ્લાંતલ્લાં કર્યાં. એમ ગભરાવાની જરૂર નહોતી. મ્હારે મતે તો આપણા સંગીતને notation ગોઠે એમ જ નથી. પણ મૌલાબક્ષે શરુ કર્યું, અને બાવે, 'સંગીત મહા વિદ્યાલય' વગેરેએ 'ફૅશન' પોત પોતાની રીતે નકામી ઊપાડી; એમ છે. પછી ઓંકારનાથે એક તાન ગાયું, હેના સ્વરાનુક્રમ ઊપજાવવાનું કહ્યું. મુર્તુઝાખાને તે બરોબર ઊપજાવ્યા. કહિં કહિં ક્ષતિયો થઈ; પણ એકંદર ઠીક હતું. આ કળા વિષમ છે અને ભલભલા હેમાં ભૂલ્ય પકડી ના સકે, પકડે તો ઘણીવાર ખોટી પણ પડે. ઓંકારનાથે એક ચીજ ગાઈ ને પૂછ્યું: "આ કિયો રાગ?" મુર્તુઝાખાને ઊડાવનારો જવાબ દીધો. "હમારી કર્ણાટકી પદ્ધતિ છે; હેમાં ને ત્હમારામાં રાગનાં નામ જુદાં પણ હોયછે." (મુદ્દે વાત ખોટી નહોતી). મ્હેં પ્રશ્ન પૂછયો: "સોરઠ અને દેશ એ બે રાગમાં શો ભેદ છે તે ગાઈને તથા સ્વર. વગેરેમાં ભેદનું બીજ શું છે તે કહીને બતાવો." હેણે બંને રાગ ગાઈ બતાવ્યા. બરોબર ઊતર્યો. 'સોરઠ રાગમાં બંને ગાન્ધાર વિશેષ રીતે લાગેછે'

એમ કાંઈક ખુલાસો કર્યો. અત્યારે મ્હને યાદ નથી. મ્હારી ડાયરીમાં હેની પૂર્ણ નોંધ નથી.

રાત્રે ભોજન પછી અનુભાઈ ને બંગલે ઓંકારનાથે ગાયું. તે સંબન્ધની મ્હારી નોંધ ડાયરીમાં આમ છે: "કળા સારી છે, કસરત સારી છે, પણ તાનની પદ્ધતિ તદ્દન જૂના ઉસ્તાદો જેવી, grace વિનાની balance વિનાની છે. બાકી અવાજ ઉપર કાંઈક પ્રભુત્વ છે; જોકે અવાજમાં જોર નથી; અને નાકમાં ગાયછે. (મ્હારે મન એ મ્હોટી ખામી છે; અવાજ ઉપર ખરું પ્રભુત્વ ના હોય તે જ માણસ અનુનાસિકત્વનો આશ્રય લે.) ખાદમહુસેન, ઝાકરુદ્દીન વગેરે ખરા ઉસ્તાદોના અવાજ કદી પણ નાકમાંથી નીકળ્યા નથી."

પરીક્ષાનું પરિણામ ઓંકારનાથ તથા હું પોતપોતાનો રિપોર્ટ સ્વતન્ત્ર મોકલી દઈને જણાવીશું એમ ઠરાવ્યું. તે જ રાત્રે હું વાંદરે જવાને ઊપડયો. સ્ટેશન ઉપર જને ફ્રેદિલિસ મ્હારી જોડે મોટરમાં ચઢી બેઠો અને મ્હારું વલણ જાણવાનો બહુ એ પ્રયાસ હેણે કર્યો; મ્હેં કહ્યું: "હજી રિપોર્ટ હમારે જઈને લખી મોકલવાનો છે." એ મનમાં બહુ ચીઢાયો. મ્હેં રિપોર્ટ અનુકૂલ લખી મોકલ્યો. ઓંકારનાથે પણ તેમ જ કર્યું હશે. આખર નિર્ણય શો થયો તે હું સ્પષ્ટતાથી જાણતો નથી. પણ, મુર્તઝાખાનને પેનસન આપી, શાળા ફ્રેદિલિસની શાળા જોડે ભેળવી દેવી, નવી પદ્ધતિથી ચલાવવી, એમ કાંઈક યોજના થઈ હતી. (હમને બંનેને પરીક્ષક તરીકેની ફી પાછળથી મળી ગઈ). ફ્રેદિલિસે નવીન બેંડ ઊભું કર્યું છે. તે ખરેખરું અપૂર્વ, મોહક, અને વૈવિધ્યથી ભરેલી યોજનાવાળું છે; હેમાં શક નહિં.–મ્હેં સાહિત્યપરિષદ્ વખત અમદાવાદમાં, ઈ. સ. ૧૯૨૦ માં શેઠ અંબાલાલ સારાભાઈને ત્હાં ગાર્ડનપાર્ટીમાં સાંભળ્યું હતું.—સૌભાગ્યલક્ષ્મીના પુત્રનું મર્દન કરીને આ રસિક કલામન્દિર ચણાયું હશે, તો પણ બહુ ખેદનું કારણ નથી.

## આદિત્યરામજી

આદિત્યરામજીની ખ્યાતિ સંગીતશાસ્ત્રી તરીકેની મ્હારા પિતાએ સાંભળીને હેમને નિમન્ત્રણ મોકલ્યું હતું. કંઈ સાલમાં એ હમારે ઘેર આવ્યા

તે યાદ નથી. પરંતુ ઈ. સ. ૧૮૭૫ અને ૧૮૮૦ ની વચમાં એ વાત હશે. આદિત્યરામ સંગીતમાં કુશળ હતા; અને વિશેષત: મૃદંગના વાદ્ય વિશે પ્રવીણતા હેમની ગણાતી હતી. હેમની ગાનકલા સંબન્ધે એક કથા કહેવાતી હતી; હિન્દુસ્તાની ગવૈયાઓની સમક્ષ આદિત્યરામે ગાનકલાના પ્રયોગ એકવાર કર્યા; બધા ઉસ્તાદોએ ગમ્ભીર મુખ રાખીને સાંભળ્યા કર્યું; ગાનકલામાં કશી ખોડ્ય કઢાઈ નહિં, સૂરમાં, તાલમાં, તાનમાં ઊપજમાં, ખામી કાંઈ નીકળી નહિં. એટલે ઉસ્તાદમાંનો એક બોલ્યો: "ઠીક હૈ; ગાના હૈ તો બહુત અચ્છા; લેકિન,—કુછ આરતીકી બો આતી હૈ." વલ્લભપંથનાં મન્દિરોમાં ગાનકલાની શાસ્ત્રીય પદ્ધતિ સારી સચવાયછે; પરંતુ હેમાં અમુક પ્રકારની શૈલી હિન્દુસ્તાનની કલાથી ભિન્ન હોયછે, તે ભિન્નતાને મન્દિરની આરતીના ધૂમાડાની વાસની છાયા વિશે આમ ઉલ્લેખ કરીને ખાંસાહેબોએ ઉપહાસ કર્યો હતો.

અસ્તુ. આદિત્યરામ હમારા અતિથિ થયા. સાથે હેમનું શિષ્યમંડળ હતું: એક ધનજી નામનો નેત્રાન્ધ નાગર ગૃહસ્થ હેમાં હતો; મૂળજી નામનો બીજો શિષ્ય—પાછળથી સ્વતન્ત્ર ગવૈયા તરીકે જે મૂળજીભાઈ પ્રખ્યાતિમાં આવ્યા હતા તે,—અને બીજું બે ત્રણ જણનું મંડળ હતું. ધનજી સારું શાન્ત પ્રકૃતિથી ગાતા હતા. આદિત્યરામની જોડમાં મૂળજી ગાતા હતા; પણ હેમાં નકામાં તાનમાં થોડાં ઘુસાડીને, પોતાની વ્યક્તિતા આગળ પાડવા જતા હતા, તેથી હમને કંટાળો આવતો હતો. એ જ મૂળજી મ્હારા પુત્રના લગ્ન વખત ઈ. સ. ૧૯૦૨ માં હમારે ઘેર આવેલા અને ગાયેલું તે વખતે અજબ સુધારો, તદ્દન ફેરફાર, હેની ગાનકલામાં થયેલો દીઠો.

આદિત્યરામની પ્રભાવ સ્થાપનારી મૂર્તિ ભૂલાય એમ નથી. હેમનું અભિમાનરહિત આત્મગૌરવ પણ અપૂર્વ હતું. હેમનો પ્રાચીન રીતિનો પહેરવેશ, સાદાઈ, સર્વ નજર આગળ આવેછે. જામનગરી પાઘડી, વળવાળી ઘટના, મહાદેવની જટાનાં ગૂંછળાની પેઠે વીંટાઈ ચઢવે જતી (જટાની પેઠે અણીવાળી ટોચ નહિં, પણ ઉપર પણ પ્હોળી સપાટીવાળી), એક બાજૂએ ઢળી જતી,—એ સ્વરૂપ જોઈને મ્હારા પુત્ર નલિનકાન્તે leaning tower

નામ આપેલું (આદિત્યરામની પાઘડી તો હેણે ના દીઠેલી; બીજી જામનગરી લીંબડીના ગણેશજી દુબળને માથે દીઠેલી તે વખતે એ નામ આપેલું); હેવો leaning tower માથા ઉપર રાખનારી આદિત્યરામજીની મૂર્તિ અત્યારે પ્રત્યક્ષ કરુંછુ.—ગાનકલામાં સાદાપણું, પણ શાન્ત સમતોલતા, એ હેમનું મુખ્ય લક્ષણ હતું. તાલશાસ્ત્રમાં પૂરી નિપુણતા હેમની હતી; અને હેમની કનેથી મ્હને તાલને સંબન્ધે એક નવીન જ્ઞાન, અને સાચું જ્ઞાન, મળ્યું તે કદી ભૂલાશે નહિં. લય શબ્દ સંગીતશાસ્ત્ર અને કલાને અંગે લોકો, અર્થ સમઝીને નાસમઝીને ગમે તેમ, વાપરતા હતા, વાપરેછે. એ શબ્દનું ખરું સ્વરૂપ હમને આદિત્યરામે વિવેચન અને પ્રયોગ સાથે સમઝાવ્યું. ત્રિતાલની માત્રા ૮, દીપચંદીની માત્રા ૧૪; આ બંનેનો સમન્વય પ્રયોગથી કરી બતાવ્યો; એક શિષ્ય ત્રિતાલના તાલ, માત્રાની સંખ્યા ગણતો જઈને, આપતો હતો; બીજો તે જ આરમ્ભક્ષણથી દીપચંદીના તાલ, માત્રાસંખ્યા ગણતો જઈને, આપતો હતો; ત્રિતાલનાં ૭ આવર્તનો અને દીપચંદીનાં ૪ આવર્તનો પૂરાં થવાની સાથે બંને તાલઘટનાનો સમાગમ:સંપૂર્ણ થયો. (૮×૭=૫૬; ૧૪×૪=૫૬ એમ ૫૬ માત્રની પૂર્ણતાએ એકતા થઈ). આમ એક પ્રકારના તાલનો લય, વિલીનતા, બીજા પ્રકારના તાલમાં, થઈ; માટે હેનું નામ લય. આ ઉપરથી પછી, ગાનનો લય, ગાનની લેહ, વગેરે વગેરે શબ્દો સાચાજૂઠા રૂઢ થયા. આ નવું જ્ઞાન મ્હારા મનમાં સ્થપાઇ ગયું છે; હજી હું એ છોડીશ નહિં; દુરાગ્રહ કહો તો ભલે.

## ખાદમહુસેન

આ ગવૈયાને મ્હારા પિતાએ ઈ. સ. ૧૮૭૮–૮૦ માં વડોદરેથી અમદાવાદ બોલાવ્યો હતો. ગવૈયા તરીકેની હેની કીર્તિ તે સમયમાં બહુ પ્રસરી હતી. અને ખરે એની ગાનકલા અદ્ભુત હતી: પહાડી અવાજ, અસાધારણ માધુર્યથી ભરપૂર, રાગના આલાપ, તાન, ઇત્યાદિમાં ગમ્ભીરતા વગેરે શા શા ગુણો સંભારું?—હમારા લાખા પટેલની પોળના મકાનની દીવાનખાનાની મેડીમાં ગાયન શરૂ થયું. મિત્રમંડળ અણુતર

હાજર હતું; બધા સંગીતની કદર જાણનારા આશરે ૩૦–૪૦ જણા હતા. યમનથી શરુ કર્યું, અનેક રાગ ગાયા. પ્રત્યેકનો પ્રથમ આલાપ કરે—એ આલાપથી રાગનું સ્વરૂપ વાતાવરણમાં હેવું તો ભરી દે કે સર્વત્ર એ રાગનું જ દર્શન થાય; પછી એ રાગનું ધ્રુપદ ગાય; ત્હેમાં પણ ગમક, મીડની લલિત ગૂંથણી,—ધ્રુપદમાં તાલઘટનાની અદ્દભુત સમતોલના સ્થાપે; પછી તેજ રાગનો ખ્યાલ, ટપ્પો, ક્વચિત્ તે રાગની ઠુમરી; એમ ગાયા કર્યું. બોલવામાં હેવો મીઠો ! "હાં, હુઝુર ! આપકી જો ખુશી હોગી સો સુનાઉંગા ! સબ રાગ સુનાઉંગા." કરીને 'ઉસ્તાદોના મચડાટથી મુક્ત, અભિમાન વિનાનો, આ ગવૈયો પ્રથમ જ દીઠો. આ ગાનની મોહની મ્હેં જુદી જ રીતે અનુભવી. દીવાનખાનામાં બેઠે બેઠે થોડા રાગ મ્હેં સાંભળ્યા. પછી જોડેના ખંડમાં જઈને ખાટલામાં પડયે પડયે હું સાંભળતો સૂતો, એ શ્રવણની ખુબી જુદી જ ! "દુરથી ગીત-ધ્વનિ" † નામના લેખમાં મ્હેં પરોક્ષ શ્રવણના સૌન્દર્યનું તત્ત્વ દર્શાવ્યું-છે તે હું અનુભવવા લાગ્યો. ગાનાર અદૃશ્ય, સર્વ વિક્ષેપનો લોપ, માત્ર મધુર સ્વરસંયોગનું પ્રત્યક્ષવત્ દર્શન—એ આનન્દસાન્દ્ર લય ,સધાયો. કહાનડા રાગનો આલાપ શરૂ થયો ત્યહારે તો હું એ રાગની પાંખો ઉપર ચઢીને, ખાટલામાંથી જાણે ઊડીને, આનન્દલોકની ચાંદનીમાં તરતો હોઉં એમ થયું. હું ન્હાનપણમાં જુદા જુદા રાગને જુદાં જુદાં ફૂલના સુગન્ધ જોડે સરખાવવાની તરંગલીલા કરતો હતો; એ લીલામાં કહાનડો રાગ તે હારસિંગાર (મરાઠીમાં પારિજાત કુસુમ) જોડે એકરૂપ હું માનતો. આ પ્રસંગે એ અસાધારણ કાંઈક મધુર, કાંઈક કડક, કાંઈક તેજસ્વી, સુગન્ધનાં ફુલનો જ આસ્વાદ હું કરતો હોઉં એમ લાગ્યું.

પણ—બસ. હવે બહુ કવિત્વકલ્પનાઓ નહિં પ્રગટ કરું,

## ઘસીટખાન

આ કલાકાર સિતારના બજવૈયા તરીકે જ મશહુર હતો. મ્હારા એક બન્ધુ આપારાવ સિતારના રસિક અભ્યાસી હતા. લાખા પટેલની

† "મનોમુકુર" ગ્રંથ ૧ લો; પૃષ્ઠ ૨૫૦–૨૭૧ જુવો; ખાસ પૃષ્ઠ–૨૬૨, ૨૬૮.

પોળ્યવાળા મકાનની અગાશી ઉપરની રાવઠીમાં શાન્ત રજનીમાં આપારાવ સિતાર વગાડતા હતા, બે ચાર મિત્રોની સ્હામે; ત્હારે શાન્ત સુખભોગ મ્હને બાળકને થતો. મ્હારા એક શાળાના સહાધ્યાયીએ એક વાર વાત કરેલી કે અમુક માણભટ વ્યાસ રાત્રે પોળ્ય બ્હાર કથા કહેતા હતા; હેવામાં આપારાવનો સિતાર રાવઠીમાં બેશીને વગાડેલો સંભળાયો; વ્યાસ તો મંત્ર-મુગ્ધ બની ગયો.—અસ્તુ. વકતવ્ય એ છે કે તે સમયમાં વલ્લભાચાર્ય સંપ્રદાયના જીવનલાલજી મહારાજ મુંબાઈવાળાના સિતારની બહુ જ ખ્યાતિ હતી. હેમની કલામાં મીડની ખુબી ખાસ વખણાતી. એ જીવણલાલજી મહારાજનો સિતાર આપારાવે તથા વડીલ બન્ધુ બાબારાવે સાંભળીને વખાણ જે કરેલાં તેથી હું પોતાને કમનસીબ માનતો કે—અરે રે, એ જીવણલાલજીનો સિતાર મ્હેં ના સાંભળ્યો. કોઈવાર સંભળાવીશું એમ મ્હને આશ્વાસન બન્ધુઓએ આપેલું. પણ તે સુખપ્રસંગ જ ના આવ્યો. પરંતુ એ અણભોગવ્યા સુખનું સાટું આ ઘસીટખાનનો સિતાર સાંભળીને વળી ગયું.

ઈ. સ. ૧૮૭૯ ના ઉનાળામાં વડોદરામાં મૌલાબક્ષનું ગાયન સાંભળ્યું તે જ પ્રસંગે બીજે કોઈક દિવસે રાત્રિના શાન્ત સમયમાં હમારા ઉતારાના મકાનની જ ન્હાની સરખી અગાશીમાં ઘસીટખાનને આણ્યા. શ્રોતાઓનું મંડળ ગણતર હતું—૧૫, ૨૦ જણ હઈશું. રાત્રિ અંધારી હતી. આકાશમાં તારા ચમકતા હતા. ઘસીટખાને સિતાર શરૂ કર્યો. શો અદ્દ્ભુત નાદરંગ ! આ સિતારના નાદ સાંભળવાને આકાશમાં તારા આશ્ચર્યમૂઢ જ ઊભા હતા એમ લાગે તો નવાઈ નહિં. અને એ સમયે સિતારમાંથી ઉત્પન્ન થતા સૂર મ્હને અદ્ધર તરતી સૌન્દર્યમૂર્તિઓ જેવા ખરે, લાગ્યા હતા.

અંતરિક્ષ તરી ચમકતા મધુર વાદ્યસૂર એહ
ગગનાંગણ રમતા તારકસમ દિવ્ય ધરંતા દેહ,
વિલસતા મુજ નયન તણા સમીપ
નિરખિયા મેં ઉજ્જ્વલ અર્ધદીપ.§

---

§ 'હૃદયવીણા'—અર્પણ કાવ્ય.

મ્હારા બન્ધુ, કૃષ્ણરાવના અલૌકિક ગાનને સંબન્ધે કાઢેલા ઉદ્‌ગારમાં 'ગાન' ને બદલે 'વાદ્ય' શબ્દ મૂકીશું તો મ્હારી એ સમયની હ્રદયસ્થિતિ બરોબર પ્રતિબિમ્બિત થશે. મસીટખાનના સતારસ્વર વિશે થયેલું મ્હારું સ્વપ્નદર્શન મ્હારા મનમાં સંસ્કારરૂપે રહીને સોળ સત્તર વર્ષે 'હૃદયવીણા'ના આ ઉદ્‌ગારમાં પુનર્જન્મ પામ્યું હશે એમ લાગેછે.

સંગીતના સ્વરોનું આ પ્રકારનું પ્રત્યક્ષવત્‌ દર્શન કેવળ એક વ્યક્તિની તરંગવૃત્તિનું ફળ નથી; અનેક કવિજનની રુચિર કલ્પનામાં હેનો ઉદ્‌ભવ છે. જુવો :

> " કે તું રહી લચકતી વનવૃક્ષડાળે,
> બેશી તળે નિરતવાદિતને નિહાળે."

એમ 'પૃથુરાજરાસા'ના આરમ્ભના ભાગમાં ભીમરાવે પણ નારદની વીણાને પોતાના મૂક થયેલા સ્વરોને ઊંચે ઊડતા જોતી કલ્પીછે.

Effie Leigh ની "Golden Memories" નામની વાર્તામાં સંગીતદેવીની મૂર્તિરૂપ બનેલી સ્ત્રીને વિશે વચન છે કે:

I represented Music, seated on a throne, with a small lyre in my hand. I gazed upwards, *as if my Soul were wandering after the echoing sound.*

અહિં કલ્પના કાંઈક ભિન્ન વલણની છે; છતાં બીજ સમાન છે.

આ મુખ્ય મુખ્ય સંગીતાચાર્યોનું દર્શન કર્યું. આ શિવાયના ઘણા કલાકારોના પરિચયનું વિસ્તારથી વર્ણન કરાય એમ નથી. ટૂંકી નામનોંધ કરવાથી મ્હેમાંના કેટલાકને અન્યાય પણ થાય. છતાં નિર્દેશ કરવો પ્રાપ્ત થાયછે. સૂરતમાં ઈ. સ. ૧૯૦૭ ના ડીસેમ્બરમાં ધર્મની પરિષદ્‌માં એક બંગાળી યુવક, નામે પ્રબોધકુમાર દત્તે આરમ્ભમાં ભજન ગાયું તે આત્માને ઉચ્ચ પ્રદેશમાં તરાવે હેવું હતું તે મ્હારા મનમાં નિરંતર રમ્યા કરેછે. ઈ. સ. ૧૯૧૩ માં દાર્જીલિંગમાં બ્રાહ્મધર્મની કન્યાશાળાની યુવતીઓએ 'એસરાજ' નામના (દિલરુબાને મળતા) વાદ્ય સાથે સંગીતકલા દર્શાવી હતી તે પ્રસંગના

માધુર્યનો આસ્વાદ પણ ભૂલાતો નથી. ઈ. સ. ૧૮૮૭–૮૮ ના શુમારમાં રવીન્દ્રનાથ ઠાગોરે શોલાપુરમાં હેમના બન્ધુને ઘેર શાન્ત સન્ધ્યા સમયે–ટેનિસ કોર્ટમાં–અદ્દભુત માધુર્ય રેલાવતું ગાન કરેલું ચિરંજીવ લાગેછે. અને તેથી જ ૧૯૨૦ માં અમદાવાદમાં સાહિત્ય પરિષદ્દને પ્રસંગે શેઠ અંબાલાલ સારાભાઈને બંગલે ગાર્ડન-પાર્ટીમાં એ જ રવીન્દ્રનાથનું ગાન શુષ્કવત્ થઈ ગયેલું જોઈને પૂર્વના સૌન્દર્યની કીંમત શતગુણ થાયછે. રા. ગણેશ ગોપાળ બર્વેએ થોડાંક વર્ષ ઉપર મ્હારે વાંદરાને નિવાસસ્થાને આવીને ગણતર મિત્રમંડળની વચ્ચે દિલરુબા ઉપર જે પરમ કલાવિધાન અને માધુર્યવર્ષણ કરતી કરામત કરી હતી તે પણ ચિરંજીવિની જ ગણું છું. તે જ પ્રમાણે ગયા જૂન માસના અંતભાગમાં અમદાવાદમાં મહાવિદ્યાલયના સંગીતશિક્ષક રા. શંકરરાવ વ્યાપરે "વાગેલીન" વાદ્યમાંથી મધુરા મધુરા સ્વરોનાં અમૃતબિન્દુ ઝરાવીને જાદુ કર્યો હતો અને અદ્દભુત કલાવિધાન પ્રગટ કર્યું હતું. તે પણ સૌન્દર્યમન્દિરના સુવર્ણગવાક્ષમાંથી અનન્તતાનાં દર્શન કરાવનારું બની મ્હને વશ કરી નાંખનારું હતું.

આમ આ બધા માધુર્યરસના પ્રસંગોને વિશે 'ચિરંજીવ' જેવું વિશેષણ લગાડવાની સાથે જ હૃદયમાં ઊંડો બીજો ધમકાર થાયછે, અને ઉદ્દગાર થાયછે કે

વિરમતાં ગાન વિરમી સહુ જાય,
મધુરતા એ નવ સાંચી રખાય;
મધુરતા અનુપમ કૈરો સાર
વિનશ્વર કેમ કર્યો કરતાર?

છતાં વળી મનોરથની ફાળ ઊંચી ભરાયછે, મનમાં થાયછે કે:

તરંગ વિધવિધ મન વિરો ઊછળી ઊંપને આશઃ—
ગાનમધુરતા રાખું સનાતન, પામે ન કદી વિનાશ,
વાસ કરી અનન્તતાને દ્વાર
મધુર સંગીત વસો ચિરકાળ.

## (૩૦)

## સ્વ. હાજી મહમ્મદ

ઈ. સ. ૧૯૨૧ ના જાન્યુઆરીની ૨૨ મી તારીખે **એલ્ફિન્સ્ટન કૉલેજ**માં નવા સ્થપાયલા ગુજરાતી મંડળનું 'મંગલ ભાષણ' હું કરતો હતો, તે વખતે મ્હને ખબર ન્હોતી કે હેને આગલે જ દિવસે એક વિરલ **સાહિત્ય-સેવક** અલ્લાહના દરબારમાં ચાલી ગયો હતો. તા. ૨૩ મીની સાંઝે મ્હારી પુત્રીએ કહ્યું કે **હાજી મહમ્મદ** ગુજરી ગયાની ખબર મુંબાઈમાં કોક કનેથી મ્હારા જમાઈ સાંભળી આવ્યા. આ પછી પાંચ છ દિવસે વિક્ટોરિયા ગાર્ડન્સના મ્યૂઝિયમના ક્યુરેટર રા. **ચૂનીલાલ ઘોડી સાંટાક્રુઝ** સ્ટેશનની બ્હાર મ્હને મળ્યા, ત્હેમણે આ શોકભરી વાતને સાચી કહી: **હાજી મહમ્મદ** જોડે મ્હારો પરિચય માત્ર છ વર્ષનો જ હતો; પરંતુ આ આઘાત મ્હને હેવો લાગ્યો કે જાણે લાંબા સમયનો મિત્ર મ્હેં ગુમાવ્યો હોય. મ્હેં અન્ય સ્થળે કહ્યુંછે કે—જીવનનું માપ વર્ષો વડે નથી થતું, પ્રસંગોની તીવ્રતા, બળ, ઇત્યાદીથી થાયછે. છ વર્ષના ટૂંકા ગાળામાં **હાજી મહમ્મદ** સાથે એટલા સતત, નિકટ, પરિચય-પ્રસંગો આવેલા કે હેમની જોડે લગભગ તેર ચૌદ વર્ષના કાલમાનથી જ મપાયલા અનુભવવાળા કરતાં દશગુણ મ્હારુ ઓળખાણ અને સ્વભાવપરીક્ષા હતાં. તદસ્તુ.

**આ આઘાતની સાથે** જ મ્હારા મનોગગનમાં અનેકાનેક સ્મરણતારક-ગણ તરવરી રહ્યા. એ તારકોનાં પ્રતિબિમ્બ પાડવાનો પ્રયાસ આજ કરુંછું.

**સમય—ઈ. સ. ૧૯૧૫** ના જાન્યુઆરીની ૧૪ મી તારીખની સાંઝ; **સ્થળ—ખેતવાડી મેઇન રોડના ટ્રામ સ્ટેશનથી ચૂનાભઠ્ઠી રોડ તરફ જનારી ગલી. પ્રસંગ આ હતો: દક્ષિણ આફ્રિકાથી આવેલા મોહનલાલ કરમચંદ**

ગાંધી તથા તેમના પત્ની સૌ. કસ્તુરબાના સત્કારાર્થ મેળાવડો. ત્યાં હું, નલિનકાન્ત, તથા પુત્રી લવંગિકા ટ્રામમાંથી ઊતરીને ગલીમાં જતાં હતાં. એ જ ટ્રામમાંથી ઊતરેલા ઊંચા, ફૂલંગો ભરતા, તરુણ ખોજા ગૃહસ્થે આવીને હમને પકડી પાડ્યા. નલિનકાન્તે ઓળખાણ કરાવ્યું: આ હાજી મહમ્મદ અલારખ્યા શિવજી—આ ક્ષણે બીજ રોપાયું. કાલક્રમે સ્નેહના અંકુર ફૂટી મનોહર વૃક્ષ પ્રગટ થયું.

ઓમાર ખય્યામની ફિડ્‌ઝ જેરાલ્ડ કૃત રુબાયાતનો અનુપમ સંગ્રહ, વિવિધ પ્રસિદ્ધિઓનો, સચિત્ર, હાજી મહમ્મદને ઘેર છે એમ બહુ વખતથી સાંભળેલું. જઈને જોવાના મનોરથ કરેલા, નલિનકાન્ત જ ત્હાં લઈ જવાનો હતો. પછી એ દોઢ માસ પછી છેવટની માંદગી ભોગવી બે માસની અંદર જીવનનો પ્રયાણનો દરવાજો વટાવીને ચાલ્યો ગયો. તેથી વાત અટકી પડી. આમ ઓળખાણ કરાવી ઊડી જનારા વિરલા આત્માને વિષયભૂત કરનારા કાવ્ય–'સ્મરણસંહિતા'–ની પ્રસિદ્ધિમાં હાજી મહમ્મદ ભવિષ્યમાં સહાયભૂત થયા, એ સ્નેહલોકનાં સૂક્ષ્મ બળોનું અણગોઠવ્યું જ પરિણામ હતું. કેટલાક માસ પછી સ્નેહીવર્ગ સાથે હું એ સંગ્રહ જોઈ આવ્યો. મ્હારી પત્નીથી હાજી મહમ્મદના મકાનના સખત દાદરા ચઢવા અસાધ્ય હતા; તેથી એ સંગ્રહનો મુખ્ય મુખ્ય ભાગ હાજી મહમ્મદ બીજે પ્રસંગે મ્હારે ઘેર, વાંદરામાં, લાવીને બતાવી ગયા. કાલક્રમે સ્નેહના તન્તુના તાણાવાણા વણાયા. 'સ્મરણસંહિતા'નું કાવ્ય મ્હારે ઘેર હાજી મહમ્મદ આવીને સાંભળી ગયા. ગમ્યું. છપાવવા માટે ચિત્રોની યોજના, પુસ્તકના બાહ્ય સ્વરૂપની ઘટના, ઇત્યાદિ કરવાનું હાજી મહમ્મદે પોતાની ઇચ્છાથી માથે લીધું, ને પાર ઊતાર્યું. આ માટે કેટકેટલી દુકાનોએ, કેટકેટલા કલાકારો પાસે, એ અને હું જતા હતા, તે ગણાવવા જતાં કંટાળો આવે—સાંભળનારને. આ સર્વ હમારી મુલાકાતો અને સહકારિતાના યોગે હાજી મહમ્મદ જોડે જે હૃદયની નિકટતાથી પરસ્પર વાતો થતી તે મિત્રતાના મન્દિરના અમૂલ્ય સુવર્ણલેપનું કાર્ય જ કરતી હતી. ટ્રામમાં, વિકટોરિયામાં, હીંડતા, મ્હોટા રસ્તામાં, ગલીગૂંચીઓમાં, નાટકમાં, સિનેમામાં,—સર્વ સંયોગોમાં હાજી મહમ્મદે મ્હને

પોતાની જોડે ફેરવ્યાના અનેક પ્રસંગો મનોનયન આગળ ઉપસ્થિત થાયછે, ત્હારે આ પરિચય, વિસ્તારમાં તેમ જ ઊંડાણમાં, અમેય થતો લાગેછે.

હાજી મહમ્મદની સ્વભાવઘટનામાં હાસ્યરસને સ્થાન હતું ?—આ પ્રશ્ન શા માટે પૂછું છું ? મ્હારો અનુભવ પ્રમાણ આપવાને બસ નથી ? પણ પ્રશ્ન ઉત્પન્ન થવાનું કારણ છે. હાજી મહમ્મદ સ્મારક ગ્રંથમાં એક શાણા લેખકે લખ્યું છે કે હાજી મહમ્મદના મ્હોટા મનમાં મીઠી મજાક–મજાકભરી નિન્દા–જેવી ન્હાની વાત કદી જ આવી સકતી નહિં. મીઠી મજાક અને પરનિન્દા સમર્થ શક્તિવાળા અને બુદ્ધિશાળી પુરુષોને "મ્હોટા બાળક" બનાવેછે એમ એ શાણા લેખકે સૂત્ર સ્થાપ્યું હતું; શા પ્રયોજનથી તે તો તે જાણે અને પ્રભુ જાણે. હું તો "મ્હોટો બાળક" ગણાવામાં ધન્યતા જ માનીશ. હાજી મહમ્મદ પણ "મ્હોટા બાળક" હતા હેનો અનુભવ મ્હને અનેક વાર થયોછે. હેણે કોની મીઠી મજાક કરી નથી ? હેના "વીસમી સદી"માં અનેક હાસ્યરસના લેખોને સ્થાન મળ્યાંછે, ત્હેના ઉત્પત્તિ ઇતિહાસથી મ્હને વાકેફ કરીને હાજી મહમ્મદે પોતે હેવા "મ્હોટા બાળક" હોવાની ધન્ય પદવી પ્રાપ્ત કરી જ હતી એમ મ્હેં જાણ્યું હતું. કિયા પ્રસંગો વર્ણવું ? એક જ બસ થશે: "વીસમી સદી"માં એક લેખમાં એલિફંટાની ગુફા જોવાને એક મહામંડળ ગયેલું ત્હેની આપવીતી રસ ઊપજે હેવી વર્ણવાઈ હતી. એ બનાવનો પડદા પાછળનો ઇતિહાસ હાજી મહમ્મદે મ્હારે ઘેર એક વાર સવિસ્તર કહેલો ત્હેમાં હેમની મીઠી મજાકનો સ્વભાવ ઊભરાઈ જતો હતો. એલિફંટા જવા માટે શી શી સહાયતા કરી, પાછા આવતે આગબોટને હોડી સાંધીને મંડળને મુંબાઈ લાવવામાં શા પ્રસંગો ઉત્પન્ન થયા, આગબોટમાં આવનાર ગૃહસ્થે, અજાણમાં જ, એ મંડળના નેતાને કેવી વાણીથી વધાવી લીધા, ઇત્યાદિ કથા રસિક રીતે અને રસ લઈને હાજી મહમ્મદે મ્હારા કુટુમ્બમંડળ આગળ કહી; તે જેણે સાંભળી હોય તે તો હાજી મહમદની હાસ્યરસની વૃત્તિ માટે શંકા આણે જ નહિં.

હાજી મહમ્મદનો વિસ્તીર્ણ મિત્રવર્ગ હોવાને લીધે વિવિધ પ્રકારની મૂર્તિઓનો મ્હને અનુભવ થયો હતો. હેમના માળામાં હેમની નીચેના ખંડમાં

જ એક મિત્ર–જાતે ખોજા–તરૂણું વયના રહેતા હતા. હેમની સાથે અસલ બ્હેપારમાં હાજી મહમ્મદને સંબન્ધ હતો, કડવા અનુભવ થઈ ને હેમનાથી છૂટા પડયા હતા, છતાં મિત્રતા, હાજી મહમ્મદની સુજનતાને લીધે જ, ચાલૂ હતી. હેમની એ ઑફિસ રૂમમાં અનેક વાર ઉત્તમ ચ્હા પીવા હમે બેઠેલા, તે વખતે એ ગૃહસ્થના જાપાન વગેરે દેશોની મુસાફરીના અનુભવોનાં વર્ણનો ની રસિકતા હજી મન ઉપર ચ્હોટી રહીછે. 'મસ્તફકીર'ની સંજ્ઞાથી લેખો લખનાર આ ગૃહસ્થની ઑફિસમાં હતા. હેમનો પરિચય હાજી મહમ્મદે પોતાના ઉપરના નિવાસના ખંડમાં મ્હને કરાવ્યો તે ભૂલાય એમ નથી. 'વીસમી સદી' ના આરમ્ભકાળમાં બિલાડાના સંવનનની કથા બહુ જ રસમય રીતિમાં પ્રગટ થયેલી મ્હેં વાંચી ત્યહારથી એ ભાઈની રમૂજી લેખક તરીકે શક્તિ માટે મ્હને ભાવ ઉત્પન્ન થયો હતો. તેથી "મસ્તફકીર"–ને બોલાવ્યા, ઓળખાણ કરાવ્યું; મ્હારા મિત્ર સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટના નિકટના સગા એ તો નીકળ્યા. 'મસ્તફકીર'ની એક ખાસિયત જણાઈ: લેખ લખવાની શક્તિ પોતાનામાં નથી એમ હેમણે કબૂલ કર્યું : લેખનો વિષય લેખરૂપે જ બોલી જાય, બોલે તેમ તેમ બીજો માણસ લેખ ઉતારી લે, તો જ હેમની શક્તિ ખીલે; એ વિલક્ષણ શક્તિઅશક્તિ હેમની હેમણે જણાવી; અને પોતે ધારેલા ઘણા લેખોનાં ખોખાં,—ખોખાં શું, સમગ્ર લેખ જ,— મ્હારી સમક્ષ બોલી જઈ ને આનન્દ મ્હને આપ્યો. હેરાજીની મજાકનાં ગીતો,—"ફોગત તંતો કરો, ગધેરા ફોગત તંતો કરો," એમ શરૂ થતું ગીત, 'જાફરભાઈની જાનનું ગીત જે'માં ઘોડે ચ્હડેલા 'જાફરભાઈ પતાક લઈને પરા,' ઇત્યાદિ રમૂજભરી પંક્તિયોવાળું ગીત, વગેરે અનેક રમૂજ ગીતો 'મસ્તફકીર'ના મુખમાં જે શોભા પામતાં જોયાંછે તે અન્યના મુખમાં અલભ્ય છે. હેમાંના એક ગીતની નકલ એ ભાઈ કનેથી હજી મ્હારે લ્હેણી છે, કોઇ દિવસ વચન,સાંભરશે તો, પાળશે ખરા.

આ અનુભવ પછી હું કેમ કહીશ કે હાજી મહમ્મદ મીઠી મજાકના સેવક, "મ્હોટા બાળક", ન્હોતા ?

૨. ન્હાનાલાલ દલપતરામ કવિની સાથે મ્હારે એક પ્રસંગે ગેરસમઝ

થયેલી; "ગુર્જર સભા"માં એક વાર કોઇકનું ભાષણ હતું, સ્વ. ગોકળદાસ કહાનદાસ પારેખ પ્રમુખસ્થાને હતા; ભાષણ શરૂ થતા પ્હેલાં હું પ્રેક્ષક-મંડળમાં બેઠો હતો, ત્હાંથી ગોકળકાકાએ મ્હને પુનઃ પુનઃ આગ્રહ કરીને પોતાની પાસે બોલાવી લીધો. રા. ન્હાનાલાલ પ્રેક્ષક મંડળમાં હાજર હતા; હેમને આ વાત ના ગમી (પાછળથી મ્હેં એ બાબતનો ખુલાસો રા. ન્હાનાલાલને કર્યો તે વખતે હેમણે એ અરુચિ સ્પષ્ટ શબ્દોમાં જણાવી હતી; હાજી મહમ્મદને ઘેર જ;–પણ હું આગળ દોડી જાઉંછું–). એ ભાષણ પછી બધા શ્રોતાજનો ટોળે મળીને વાતે વળગ્યા; ન્હાનાલાલને મ્હેં સોધ્યા, મિત્રમંડળથી વીંટાઈ ગયેલા ન્હાનાલાલ અદૃશ્ય હતા. હું ચાલ્યો ગયો. આ પછી બીજે કે ત્રીજે દહાડે એક મિત્રે મ્હને પૂછ્યું: "ન્હાનાલાલને ત્હમે મળ્યા?"; મ્હેં કહ્યું: "દીઠા." આ વાત ન્હાનાલાલને કાને પ્હોંચી. વૈમનસ્ય થયું. મ્હને ખબર પડી. હાજી મહમ્મદે વાત જાણી;–જાણ્યામાં મ્હારી જ કનેથી જાણી. થોડા દિવસ પછી હાજી મહમ્મદે પોતાને ઘેર હમને બંનેને–ન્હાનાલાલને તથા મ્હને–બોલાવ્યા;•સાથે જમાડયા; કાંઇ જ બન્યું નથી એમ વાતો થઇ. આ વખતે પેલી ગોકળકાકાની વાત મ્હેં ખુલાસારૂપે કહી, હું નિરુપાય હતો તે કહ્યું. તો કહે: "I did not like that on Gokaldas' part." ગોકળદાસના સતત આગ્રહને તુચ્છકારી કાઢવો એ મ્હને ઠીક લાગ્યું નહોતું. આ મ્હારો બચાવ. આ વાતને આટલું બધું મહત્ત્વ શા માટે આપ્યું હશે? પ્રભુ જાણે.

પેલી બીજી બાબત—"ન્હાનાલાલને મળ્યા?", ઉત્તર:–"દીઠા", એ બાબત–વિશે મ્હેં ખુલાસો કર્યો: ત્હમને બહુ સોધ્યા પણ મિત્રમંડળમાં ત્હમે ઘેરાઈ ગયા હતા એટલે મ્હેં પ્રયત્ન છોડી દીધો. આ વાત કાંઈક મનમાં ઊંડી રાખીને બીજા એક અન્ય ગૃહસ્થ સાથેના પ્રસંગ વિશે રા. ન્હાનાલાલે પોતાનું એક વર્તનસૂત્ર કહી સંભળાવ્યું: "I believe in reciprocity" (પરસ્પર સમાનવર્તનને હું સત્કારું છું). હું પ્રગટ બોલ્યો કે નહિં તે યાદ નથી, પણ મ્હારા અંતરમાં વાક્યનો ધ્વનિ થયો: reciprocity શી રીતે સધાય? આરમ્ભ બેમાંથી કોણે કરવો?–આમ

બંનેએ કસુંબા પીધા. **હાજી મહમ્મદની** પ્રબળ ઇચ્છાને બળે જ આ સિદ્ધિ થઈ.

સૂરતમાં પાંચમી સાહિત્યપરિષદ્‌નો પ્રસંગ;–'વસન્ત'ને એ સંયોગમાં મ્હારી **છબી** જોઇતી હતી. તાજી **છબી** એક પણ નહોતી. મુંબાઈમાં મરાઠી **સાહિત્યસંમેલન**, જાણ્યામાં માધવબાગમાં મેડા ઉપર ભરાયું હતું. હું અને મ્હારો જમાઈ, **પ્રિયંવદ મ્હેતા**, અને **હાજી મહમ્મદ** ત્ય્હાં ગયા. પ્રમુખની પુરાણી શુવા જેવી કથાથી હમે કંટાળ્યા હતા. અંદર અંદર વાતો હમે ગૂચપૂચ કરતા હતા; આ છબીની વાત નીકળી. તત્કાળ **સિદ્ધિસાધક હાજી મહમ્મદ** ઊઠ્યો; ઊઘડકી ઊઠિયો વેગે **હાજી** તહિં. "ચાલો, હમણાં જ **તારાપુર** ફોટોગ્રાફરને ત્ય્હાં." હમે ત્રણે ઊપડ્યા. **તારાપુર હાજી મહમ્મદનો** પૂર્ણ સ્નેહી હતો. બીજાં કામ ઝટ આટોપાવી દઈને મ્હારો ઘાટ ઘડવાનું શરૂ કરાવ્યું. **હાજી મહમ્મદે** અનેક સૂક્ષ્મરસિક કલાસાધક સૂચનાઓ **તારાપુરને** આપી, અને છબી પડી.—જોઈ. પછી યાદ આવ્યું, હજામત વધેલી હતી!–ભલે, એ પણ સ્વાભાવિક દર્શન સારું જ ગણ્યું.

છબી છપાઈ તૈયાર થઈ ગયા પછી ઘણે દહાડે હાજી **મહમ્મદ** મ્હારે ઘેર એક વાર આવેલા ત્ય્હારે એક વિધાન હેમણે કર્યું : આ છબી ત્હમારી **સર્વ છબીઓમાં** ઉત્તમ છે; અને Pose કેવો છે? "હવે કિયા સાક્ષરને ઊપાડું અને હેનો ઘાટ ઘડું? એમ વિચાર ત્હમે કરતા લાગો છો!" આમ મીઠી મજાક એ "મ્હોટા બાળકે" કરી.—સૂરતમાં સાહિત્યપરિષદ્‌ની બેઠક ભરાઈ હતી. ભાષણો વગેરે ચાલતું હતું, તે વખતે ટપાલ આવી ત્હેમાં 'હિન્દી પંચ'માં મ્હારા ચિત્ર સાથે એક રમૂજી ટુચકો આવ્યો હતો તે **હાજી મહમ્મદે** મોકલેલો મળ્યો. **આસપાસ** બેઠેલા મિત્રોને મ્હેં એ બતાવ્યો. "મ્હોટા બાળક" **હાજી મહમ્મદની** 'મીઠી મજાક'નો આ **વળી** વધૂ નમૂનો.

**હાજી મહમ્મદને** ફોટોગ્રાફ પાછળ બહુ જ ઘેલાઇ હતી. પોતાના **પુત્ર** ફને મ્હારી છબી હેના મકાનની સાંકડી અગાશીમાં પ્હરાણે મ્હને બેસાડીને લેવડાવી તેટલાથી ના ધરાતાં, એ પુત્રને બધી ફોટોગ્રાફની સામગ્રી લઈને **વાંદરે** મ્હારે ઘેર મોકલ્યો; કુટુમ્બના અનેક જણની **છબીઓ બંગલા નીચેના**

જમામાં પાડી. પછી ઘરની અંદર મ્હારી ઊઠવા બેસવાના રૂમમાં, ચાંપડી-ઓનાં shelves આસપાસ રહેલાં, હું આરામ ખુરશી ઉપર ઘરનાં કપડાં—ધોતિયું, સાદો કોટ,—પ્હેરીને બેઠેલો, હેવી છબી લીધી. અને એ ખરેખરી ઉત્તમ નીવડી. મ્હારી કને એક જ પ્રત છે. તે પણ કોઇક કનેથી પાછી આવશે ત્હારે.

હાજી મહમ્મદના સંયોગથી અનેક વ્યક્તિયો સાથે મ્હારે ઓળખાણ થયાની વાત હું કહી ગયોછું. કેટલાં નામ ગણાવું? વિદ્યાવિજયજી, ઇન્દ્રવિજયજી, અને વિજયજ્ઞાનસૂરિ એ જૈન સાધુઓને અગ્રસ્થાને મૂકું? હેમાંના પ્રથમ બે જણા હાજી મહમ્મદને ઘેર પ્રથમ મળ્યા; પછી ગોડીજીના અપાશરામાં ત્રણેની મુલાકાત હાજી મહમ્મદ જોડે હું ગયો ત્હારે થઈ. ત્હાં એક તરુણ, તેજસ્વી, સાધુનો સમાગમ થયો; નામ–મુનિ ન્યાયવિજય. હેમની જોડે ગુજરાતી શબ્દોની અમુક વ્યુત્પત્તિ વિશે ચર્ચા થતાં એક ઉત્સર્ગ વિશે એ હઠ પકડી રહ્યા; બીજી વાર મ્હેં એ ઉત્સર્ગની પ્રવૃત્તિવાળાં જથાબંધ ઉદાહરણો ટાંકી બતાવ્યાં. ઉત્તર મળ્યો નહિં. "અધ્યાત્મતત્ત્વાલોક" નામનો હેમનો રચેલો ગ્રન્થ મ્હને ભેટ મળ્યો; પદ્યમાં છે; વિષય જ્ઞાનનો છતાં કાવ્યમાં પ્રસાદગુણ, વાણીમાં માધુર્ય, વગેરે સુન્દર લક્ષણો હેમાં પ્રત્યક્ષ થાયછે. વાત આડી ગઈ.—આ ત્રણે સાધુઓને યોગે ઇંગ્લાંડની રૉયલ એશિયાટિક સોસાઇટીના તંત્રી અને ઈંડિયા ઑફિસના લાયબ્રેરિયન, ડૉ. ટૉમસ જોડે પરિચય થયો, જે પરિચય કાયમના સંબન્ધમાં પરિણામ પામ્યો છે. આ પરંપરાલાભ. એ હાજી મહમ્મદને ખાતે જમે કરુંછું.

રવિશંકર રાવળનું ઓળખાણ સાન્ટાક્રુઝમાં સહજ થયું હતું—રા. હિમ્મતલાલ અંજારિયાએ રસ્તામાં મળી જતાં જતાં કરાવેલું; તે હાજી મહમ્મદના સાક્ષર–નિરક્ષર અર્થ સાક્ષર–અખાડામાં પાકું થયું અને સારા પરિચયમાં પરિણામ પામ્યું. એ ચિત્રકારનો લાભ મ્હેં એકાદવાર લીધો પણ ખરો: "વીસમી સદી" માં "પ્રેમરહસ્ય," નામે પુરૂરવ અને ઉર્વશીના કલ્પિત સંવાદરૂપે લેખ લખ્યો તે માટેનાં ચિત્ર રવિશંકર રાવળ કને કઢાવ્યાં; મ્હારા મનમાનતા ફેરફાર સાન્ટાક્રુઝમાં હેમને ઘેર મળીને હું સૂચવતો, એ

અમલમાં આણતા; કોઇ રીતે માઠું લગાડતા નહિં. એક ચિત્રમાં સુતેલી ઉર્વશીના વસ્ત્રસંસ્થાનાદિકમાં કાંઇક બહુ ઊઘાડાપણું આવેલું મ્હેં ઢંકાવ્યું. હેમણે તરત અમલ કર્યો.

ચિત્રકાર ધુરંધરને ઘેર "સ્મરણસંહિતા" માટે પૂંઠા ઉપરની છાપનું રેખાચિત્ર કરાવવા હાજી મહમ્મદ મ્હને લઇ ગયેલા; તે પ્રસંગ પછી ધુરંધરનું ઓળખાણ થયું. ગોરક્ષકર ચિત્રકારે તો "સ્મરણ સંહિતા" ની અંદર મૂકેલાં ચિત્રોમાંનાં કેટલાંક કરી આપેલાં; તે પ્રસંગે મ્હારા કાવ્યના અંતર્ગત ભાવ સમઝાવીને ફેરફાર કરાવવાનો પ્રસંગ આવ્યો હતો. ધુરંધરને ઘેર અનેક વાર હાજી મહમ્મદ જોડે જવું પડતું,—કલાકારને સુલભ કાર્યની શિથિલતાને લીધે. તે પ્રસંગે પડોશમાં શ્રીમાન્ પુરુષોત્તમના નિવાસમાં મ્હને હાજી મહમ્મદ લઇ ગયા, ઓળખાણ કરાવ્યું, હેમની ચિત્રકલાના નમૂના બતાવડાવ્યા.

ખરી ચિત્રકલાના ઉપર પ્રભુત્વ અદ્દભુત જે'નું હતું હેવો ચિત્રકાર મૂલર નામનો કોણે નથી જાણ્યો? મુંબાઇના કલાપ્રદર્શનમાં હેણે ચાંદ મેળવેલું રામ સીતા વનવાસનું સમર્થ ચિત્ર હમેશ મ્હારાં મનોનયન સમક્ષ તરે છે. એ કલાનાથનું ઓળખાણ પણ હાજી મહમ્મદે કરાવ્યું. ફ્રીઅર રોડ ઉપર એક મકાનના બે માળ ઉપર ન્હાની ઓરડીમાં હેનો નિવાસ હતો; અત્યન્ત સાદા જીવનનાં ચિહ્ન નજરે પડતાં હતાં; માત્ર ચિત્રકલાના નમૂના ચારે બાજૂ આકર્ષણ કરતા હતા. એ દીન નિવાસસ્થાનમાં હાજી મહમ્મદ મ્હને લઇ ગયો. અડધા કલાક ઉપરાંત ઉચ્ચ આનન્દમાં ગાળ્યો.

હાજી મહમ્મદને પ્રતાપે મુંબાઇની રંગભૂમિના કેટલાક ઉત્તમ નટની કલાનું દર્શન મ્હને થયેલું. ત્હેમાં "ફાંકડો ફિતૂરી" ના નાટકમાં 'માસ્તર' મોહન અને મિસ ગૌહરની અદ્દભુત સંગીતકલા અને પ્રતિભાયુક્ત અભિનયકલાથી હું મુગ્ધ થયો હતો. અર્ધશિક્ષિત તરગાળાગણમાંના નટોને ધિક્કારી કાઢનારાએ આ ખરી કલાનું દર્શન કરેલું જ ના હોવું જોઇયે.

એક દીન સ્વભાવના, દીનદેખાવના, હિન્દી ભાષાના સાહિત્યસેવકને નહિં ભૂલું. "પ્રેમીજી" તખલ્લુસથી એ પરિચિત છે. "વીસમી સદી" મ

"દેશદર્શન" "નામનો લેખ હિન્દીના ભાષાન્તરરૂપે આવતો હતો (જાણ્યામાં હવે પુસ્તકરૂપે પ્રગટ થયોછે), તે લેખને અંગે "પ્રેમીજી" ને હેના મૂળ લેખકે બહુ હેરાન કરેલા વગેરે કરુણ વર્ણન હાજી મહમ્મદને ઘેર ત્હેમણે કરેલું; કોર્ટમાં ઘસડવાની ધમકીઓ વગેરેને પરિણામે બનારસ વગેરે સ્થળે અથડાવું પડેલું ઇત્યાદિ વીગતો અહિં અસ્થાને છે. એ "પ્રેમીજી" નો ઉલ્લેખ હમણાં થોડી વાર પછી પ્રસંગવશાત્ આવશે. આ શિવાય અનેક મૂર્તિયોના સમાગમ હાજી મહમ્મદના મધ્યસ્થપણાથી થયેલા ગણ્યે નાગ નહિં આવે. કોઇ મૂર્તિ મ્હને મુરબ્બી દાવો કરનાર જેવા પ્રશ્નો પૂછે: "હાલમાં આપની સાહિત્યપ્રવૃત્તિ શી ચાલેછે?" હું ઉપરછલ્લા ઉત્તર વાળી દેતો. કોઇ વળી કાંઈ બીજીજ રમૂજ આપે. એ બધું ચિત્રદર્શન ચાલ્યું ગયું.—એક ગૃહસ્થને નહિં ભૂલું: હાજી મહમ્મદની પત્નીના બન્ધુને રા. કૃષ્ણલાલ ઝવેરીને ઘેર હાજી મહમ્મદ લાવ્યા હતા; હેણે પોતે ઇરાનનો પ્રવાસ કરેલો, ત્હાં કે'વું મોજીલુ જીવન ગાળેલું, ઇત્યાદિ અત્યન્ત રસ પડે હેવાં વર્ણનો કરીને પોતાની જીવનકથાનો ભાગ સંભળાવેલો તે નવી જ દુનિયાનું દર્શન કરાવનારો હતો.

હાજી મહમ્મદે "વીસમી સદી" માસિકનું સાહસ વિષમ સંજોગો સ્હામે યુદ્ધ કરીને માથે લીધું હતું, ને વિષમતાઓ તો ભૂલાઈ જશે; એ સાહસનો ગુણપક્ષ જ કાયમ રહેશે. એ માસિકને અમેરિકન માસિકોના નમૂના ઉપર ચલાવતા હતા. હેમાં એક પ્રશ્નાવલી મ્હોટા પુરુષોની પાસે ઉત્તર લખાવવા માટે કાઢી હતી. "ત્હમારું પ્રિય પુસ્તક કિયું?" "ત્હમારું પ્રિય કુસુમ કિયું?"–ઇત્યાદિ પ્રશ્નો હતા. મ્હને આ યોજના ગમી ન્હોતી. વારું. આ માસિક માટે અથાગ શ્રમ હાજી મહમ્મદ કરતા હતા. ત્હેને અંગે પ્રખ્યાત પુરુષોને પકડવા, હેમના ફોટોગ્રાફ લેવા, હેમને પ્રશ્નો પૂછવા, ઇત્યાદિ પ્રકારો હાજી મહમ્મદ ઉલ્લાસથી પ્રયોગમાં આણતા. આ પ્રયોગમાં સર જગદીશચન્દ્ર બોસને હાથ કરવા માટે શી શી મુસીબતો નડી એ મહાપુરુષનું જાહેર પ્રજાથી રક્ષણ કરનારા ચોકીદારો—મુંબાઇના પ્રસિદ્ધ પુરુષો સ્વનિર્માણથી બનેલા ચોકીદારો—કે'વા હેમને નડ્યા, સર્વ વિઘ્ન ટાળીને

પોતે કે'વો વિજય • મેળવ્યો,—એ કથા હાજી મહમ્મદે મ્હને રસમય રીતે કહેલી.

આ પ્રયોગમાં રવીન્દ્રનાથ ટાગોરને હાથ કરવાનો મનોરથ હાજી મહમ્મદને થયો. એ કથા રમણીય છે. કહું ? અમદાવાદની સાહિત્યપરિષદ્ ઈ. સ. ૧૯૨૦ માં પૂર્ણ થઈ તે પછી રવીન્દ્રનાથ મુંબાઈ આવ્યા; કોલાબામાં એસ. આર. બમનજીના ઘરમાં ઊતર્યા. જોડે હેમનો નિયત સહચારી મિત્ર મિ. એંડ્રયુઝ હતો. અમદાવાદ જતે રવીન્દ્રનાથ સર લલ્લુભાઈ શાહના ઘરમાં એક દિવસ હતા, તે વખતે, મિ. એંડ્રયુઝ જોડે ઓળખાણ મ્હારૂં રવીન્દ્રનાથે કરાવ્યું હતું. હમારા બેના પાટલા સાથે મંડાયા હતા. મ્હારો રવીન્દ્રનાથ જોડે હેમના પિતા, મહર્ષિ દેવેન્દ્રનાથ, તથા બન્ધુ સત્યેન્દ્રનાથ એ બેની દ્વારા મ્હારા પિતાના વખતથી નિકટ પરિચય હતો. આ બધી વાત હાજીમહમ્મદથી અજાણી નહોતી. મ્હને હાજીમહમ્મદે આ દુર્ગ જીતવામાં સહકારી બનાવ્યો. એક દિવસ હમે બંને રવીન્દ્રનાથને ઊતારે ગયા. બમનજી અને એંડ્રયુઝ બંને બ્હાર ગયા હતા; શિકાર સુલભ હતો. હમે ઘરમાં દાખલ થયા. રવીન્દ્રનાથ ખાનગી ખંડમાંથી—હમને ચાલી જેવા ભાગમાંથી જતા જોઈ ને—આવ્યા-પસાર થતે અનાયાસ નજરોનજર મળી જવાથી હેમણે ઇશારત સાથે કહેલું:–બેસો આવુંછું. હમે અગ્રભાગમાં જઈ ને બેઠા. રવીન્દ્રનાથને હાજી મહમ્મદનું ઓળખાણ કરાવ્યું. બહુ સારી રીતે વાતો કરી. પછી હાજી મહમ્મદે બ્રહ્માસ્ત્ર પોતાનું છોડયું: આપનો "ફોટો લેવડાવવાની મ્હારી પ્રબળ ઇચ્છા છે." ("વીસમી સદી" માટેજ; તે કહ્યું.) અસ્ત્ર સફળ થયું. "આવતી કાલે નવ વાગ્યે આવજો"—ફોટોગ્રાફરને લઈ ને આવવાનું હતું. (એક જણે તો હેમને એક ખૂણાખોચરિયા મકાનમાં વિષમ દાદરા ચઢાવીને ફોટો લીધો હતો. આ તો ઘેર બેઠે બધો વિવ થવાનો હતો.) હાજી મહમ્મદે પેલી 'પ્રશ્નાવલી' ("Confessions") બતાવી; મ્હેં હાજી મહમ્મદને એ વાત માટે દબાણ કરવાની ના કહી. રવીન્દ્રનાથે મ્હારા અભિપ્રાયને અનુમોદન-કદર સાથે-આપ્યું. હમે વદાય લીધી. મિ. એંડ્રયુઝ આવી પ્હોચ્યા. હાજી મહમ્મદને મ્હેં ઓળખાવ્યા.

હાજી મહમ્મદે સાધનકલામાં ખામીનું પગલું ભર્યું. એકદમ જ એંડ્રયૂઝને કહ્યું : "I want your photo." ઉત્તર કાંઈક અપ્રસન્નતાથી આવ્યો; "No, Thanks." મ્હને લાગ્યું કે પોતાની ચોકી નહોતી તે વખતમાં રવીન્દ્રનાથને હમે પકડ્યા તે હેને રુચ્યું નહિં.—થયું. વિષમતાનું બીજ વવાયું. હમે દેવારે ફોટોગ્રાફરના Studio માં ગયા. આવતી કાલ્ય માટે સર્વ યુદ્ધસામગ્રીનો બન્દોબસ્ત કર્યો. આ તા૦ ૧૪ મી એપ્રિલ ૧૯૨૦ ની વાત.

બીજે દિવસે સ્હવારે સાત વાગ્યે વાંદરેથી ઊપડીને હું મુંબાઇ ગયો. કોટમાં દેવારે ફોટોગ્રાફરના Studio માં ગયો. એ સર્વ સાધન સાથે તૈયાર હતો. હાજી મહમ્મદની વાટ્ય જોઈ. આવ્યા. વિક્ટોરિયામાં કેમેરા વગેરે સામગ્રી ભરીને હમે બધા ઊપડ્યા. કોલાબા સ્ટેશન પાસે હાજી મહમ્મદે હમને થોભાવ્યા. અમુક ટ્રેનમાં 'પ્રેમીજી' (ઉપર નામ વગેરે કહેલું છે તે) આવ્યા. હેમને રવીન્દ્રનાથનાં દર્શનની ઇચ્છા હોવાથી હાજી મહમ્મદે આ સરગસમાં ભેગા રાખવાની યુક્તિ સાધી હતી. મ્હને આ ખેલ ના ગમ્યો. બમનજીને ઘેર બધો વરઘોડો ગયો. બીજા બધાને નીચે રાખીને હાજી મહમ્મદ તથા હું ઉપર ગયા.—"કવિ માંદા છે! જરાક તાવનો અણસારો છે" હું બોલ્યો. એંડ્રયૂઝ તથા બમનજીએ આ ખેલ રચ્યો. દા. આસીના આવ્યા; જોઈ ને ગયા. હાજી મહમ્મદને તો બમનજીએ પ્રથમ પગલે જ ઠંડા કરી દીધા : મ્હેં ત્હમારું આ appointment (મળવા માટેનું યોજન) નથી કર્યું"—એમ! એ ચોકીદાર મારફત જ કામ કરાય! નહિં તો આમ કથળાવે. "કાલે આવજો" એમ કાંઈક કહ્યું. પણ હાજી મહમ્મદ સમઝી ગયા; કંટાળ્યા. નીચે હમે બંને ઊતર્યા; દેવારેને વીલે મ્હોએ પાછો મોકલ્યો. હાજી મહમ્મદ, હું અને પ્રેમીજી કોલાબા સ્ટેશનથી સાહાનવની ટ્રેનમાં ઊપડ્યા. પ્રેમીજી બિચારા નિરાશ થયા; રવિનાં દર્શન શ્યામ ઘનમંડળના આવરણને લીધે ના થયાં! "રાજા ઔર પ્રજા" એ નામનું પુસ્તક હિન્દીમાં રવીન્દ્રનાથના બંગાળી ગ્રંથનું ભાષાન્તર પોતે કરેલું 'પ્રેમીજી' લાવ્યા હતા; એ મહાપુરુષને ભેટ હું આપીશ, એ પ્રસન્ન થશે, હું ધન્ય થઈશ.—હેવા હેવા પ્રેમીજીના હૃદયના છાના ઉલ્લાસ હૃદયમાં જ સમાઈ

ગયા !–એ પુસ્તક ટ્રેનમાં 'પ્રેમીજી'એ મ્હને ભેટ આપ્યું ! હેમાં શો સંતોષ? પણ વારું.–હમે પોતપોતાને ઘેર ગયા. विनाचक्रप्रसादेन ઇ. વાળું બોધવચન આ પ્રસંગે અનુસર્યાં નહિં તેથી હાજી મહમ્મદે વિજય ના મેળવ્યો.

હાજી મહમ્મદના સ્મરણચિહ્ન તરીકે હેની એક પણ છબી મ્હારી કને નથી. એક ઉત્તમ પ્રકારની અમેરિકન hot water bag (શેક કરવા માટેની ગરમ પાણી ભરવાની રબ્બરની કોથળી), વગર પ્રયોજને વગર માગ્યે, કેવળ પોતાના હૃદયના ઉછાળાથી, હાજી મહમ્મદે મ્હને ભેટ આપેલી સંઘરી રાખી છે. વાપરિયે પણ છિયે.—છબી નથી તો હેમાં શું ?

નથી તો શું ઊણું ? મુજ હૃદયમાં હેની છબિ જે
છપાઈ મ્હોટી તે સ્થિર રહી કહિં જાય ન બીજે.
કદી કાળે પેલી જડ છબિ વિનાશે પડી જશે,
અને આ તો મ્હારે હૃદય જડી તે ત્હાંજ જડી તે

મ્હારા મનોગગનમાં રમી રહેલા આ સર્વ સ્મરણતારકગણ પ્રથમ આઘાત સમયે તરવરી રહ્યા, ને ભ્રમણ કરી રહ્યા, ત્હાં અલૌકિક ઉષા આવી જ ઝગમગતી, અને એ અમર આત્માનું દર્શન થયું !



નલિનકાન્ત

[પૃષ્ઠ ૨૬૭

(૩૧)

## સ્વ. નલિનકાન્ત તથા સ્વ. સૌ. ઊર્મિલા

**હાજી મહમ્મદ** જોડે પ્રથમ ઓળખાણ મ્હારા પુત્ર **નલિને** કરાવ્યું હતું એ વાત છેલ્લા મુકુરદર્શનમાં જોઈ હતી. તેથી આમ એ પ્રિય પુત્રનું **સહજ** રીતે મુકુરમાં બિમ્બ પડેછે કે શું ? **નલિન** મ્હને **હાજી મહમ્મદનો** અમૂલ્ય ગ્રંથ-સંગ્રહ—ઉમર ખય્યામની રુબાયાતનો—જોવાને લઈ જવાનો હતો, એ સંજોગ ના જ બન્યો, એ પણ કહી ગયોછું. **હાજી મહમ્મદ** જોડે હેને ઓળખાણ મ્હારી અગાઉ થયેલું તે પ્રસંગ પણ સાહિત્યપ્રવૃત્તિના યોગથી-જ બન્યો હતો: "નૂર જહાન"ની વાર્તા **નલિનકાન્તે જોગેન્દ્રસિંહના અંગ્રેજી** ઉપરથી કરી હતી તે પ્રસિદ્ધ કરતા પ્હેલાં **હાજી મહમ્મદની "મહેરુન્નિસા"** જોઈ જવાની જરૂર હતી, અને તે પ્રયોજને એ બે વચ્ચે મેળાપ કે પત્ર-વ્યવહાર થયાનું યાદ આવેછે. છેવટે, "સ્મરણ સંહિતા"નો વિષયભૂત **નલિન એ મ્હારા કાવ્યની પ્રસિદ્ધિને અંગે હાજી મહમ્મદનો સહકાર**;—એ પણ આજના મુકુરદર્શનનું પ્રેરક બળ થાયછે.

હરિકીર્તન કરવાનો આરમ્ભ મ્હેં ૧૮૯૧ માં કર્યો, તે પછી થોડી મુદતે બીજું કીર્તન કર્યું. તે પછી અનેક વર્ષે **સાન્ટાક્રુઝમાં** કહાનજી શેઠને બંગલે કીર્તન કર્યું તે વખતે મ્હારી જોડમાં સંગીતસહાયક થયેલાં મ્હારાં બંને સંતાન—**નલિન અને ઊર્મિલા**—પ્રત્યેક કીર્તનમાં એ સ્થાન લીધે ગયાં. હેમના અવસાન પછી કેટલીક મુદતે મ્હારા કીર્તનની માગણી મિત્રો કરતા ત્ય્હારે મ્હને બળ કહિંથી પણ મળતું નહિં; હજી પણ મળતું નથી. મ્હારો ડાબો ને જમણો બંને હાથ ભાગી ગયાછે. છતાં હેમને હાજર

માનીને જ હરિકીર્તન કરૂંછું; અને—વાચકને હૃદયનું રહસ્ય કહું ?—એ હાજરી કોઇ વાર પ્રેરકબળ બનેછે તો કોઇ વાર ક્ષોભકબળ પણ બનેછે. तदस्तु.

શિશુ નલિનને જોઉંછું; શોલાપુર જિલ્લાના માળશિરસ તાલુકામાં હું સકુટુમ્બ સવારીમાં ફરતી વખતે હેનું મુખ જોઈને મ્હેં મ્હારા બન્ધુને પત્રમાં લખ્યું, હેના મુખસૌન્દર્ય વિશે; એ નજીવી વાતછે. પરંતુ એ શિશુ અવસ્થામાં ભવિષ્યનું ક્ષતિકર બીજ વવાયું; સતારા જિલ્લા અને માળશિરસ તાલુકાની સમાન સીમા ઉપર—સતારાની હદમાં આવેલું—શિંગણાપુરના મહાદેવનું સ્થળ જોવાને હમે ગયાં; રમણીય લઘુ પર્વતમાળમાં સ્થાન સુન્દર તળાવની સમીપ રમણીય હતું. ત્હાં કોઇક અદૃષ્ટ રોગબીજ એ શિશુ શરીરમાં પેઠું.—લાંબી માંદગી પ્રગટ થઈ. પછી પાછો સુધારો થઈ ગયો. પરંતુ મ્હને લાગેછે કે છેવટ સુધી કેટલીક શરીરપીડા ગૂઢ રહી ત્હેનું બીજ એ વખતનું જ.—આ તો વિષયાન્તરતા થઈ. એ શિશુ નબળો પડ્યા પછી, રીખતો રીખતો, હેની દોઢ પૂણાબે વર્ષે મ્હોટી બ્હેન ઊર્મિલાના ઉપર મુવેલા મંકોડા જમીન ઉપરથી પકડી પકડીને ફેંકીને ચીઢવેછે અને ખુશ થાયછે;—આ જૂનું ચિત્ર, ત્રણ દસકા ઉપરનુ જૂનું ચિત્ર, સહુથી પ્રથમ પ્રગટ થાયછે, અને કરુણ રસ ઢંકાઈ જઈને આર્દ્રહાસ્યરસ દેખા દેછે.

કારવારમાં ઈ. સ. ૧૮૯૨ માં હું ગયો, ચાર વરસ રહ્યો, એ ગાળામાં આરમ્ભના સમયમાં ચાર પાંચ વર્ષનો નલિન ભણવામાં પોતાની માતાને શ્રમ આપતો જોઉંછું. અક્ષર લખે તે પણ અણઘડ; માતાને નિરાશા થાયછે; આ છોકરાને કદી પણ લખતાં આવડશે ? મ્હોટો થયો ત્હાં સુધીમાં એ જ છોકરાના અક્ષર સુન્દર બની ગયા. ઉચ્ચાર ? ક વર્ગને બદલે ચ વર્ગ. "ચૌન તુમચ્યુ જાલી દિયા ? હમ તુમચ્યુ જાલી દિયા ?" એમ હિન્દુસ્તાનીમાં લઢતો, ચાર વર્ષનો બાલક, એટલા ઉપર વાંકો વાંકો થઈને બોલેછે—એ ચિત્ર નજર આગળ આવતાં રમૂજ ઉપજેછે.—ભાઈ બ્હેનની જોડી બાલ્યકાળથી અવિયોજ્ય હતી. બ્હેને લગ્ન કરી લીધું તે જાણતાં ભાઈની પ્રથમ માગણી એક એટલી કે હમારી પાસેથી દૂર એ ના જાય. આ ભગિનીસ્નેહની

તીવ્રતાનો છેવટનો પ્રસંગ ચિત્રપટ ઉપર આવેછેઃ સત્તાવીસ વર્ષની ઉમરે એ ભગિની પ્રભુના દરબારમાં ગઈ; વાંદરાનો સમુદ્ર હેનું સનાતન શોકમાન ગાતો હતો; રાત્રિનો આરમ્ભ તારાજડિત આકાશમાં તિમિર અને તેજના મિશ્રણથી ઝણઝણકાર કરતો લાગતો હતો; શોકમૌન ભર્યાં મિત્ર–આપ્ત–જન આગલ્યા ખંડમાં બેશી રહ્યાં હતાં. "મ્હને એક વાર હેનું મુખ જોવા દો!"—બન્ધુની માગણી થઈ. હેને શબનું દર્શન કરાવ્યું: મરણમાં પણ દિવ્ય કાન્તિથી દીપિત શાન્ત સૂતેલીને જોઈ, હાથ જોડી પ્રાર્થના કરીને નલિન પાછો આગલ્યા ખંડમાં આવી મેજ પાસે બેઠો. "નલિન! અંજારિયાને ચિઠ્ઠી લખીને ખબર કરવ."—મ્હારી આ આજ્ઞા પાળતાં, લખતાં લખતાં, કાગળ ઉપર પેનસિલ અટકી પડી, અને નલિન મૂર્છાવશ થયો, માથું મેજ ઉપર ઢળી ગયું. હું શો પસ્તાયો! હજી પસ્તાઉછું. મ્હારા વજ્રહૃદયને શું કહું? મ્હેં જાતે જ શા માટે લખવાનું ના સ્વીકાર્યું?

ચિત્રપટ ખસેડી દઉં.—પાછો બાલ્યકાળમાં જાઉં: કારવારથી પંદરેક માઇલ દૂર બેલીકેરીનો સરકારી બંગલો સમુદ્રના તરંગ ગણતો ઊભો છે; ત્હાં એક બે મહિનામાં હમારી સ્થિતિ હતી, હું અને પુત્રપુત્રી સહિત પત્ની. વર્ષાઋતુનો અગ્રચર એકાએક ગાજવીજ સાથે એક વર્ષાઘાત પડયો.–બધે આનન્દ આનન્દ પસર્યો. નલિનના હૃદયનો આનન્દ શરીરમાંથી ફૂટી નીકળ્યો અને હર્ષનર્તનમાં પ્રગટ થયો. એમ નાચવા દોડવા માટે હમે હેને વાર્યો (શા માટે? યાદ નથી મૂર્ખતા જ). આજ્ઞા માની. નલિનનું નૃત્ય બન્ધ થયું? છેક નહિં. રૂપાન્તર પામ્યું. ધીમે ધીમે પણ લાં...બી લાં...બી ફલંગોથી વરંડામાં ચાલવાની ક્રિયામાં હર્ષના ભાવનો ઊભરો વહ્યો. આ ચિત્ર હજી આનન્દ આપેછે.

બીજું એક ચિત્રઃ ઈ. સ. ૧૯૦૨ માં ફૂનાળામાં ટીથળમાં દરિયા કિનારાનો એક બંગલો; મ્હારા બન્ધુ કૃષ્ણરાવ બે ચાર દિવસ રહેવાને હમારે ત્હાં આવેલા તે ગાવાને બેઠા. નલિન ચૌદ વર્ષની ઉમરનો. જોડે હાર્મોનિયમ વગાડવા બેઠો. મનુભાઈ (કૃષ્ણરાવ) કંઠગાનમાં પૂરા પ્રવીણ તાન પલટા લેવા લાગ્યા; નલિનની કસોટી લેવા માટે, હેને ભૂલાવવા માટે

બહુ તાન પલટા લીધા; પણ એ જ્ગારે ચૂક્યો નહિં. આ વખતની હેની છબી લઈ લેવા જેવી હતી: હાર્મોનિયમ ઉપર આંગળીઓ રમત રમતી જાય, નલિનની નજર મનુભાઈના મ્હો તરફ સ્થિર, અને વગાડતી વખતે મ્હો પ્હોળું કરીને ડોકું વાંકું રાખેલું–હેવો આ છોકરો ચીતરી લેવા જેવો હતો.

સંગીત શિક્ષણ ન્હાનપણમાં થોડુંક મેળવેલું, પછી આપબળ; મિત્રો કનેથી પૂછી પૂછી શીખી લેવાની કળા, અને સતત અભ્યાસ, એ સાધનો વડે નલિન હાર્મોનિયમ અને વાયોલીન વગાડતાં શીખ્યો; કંઠગાનમાં પણ અકુશલ નહોતો. શાન્તારામ નામના મિત્ર કનેથી એક રાગની ચીજ, માગણી કર્યા કરી છતાં, કસબચોરી કરનારા એ ગૃહસ્થ કનેથી નલિનને ના જ મળી, એ વાત પૂર્વના મુકુર દર્શનમાં આવી ગઈ છે.† સંગીત સાથે હાસ્યરસના મિશ્રણનું એક ચિત્રઃ હું રત્નાગિરિમાં નાકરીને લીધે રહેતો હતો; કુટુમ્બ વાંદરામાં રહેતું હતું (લઢાઈ થવાથી નહિં; છોકરાંને મુંબાઈમાં શિક્ષણ આપવાને માટે). વખતો વખત 'કિરકોળ' રજા લઈને હું વાંદરે આવતો. હેવા એક પ્રસંગે, ઊર્મિલાએ કે સુશિલાએ કહ્યું: "નલિનનો વાયોલીન ઉપરનો એક ખેલ જોયોછે?"– નલિને થોડીક આનાકાની પછી વાયોલીન હાથમાં લીધું, એક ઝડપ ભરેલી ગીતપંક્તિ વગાડતો ગયો અને તોફાની નૃત્યમાં પગ ઊછાળતો ગયો, અને હાલમાં ફરી વળ્યો —પછી થાક્યો. આ આનન્દવર્ષી સ્વભાવના બળનું જ પરિણામ હતું. હેનું "હાર્ટ" કેટલું રોગાવિષ્ટ હતું તે કોઇને તે વખતે જાણવામાં નહોતું; જે રોગે હેનો અંત આણ્યો.

કાંઈ ને કાંઈ શરીરની વ્યાધિગ્રસ્ત દશા છતાં, નિસર્ગલબ્ધ આનન્દી સ્વભાવની પ્રબલતા—એ નલિનનું ખાસ લક્ષણ હતું. હેના એ લક્ષણના અનેક નમૂનામાંથી થોડાકનું જ દર્શન કરીશું; એ આનન્દી સ્વભાવનું એક રૂપ હાસ્યરસની વૃત્તિ છે તે નલિનમાં સ્વભાવસિદ્ધ હતી. એ હેની રમૂજમાંથી કોઇ પણ માણસ મુક્ત નહોતું રહેતું, ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટમાં જોવા આવેલા ભોળા ગામડિયાને ઈલેક્ટ્રિક લાઇટની ચાંપ (switch) ખીજા

† પાછળ પૃષ્ઠ ૨૬૨ જુવો.

મિત્ર કને ગુપ્ત રીતે દબાવડાવીને પ્રત્યક્ષ દર્શનમાં ફૂંક મારીને એ દીવો હોલવી બતાવીને આશ્ચર્યમૂઢ કરવો એ બહુ મ્હોટી રમૂજ નહોતી. એ કૉલેજમાં લેકચર ચાલતે ખાનગી રમૂજ સહાધ્યાયી જોડે થતાં બંને ખૂબ હસ્યા અને પ્રોફેસરે બંનેને તે દિવસે કાઢી મૂકયા તેથી ખિન્ન ના થતાં ઘેર આવીને રમૂજ રૂપે જ કથા કહી, એ બનાવમાં પણ વિશેષ ચમત્કાર નહોતો; પરંતુ કોઇ પણ સ્ત્રી કે પુરુષને જોતાં વાંત, કોઇ પણ બનાવ બનેલો જાણવાની સાથે, હેમના રમૂજી અંશનું દર્શન હેને તત્કાળ થતું: એક વાર ટ્રામમાં પાંચ સાત ગામડિયા—ગુજરાત તરફના—ચઢ્યા; ટ્રામ બે ફાંટામાંથી એક ફાંટા તરફ ચાલી, ગામડિયાઓને બીજી બાજૂથી જવું હતું. તેથી કંડક્ટરને કહેવા લાગ્યાઃ "હવે ઑમથી જ હાકોને. બે દોઢિયાં વધારે આલીશું". એ ટોળામાંથી એકની ટ્રામ ટિકિટ હાથમાંથી ઊડી ગઈ એટલે આખું ટોળું હુ હુ હુ હુ કરીને ઊભું થયું ને ઊતરી પડ્યું;—આ બનાવો નજરે જોઈને ઘેર આવીને રમૂજ સાથે નલિને કહેલા. ઘરમાં મ્હારી પણ હસવા જેવી રીતિયોની નકલો કરતે ચૂકયો નથી. પોતાની માને તો રમૂજનો વિષય અનેક વાર બનાવેલીઃ માથેરાનમાં ઘોડા ઊપર બધાં ફરવા ગયાં, હેના ઘોડાને ઘેર પાછા આવતે ઊધરશ આવી એ ... બોલ્યો. "ઘોડા ! ત્હને ઊધરશ થઈ છે ? કાંઈ નહિં; ઘેર જઈને ત્હને ગળપટો બાંધીશું અને મોતીવાળાની ગોળી ખવડાવીશુ."—પોતાની મા જરાજરામાં આ વિધિ હેના ઉપર ચલાવતી હતી, તે વાતને લક્ષ્ય કરીને આ વચન કહેલું. ચાટલામાં મ્હો જોઈને પોતે કાંઇક ૪૦-૫૦ તરેહનાં વિકૃત મ્હો કરેલાં, અને પછી મુખના સ્નાયુ થાકી ગયેલા; જાતે પાતળો, એટલે એ જાડી સુન્દરાબાઈ નામની યુવતીની નકલ કરતે બે હાથ કૂલ્હણીમાંથી વિસ્તારીને, ગાલ ફૂલાવીને, હેના જાડપણની નકલ કરી; વગેરે અનેક રમૂજો હેના અન્યથા કરુણ રસથી—ગૂઢ કરુણ રસથી—દબાયલા હૃદયને પ્રફુલ્લ રાખતું હતું. રત્નાગિરિમાં એકવાર ખરેઘાટ જજ અને હેમનાં પત્ની, તથા બે ત્રણ ગણતર મિત્રોને ચ્હા પીવાને હમે બોલાવ્યા; તે વખતે કોઈ ખેલ કરનારો આવ્યોછે. એમ નામ દીધા વગર મિત્રોને સૂચના આપી; પછી પડદા પાછળથી નલિન નીકળ્યો; પારસી યુવક, હેની વૃદ્ધ માતા અને ત્રીજું એક પાત્ર હેમની વચ્ચેના સંવાદની, ત્રિવિધ પાત્ર

પોતે જ બનીને, નકલ અત્યન્ત રમૂજ ભરેલી, તાદૃશતાથી અંકિત કરી; વળી અંગ્રેજ ડોશી, બંગાળી બાબૂ, વગેરે બે ત્રણ જણની The Charge of the Light Brigade બોલી બતાવવાની હાસ્યરસભરી નકલો કરી; વગેરે ન્હાનું સરખું પ્રોગ્રામ ભજવીને બધા મંડળને હસાવી માર્યા.–વધારે ઉદાહરણોથી લંબાણ કરવું અનિષ્ટ છે. પણ હેનો રમૂજી સ્વભાવ વિષમ દુઃખમાં પણ કે'વો સ્ફુરી નીકળતો તે દર્શાવનારૂં એક ચિત્ર પ્રગટ થાયછેઃ સંધિવાતની વિષમ, અસહ્ય, પીડાથી હેની છેવટની માંદગીમાં નલિન પીડાતો હતો તે વખતે પણ એક નવી નર્સ આવી તે અસાધારણ પુષ્ટ શરીરની દીઠી; નામ નર્મદાબાઈ સાંભળ્યું; એટલે નલિન હમને કહેઃ "નર્મદાના પૂલનું ભૂંગળું !"; "આજ ખાવાનું વધારે, ખાસ વધારે, રંધાવજો."

આમ છતાં, બાલ્યકાળમાં, કોઇ ધૃષ્ટ મશ્કરી કરે તો નલિન સહન કરતો નહિં: ઈ. સ. ૧૮૯૬–૭ માં હૈદરાબાદ (સિંધ) માં હમે હતાં; સરહદ ઉપર ન્હાની લઢાઈ થવાનો સંભવ હતો તે વખતે એક લશ્કરી અમલદાર, કૅપ્ટન, સ્નો નામનાની સાથે હું મુલ્કી ખાતા તરફથી મદદગાર તરીકે transport સારૂં ગધેડાં ખરીદ કરાવવાને ગયોઃ–હસવાનું હામાં નથી; એ તરફનાં ગધેડાંમાંથી ઉમદા નંગની કીમતો ૨૦૦) રૂ. ૨૫૦) રૂ. ૩૦૦) રૂ. સૂધી થતી હતી. અસ્તુ; આ પ્રસંગે નલિન મ્હારી સાથે (આઠ વરસની ઉમરનો નલિન) જિલ્લામાં ફરવાને એકલો આવ્યો હતો. કૅપ્ટન સ્નોના બટલરે નલિનને એક મુકામે ચીઢવવાને કે રમૂજ માટે કહ્યું: "બાબા ! બીડી પીએગા ?" "ચૂપ રહો ! હમ તુમ્હારા સાબકો બોલ દેગા !" કહીને નલિને બાળક છતાં મ્હોટી ઉમરનાનું ગૌરવ ધારણ કર્યું.– એ મુદતમાં હૈદરાબાદમાં એક મુસલમાન દરજી હમારે ઘેર શીવવાને બેસાડયો હતો તે કહેઃ "બાબા ! અકલ બડી કે ભેંસ ?" તરત નલિન બોલ્યોઃ "ચૂપ ! તુમ્હારેસેં હમ જ્યાદે પઢા હે."

આ લક્ષણરેખામાં ગૂઢ અંશો શા હશે ? અમુક પ્રકારના લોકો તરફ અંતઃકરણની વિમુખતા, એ બીજ હશે. હું જાણુંછું, અમદાવાદમાં એક ધૃષ્ટ, દુષ્ટ, પુરુષ હતો; સારાં સારાં ઘરમાં પ્રવેશ પામેલો એ હતો. એ

બાળક નલિનને વાટે ને ઘાટે સલામ કરે, બોલાવે, પણ નલિન હેનો ગૌરવયુક્ત અનાદર જ કરતો. હેના દુર્ગુણથી નલિન અજાણ્યો હતો; છતાં હેનું ઊંડું હૃદય જ એ દુષ્ટ તરફ અણગમો કરાવતું હતું. નલિનના અંતર્ગૂઢ આત્મિક સૌન્દર્યનું દર્શન એક મિત્રે મ્હને કરાવેલું પ્રત્યક્ષ કરુંછું. એ મિત્રને નલિનનો પરિચય અલ્પ જ થયેલો; હું તો એ મિત્રને ઓળખતો પણ ન્હોતો; નલિનના અવસાન પછી આશ્વાસનપત્ર લખતાં એ મિત્રે લખ્યું હતું કે: "He had inherited not only the best traits within you, but he had more valuable additions in his intellectual calibre and moral stamina—things for which credit was due to his own soul rather than to any heredity."

જરાક અણઘડ વાણીમાં, છતાં શુદ્ધ ભાવથી, ગુણદર્શન આ વચનોમાં કહેલું છે.

નલિનની સત્ય અને શુદ્ધ ઈશ્વરભક્તિનું બીજ પણ હેના આ સ્વભાવમાં જણાયછે. એક પ્રસંગ, મ્હને બહુમૂલ્યમાંથી બચાવનારો પ્રસંગ: આશરે પંદર વર્ષ ઉપર મુંબાઈના નાગરમંડળના વાર્ષિક સમારમ્ભમાં પ્રમુખપદ સ્વીકારવાની માગણી કરવાને રા. હિમ્મતલાલ ગણેશજી અંજારિયાના નેતૃત્વ સાથે કાઠિયાવાડી નાગર ગૃહસ્થો ચાર પાંચ જણા બ્લ્યુ બંગલે મળવા આવ્યા. મ્હેં હેમની ઇચ્છા પ્રબળ માનીને હા પાડી. વીગતોની ચર્ચા કરતે કરતે મ્હારા હાથમાં મૂકેલાં છાપેલાં કાગળિયાંમાંથી પ્રોગ્રામની પ્રત ઉપર આરમ્ભમાં "હાટકેશ્વરની સ્તુતિ" એ શબ્દો તરફ નલિને મ્હારૂં ધ્યાન ખેંચ્યું. મ્હેં તરત જ ક્ષમા માગી લીધી, અને સંમતિ પાછી લઈ લેવાની છૂટ માગી. કારણ દર્શાવવાનો આગ્રહ એ ભાઇયોનો થવાથી ખરૂં કારણ કહ્યું: મ્હારા ધર્મ સંબન્ધી મતને ક્ષોભ આપવો પડે એમ આ વિષયથી થશે તે કારણ બતાવ્યું. રા. અંજારિયા કહે: "હાટકેશ્વરની સ્તુતિ" એ વસ્તુ પ્રોગ્રામમાંથી બાતલ કરિયે. મ્હેં જોરથી ના કહી: "મ્હારા વ્યક્તિગત વિચારને ખાતર મંડળ સમસ્તના ઉપર એ ભાર મૂકું જ નહિં." આ બનાવ

પછી મંડળમાંના કેટલાક ભાઇયો તરફથી મ્હને અનેક અપવાદનો સરપાવ મળેલો, એ વાત અહિં અપ્રસ્તુત છે. નલિન વિશેની વાત જ મુખ્ય છે.

નલિનકાન્તની મતદઢતાનું એક બીજું ઉદાહરણ: ઈ. સ. ૧૯૧૪ ના ડીસેમ્બરમાં નૅશનલ કાંગ્રેસને પ્રસંગે નલિન કેટલાક મ્હારા સ્નેહીઓની સાથે મદરાસ ગયેલો તે વખતે રા. ગિરજાશંકર ત્રિવેદીની જોડે કેટલાંક સ્થળ જોવાને એ ગયો. એક મહાદેવના દેવાલયમાં એ ગયા. પૂજારીએ બધું ફરીને બતાવ્યું. છેવટે આરતીની થાળ હેણે ધરી ત્હેમાં ગિરજાશંકરે પાવલી કે કાંઇક નાંખ્યું. તરત નલિને હેમને અડાવ્યા: "તહમે હાવા ચુસ્ત પ્રાર્થના સમાજી થઈને આ શું કર્યું?" ગિરજાશંકરે ફાંફાં મારીને બચાવ કર્યો: "એ તો હેણે બધું ફરીને બતાવ્યું તે માટે 'બક્ષીસ' આપી." નલિન કહે: "'બક્ષીસ' આપવી'તી તો એમને એમ પછીથી આપવી'તી; પણ આરતીમાં શા માટે મૂકયું!"–ગિરજાશંકરે ભૂલ્ય કબૂલ કરી.

આ મદરાસની નલિનની મુસાફરીની સાથે એક કરુણ પ્રસંગ તરી આવેછે: હેણે મ્હને ત્હાંથી લખેલો એક પત્ર જોઉછું; હેમાં હેના હૃદયની ગૂઢ વ્યથા મિત્રવત્ પુત્રે લખી જણાવીછે. આ સૂક્ષ્મ, પવિત્ર, રહસ્ય પ્રગટ કરું? કરીશ જ; એ કોમળ હૃદયનું ખરૂ પ્રતિબિમ્બ પાડવા માટે એ કર્તવ્યરૂપ ગણુંછું. આ માટે ઇ. સ. ૧૯૧૩ માં પાછા જવું પડશે. એ વર્ષના ઉનાળામાં હમે દાર્જીલિંગ ગયા હતા. ત્હાં એક પ્રતિષ્ઠિત બંગાળી કુટુમ્બ સાથે હમારો સર્વનો પરિચય બંધાયો. હેમાં એક તરુણ કન્યા તરફ નલિનનું હૃદય આકર્ષાયું; વાંદરે આવીને મ્હને પોતાનું હૃદયરહસ્ય કહ્યું:–એક ચિઠ્ઠીમાં લખી જણાવ્યું. હમે કેટલાક મિત્રો મારફત માગું મોકલ્યું; ઉત્તર સભ્ય નકારનો આવ્યો, નલિન નિરાશ થયો. કાલક્રમે વાત વિસારે પડી. પણ દોઢ વર્ષે આ મદરાસની મુસાફરીમાં એ કન્યાનાં માતાપિતા તથા એ કન્યા નલિનને મળ્યાં; મદરાસમાંજ મળ્યાં. હેને બોલાવ્યો. સભ્યતાના વ્યવહારથી મળવા ગયો. હૃદયનો ગૂઢ વ્રણ તાજો થયો. પત્ર મ્હને લાંબો લખ્યો; આ બનાવ કરુણ વાણીમાં હેણે હૃદય ઉઘાડીને વર્ણવ્યો.–કશો ઉપાય નહોતો. મદરાસથી પાછા આવતે ટ્રેનમાં મિત્રો ચાર પાંચ હતા. હેમાં એક દાકતર હતો. કોઇને

આ હૃદયરહસ્યની ખબર નહોતી. ટ્રેનમાં રસ્તામાં એક વખતે નલિન મૂર્છાવશ થયો. ઉપચાર કર્યાથી સ્વસ્થ થયો. અહિં આવ્યા પછી એ દાક્તરે મ્હને કહ્યું ? નલિનને minor epilepsy નો વિકાર છે તે ત્હમે જાણોછો ?—મ્હેં હા કહી. બાહ્ય કાયિક વિકાર એ હશે; હૃદયનું ઊંડું રહસ્ય હું જ જાણતો હતો. કોઇને કહેવાય એમ નહોતું.

ગ્રાન્ટ મેડિકલ કૉલેજના ગુજરાતી વિદ્યાર્થીઓએ રમણભાઈનું "રાઈ નો પર્વત" નાટક ભજવવાનું ધાર્યું. મ્હારી તથા નલિનની અમુક બાબતમાં મદદ હેમણે માગી. મ્હેં સંસ્કૃત નાટકોની ઢબની સૂત્રધારની પ્રસ્તાવના રચી આપી. નલિન દરેક rehearsal ( અભ્યાસ પ્રયોગ ) માં મદદ કરવાને જવા લાગ્યો. એ પ્રસંગમાં rheumatic fever ( સંધિવાતજ્વર) ના જન્તુઓએ અલક્ષ્ય પ્રવેશ કર્યો. નાટક ભજવાતું જોવાનો વારો આવ્યો જ નહિં; એ જન્તુઓએ જીવલેણ વ્યાધિથી નલિનને ઘેર્યો. એ અઠવાડિયાની અસહ્ય માંદગી ભોગવીને હેણે દેહત્યાગ કર્યો. આ માંદગીમાં સંનિપાત અવસ્થામાં હેને પેલી હેના હૃદયમાં સંતાયલી કન્યાનાં દર્શન થયાં. સાવધ અવસ્થામાં પોતાની માતાને નલિને પૂછ્યું: "સુશીલા ! અહિં નલિની આવી હતી ખરું ? મ્હારી સારવાર કરતી હતી." માતાએ જુઠ્ઠી હા કહી.

ઘણી વાર વિચાર આવેછે; તે વખત, નલિનના અવસાન પછી તરત વિચાર આવ્યો હતો, કે હેનું heart ( હાર્ટ ) વિકારથી વઘેલું હતું અને તેથી સંધિવાતે pericarditis ઉત્પન્ન કરી હેનો અંત આણ્યો તે ખરું, તથાપિ એ કાયિક વિકારને આઘાત મળ્યો આ ભગ્નાશતાને લીધે, અને ખરે, મહાશ્વેતાના પ્રેમાઘાતથી પુંડરીકનું અવસાન થયું, હેવોજ આ પ્રકાર કાંઇક હતો.

એક ચિત્ર પ્રગટ થાયછે. તા૦ ૨૦ મી ફેબ્રુઆરી ૧૯૧૫; જીવનચિત્રવિલોપનના દસ દિવસ પૂર્વે.—કરુણાશંકર માસ્તર હેમના શિષ્યમિત્રમંડળ સાથે મળવા આવ્યા. (૧૪ મીએ એ મંડળ સાતેક વાગ્યે આવેલું, હું મુંબાઈ જતો હતો, પાછો હું ૧૧ વાગ્યા પ્હેલાં નહિં આવી સકું કહેલું તો કહે હમે બનશે તો રોકાઈશું; ખરે, તે રોકાયા જ હતા, ચાર કલાક સુધી; અને ઘરમાં

આવ્યા પછી **નલિન** માંદો છતાં —આરમ્ભની માંદગીમાં—તણાઈને બ્હાર આવીને કરુણાશંકર જોડે વાતોમાં ભાગ લેવાને આવીને ખાટલામાં પડ્યો હતો.—આ બીજીવાર ખાસ **નલિન** માટે આવ્યા). **નલિન** વધારે માંદો હતો, છતાં હેમને હેણે અંદર બોલાવ્યા; એ આવ્યા; હેમની સાથે **નલિને** સુરેખ વાતો કરી; લવવા કરવાનું તે વખત જતું રહ્યું હતું. આ પ્રસંગની નોંધ જ ઉતારું: "**લવંગીએ નલિન**ના ખાટલા પાસે બેશીને મન્દસ્વરે "પ્રેમસિન્ધુ! પ્રેમનો પ્રસાદ **સર્વને**" એ ભજન ગાયું. **નલિન** પણ ગાવામાં ઝીણે સ્વરે શામિલ થયો. આખું ભજન ગાયું. What a sweet and sacred sight it was! Oh! Lord!"

ખરે દેહ કરતાં આત્મા વધારે બલવાન્ છે. વ્યાધિની પીડા દૂર સરી ગઈ; તત્કાળતો દબાઈ ગઈ.

એક તીવ્ર સંવેદન મ્હને **નિરન્તર** દમ્યા કરેછે: **નલિન** પંદરેક વરસની ઉમરનો હતો; **ભગવાનદાસ માધવદાસ**ના ઘરમાં, મુંબાઈમાં હમે પ્હરૂણાં હતાં. **નલિન**ને કાંઈક મન્દ જોઈને મ્હેં કારણ પૂછ્યું; "કાંઈ નહિ!" એ ભાવ દર્શાવનારી હાથની ચર્યા કરી; મુખચર્યા પણ વિચિત્ર કરી; મ્હેં હેની સૂક્ષ્મ લાગણી જોડે સમભાવ ના સાખ્યો; બેપરવાપણા માટે મ્હેં સખત ઠપકો દીધો. થોડી વારે શાન્ત હમે બંને થયા; દીનતાથી **નલિન** મ્હારી કને આવ્યો: "**નનુભાઈ**! માફ કરો!" મ્હેં હેને વત્સલભાવે આશ્લેષમાં લીધો. આ નજીવી વાત હશે. પણ આ પછી અનેકવાર **વાંદરામાં** કાયમ મ્હારું કુટુમ્બ સ્થપાયું તે ગાળામાં **નલિન**ને મ્હેં નિરર્થક ક્રૂર ઠપકા દીધેલા યાદ આવેછે, અનેકવાર પરસ્પર ગેરસમજ થયેલી અને હેના મનને ઉદ્વેગ કરાવેલો યાદ આવેછે,—ત્હારે મ્હને જે પશ્ચાત્તાપ હવે થાયછે, તે શી રીતે પ્રગટ કરું? હૃદયના લોહીનાં અશ્રુમાં લેખની બોળીને લખું તોપણ ખરું પ્રતિબિમ્બ નહિં પડે. મ્હને ખાતરી છે કે એ મ્હને ક્ષમા આપી ચૂકયોછે., "અન્યનાં ઉર વાંચતાં ક્ષમાધર્મ સધાયછે" (Tout comprendre c'est tout pardonner,) એ જે'નું જીવનસૂત્ર હતું તે હવે મ્હારું ઉર વાંચી જ સકેછે એમ માનું છું. માટે આ શ્રદ્ધા. છતાં હું ત્હારી જાતને ક્ષમા આપી સકતો નથી.

આ અપ્રિય દર્શન લુપ્ત થાઓ ! શાશ્વત સંબન્ધ તો હમારો વાત્સલ્યની પરાકાષ્ઠાનો જ હતો. એટલુંજ નહિં મિત્રવત્ પુત્ર મ્હારો નિત્યસહચારી હતો. દાર્જીલિંગ મ્હારા કરતાં બે અઠવાડિયાં અગાઉ એ ગયો હતો. હું, સુશીલા અને લવંગિકા ત્ય્હાં પ્હોચ્યાં. હિમાલયના બરફની શૃઙ્ગશોભા મ્હને દર્શાવવાને નલિન અતિશય ઉત્સુક હતો. એ શોભા પ્રગટ થતાં ઉલ્લાસથી મ્હને દર્શાવી. હમે સાથે એ સૌન્દર્યનું પાન કર્યું. આ પ્રસંગોનું અન્ય સ્થળે મ્હેં અનુલક્ષણ કર્યું જ છે;§ અને જ્ઞાનગિરિનાં શૃંગને ભક્તિ-કિરણો રંગતાં એ આત્મિક સૌન્દર્યદર્શન પણ ત્ય્હાં કર્યું છે.

એ નિત્યસહચાર ભૌતિક તેમ જ હૃદયવર્તી પણ હતો. ભૌતિક સહચાર જોનારો મ્હારો પ્રિયમિત્ર શ્રીધર ભાણ્ડારકર મુંબાઈ પ્રાર્થનામન્દિરમાં નલિન વિનાનો મ્હને જોઈને બોલ્યો: "" You are alone". આ ત્રણ જ શબ્દો કેટલા ઊંડા, સૂક્ષ્મ, સ્નેહભર્યા સમભાવના શબ્દો ! મ્હેં કહ્યું: "હા, હું એકલો !"—ખરે, મુંબાઈમાં તે સમયમાં જ્ય્હાં જ્ય્હાં હું ફરતો ત્ય્હાં ત્ય્હાં સહચારીની ઊનતા, મ્હારી હૃદયશૂન્યતા, મ્હને વીજળીના આઘાતો વારંવાર આપતી. "હા, હું એકલો હવે છું !"—જીવનવનમાં પણ એકલો છું ? ના, ઈશ્વરે એ એકલાપણામાં ભાગ લેનારું એક હૃદય સાચવી રાખ્યું છે. અને—"પદપદે પ્રત્યક્ષ તું" એમ કહેનારો હું એકલો નથી.

## ઊર્મિલા

હું એકલો એ ભાન મ્હને તીવ્ર શા માટે હતું ?

નલિનનું અવસાન હેની પ્રિયભગિનીના અવસાન પછી સવા વર્ષમાં જ આવેલું તે કારણનો મ્હારી એકલદશાના સંવેદનમાં કાંઈક અંશ ખરો. આ પ્રસંગે મ્હને બર્કનું એક વચન યાદ આવે છે:

"They who ought to have succeeded me have gone before me; they who should have been to me as posterity are in the place of ancestors."†

§ "સ્મરણ સંહિતા", ખંડ ૧ લો, શ્લો. ૨૫-૨૬-૨૭.

† Burkes' "Letters to a noble Lord."
(Chambers Encyclopœdia of English Literature Vol. II p. 549.)

આ પુત્રીનું પુનર્દર્શન કરું:

"નતુભાઈ! મ્હને બેટી કહો"; ત્રણ વર્ષથી પણ ન્હાની, શૈશવની મુગ્ધ દશામાં, તેજસ્વી નારંગી રંગના સાન્ધ્ય વ્યોમમાં બાલશુક્રતારાની પેઠે, વિહરતી પુત્રીનું આરમ્ભમાં પ્રત્યક્ષ દર્શન થાયછે. આ ચિત્રમાં રંગ પૂરવાની જરૂર નથી. હૃદયમાં એ ચિત્ર પ્રગટ થતાં વાંત હૃદય જ રંગ પૂરી દેછે. હેની પ્રતિબિમ્બમુદ્રા છાપવી અશક્ય છે.

આ કરતાં પૂર્વે અતિશૈશવ કાળનું ચિત્ર આવેછેઃ મુંબાઈમાં રાત્રે ગ્રાન્ટરોડ સ્ટેશન ઉપર, અમદાવાદ જવાની મેલટ્રેન સાધવાને, હમે જઈયે છિયે; વિકટોરિયામાં મ્હારી સાથે બેઠેલી હેની માતાના ઉછંગમાં એ બાલકી સૂતી છે; સૂતી સૂતી ઊંચે ઝાડનાં ડાળી પાંદડાની પાર રહેલા વ્યોમદીપકો, રૂપેરી તારાગણ, તરફ, વાણીનો ઉચ્ચાર આવડતો નહોતો એટલે મૂક ભાવે અંગુલીનિર્દેશ કરીને હમારૂં ધ્યાન તે તરફ દોરેછે. હેનો ધ્વનિ શો હશે? "એ તારાગણમાંની હું એક તારાકણી આ માનવલોકમાં ઊતરી આવીછું; એ મ્હારી સખીઓનું સૌન્દર્ય જુવો."—આ હેની આત્મકથા હશે?

વાચાશક્તિ પ્રગટ થયેલું વય આવ્યું. મુંબાઈથી શોલાપુર અને શોલાપુરથી મુંબાઈ અનેકવાર પ્રયાણ હમારી સાથે બાળક ઊર્મિલાએ કર્યાં, તે સમયે આગગાડીનાં વેગગતિથી લોખંડના પાટા ઉપર નૃત્ય કરતાં પયડાંનો નાદધ્વનિ સાંભળીને હેનું અનુકરણ એ બાળકીએ અપૂર્વ જ કર્યું. ઉદરનિર્વાહ માટે દૃષ્ટિ રાખનારા, ઘાટ ઉપર રેલવે બંધાતી વખતે મજૂરી કામે જનારા, ઘાટીઓ પોતાના જીવનવ્યવહારને અનુરૂપ અનુકરણ કરેછેઃ कशा साठीं? पोटा साठी, खंडाळाच्या घाटा साठी—એ અનુકરણથી ભિન્ન જ ઊર્મિલાનું અનુકરણઃ "ઢ્ક ઢ્કપ્રક્ષ્ટા, ભપી ભપી ભાડા." હામાં અર્થ કશો નહિં, માત્ર નાદધ્વનિનું રૂપાન્તર; પૂર્વાર્ધમાં ગાડીના પયડાંનો ધ્વનિ; ઉત્તરાર્ધમાં એંજિનના ફૂંફાટાનો ધ્વનિ. આ નાદધ્વનિના રૂપમાં ઢ જેવા ઉચ્ચારવિષમ સંયુક્તાક્ષર કરતાં પણ વધારે વિષમ 'ક્ષ્ટા' એ સંયુક્તાક્ષર ઉપરથી એક સ્મરણ પ્રગટ થાયછે. બાલ્યકાળથી જ એ બાલિકાના શબ્દોચ્ચારની શુદ્ધિયે સ્વ. માધવદાસ રઘુનાથદાસનું ધ્યાન ખેંચેલું. હેમને ઘેર હમે અનેકવાર ઊતરતાં. હેમના દૌહિત્ર બાલકો વિલક્ષણ ગડબડિયા,

સ્ખલન યુક્ત,† ઉચ્ચાર કરતા તે મનમાં હોઈને માધવદાસ બોલતા "આ. જુવો ઊર્મિલા કેવા સૂ્ષ્ટુ ઉચ્ચાર કરેછે!" માત્ર એક અપવાદ હતો: મ્હારો ભત્રીજો, સત્યેન્દ્ર, ઊર્મિલાને માથામાં ટપલો મારતો એટલે કહેતી; "ન્યાપા ફૂટી?" એટલે "માથું ફૂટશે." 'માથું' શબ્દનો 'ન્યાપું' એ શા વાગ્વ્યાપારને નિયમે વિકાર થયો હશે તે હજી મ્હને જડયું નથી. કેશવલાલભાઈ ધ્રુવને પૂછવું પડશે. સત્યેન્દ્ર (હાલ એ પણ પરભૂમિમાં પ્રવેશ કરી ગયોછે, તે) ઊર્મિલા મ્હોટી થયા પછી પણ "ન્યાપા ફૂટી!" એમ કહીને હેને મૃદુ ભાવે ચીઢવતો તે મધુર દર્શન કદી લુપ્ત નહિં થાય.

એક બીજું ન્હાનું ચિત્રઃ ઊર્મિલા પાંચ વર્ષની બાળકી હતી તે વખતે મ્હારી બદલી કારવાર—કાનડા જિલ્લામાં—થઈ તે માટે આગબોટમાં મુંબાઈથી ઊપડીને હું સકુટુમ્બ કારવાર જતો હતો. શૂન્ય, વેરાન, સમુદ્રમાં આગબોટ જતી હતી; ડાબી બાજૂ કોકણપટ્ટીનો કિનારો છેક અદૃશ્ય નહિં, છેક સ્પષ્ટ નહિં, એમ સરકતો જતો હતો. જમણી બાજૂ કેટલાક ખરેખરી એકલદશા ભોગવતા ખડકો હમારી પાછળ ચાલ્યા જતા હતા. સમય સન્ધ્યાકાળનો; આગબોટ સમુદ્રમાં સરી જતી હોય તે વખતે આ સન્ધ્યા સમય હમેશાં સુનસુનકારભર્યો લાગેછે. આ સમયે પેલા ખડકો તરફ નિર્દેશ કરીને બાલક ઊર્મિલા પૂછેછેઃ "નનુભાઈ! આ ખડકોને અહિં એકલા કેમ ગમતું હશે?" *—હમે માનવસંઘમાંથી છૂટાં પડેલાં હતાં તે સ્થિતિની છાયા આ વિચારમાં આડકતરી હશે. પરંતુ હેનું ઊંડું બીજ તો માનવજાતિના સમાજજીવી સ્વભાવમાં વિશેષ છે.

આ હૃદયસ્વભાવના તત્ત્વદર્શનનો વિષય; હવે માનસશાસ્ત્ર.

† નહિં ઢ, નહિં ધ, હેવા મિશ્ર અધવચલા ઉચ્ચાર માટે $\frac{ધ}{ઢ}$ એમ પ્રતિબિમ્બ હું આ ક્ષણે યોજુંછું. વાણીનું અસામર્થ્ય જાણીતું છે, તેમ વાણીના રૂપબિમ્બનું અસામર્થ્ય પણ છે, એ આજ અનુભવ થાયછે. મુંબાઈગિરાના સંપર્કથી દૂષિત સંસ્કાર હેનારા તાલવ્ય અને દંત્ય શ એ બેનું મિશ્રણ પણ હેવું જ કરેછે.

* "સ્નેહીઓનાં સહજીવન" નામના મ્હારા લેખમાં આ બાલક વિચારનો ઉલ્લેખ નામનિર્દેશ વિના મ્હેં કર્યોછે. 'વસન્ત', માઘ સં. ૧૯૭૦, પૃ. ૧૫ મું જુવો.

(Psychology) ને અથવા અતિલૌતિક શાસ્ત્ર (Metaphysics) ને સામગ્રી પૂરી પાડનારા બાલવિચારોમાંથી એક નમૂનો 'મુકુર'માં આવેછે: સમય, ઈ. સ. ૧૮૯૬, સ્થળ હૈદરાબાદ (સિંધ); ઊર્મિલા હવે ૯–૧૦ વર્ષની થઈ છે. એક વાર કાંઈ પણ પ્રસંગ વિના જ એ પૂછવા લાગી: "નનુભાઈ! આપણે બધાં જાનવરોનાં કે કશાનાં નામ કહિયે છિયે, તે મૂળમાં તો ગપ્પો જ મારેલી કની?" હું સમઝ્યો નહિં; ખુલાસો પૂછ્યો. ઉત્તર આપ્યો: "ગાય હોય; ત્હેને 'ગાય' એમ નામ પાડ્યું તે પ્રથમ તો ગપ મારીને જ કની?" હું હવે સમઝ્યો. મિલ્ટને Paradise Lost માં ચિત્ર આપ્યું છે: આદમની આગળ થઈને બધાં પ્રાણી ચાલ્યાં જાયછે અને પ્રત્યેકને એ જાતિવાચક નામ આપેછે. ભાષાની ઉત્પત્તિ માનવસંકેતમાં છે કે કેમ—એ કૂટ પ્રશ્નના આ ખુલાસા છે. બાલક ઊર્મિલાએ પણ ભાષાનું નિદાનદર્શન આદિસંકેતમાં, યદૃચ્છાકલ્પનમાં, કર્યું. અલબત, એ દર્શન કાંઈ શાસ્ત્રીય પરીક્ષણશક્તિના વ્યાપારથી નહોતું જ; કેવળ ઈશ્વરી પ્રેરણારૂપ હતું.

કાલક્રમે ઊર્મિલા મ્હોટી થઈ. કેટલાક હૃદયના આઘાતોને પરિણામે હેની હૃદયદશા બદલાઈ. મુંબાઈના "સેવાસદન"માં આદ્યવિધાયિકાઓમાં સ્થાન લીધું. કેટલીક ગેરસમઝણોને પરિણામે ત્હાંથી મુક્ત થઈને વાંદરામાં સેવાસદન સ્થાપ્યું; ચલાવ્યું;—એ સર્વ વ્યાપૃતિને અંગે કાંઈ યોગ્યતા પ્રાપ્ત કરી. ચિત્રકળામાં નૈસર્ગિક શક્તિને બળે સુન્દર વિજય મેળવ્યો. હેના હાથનાં ત્રણ ચિત્રો મ્હારા સ્થળના એક ખંડમાં નિત્યસ્મારકરૂપે ટંગાયાંછે. બીજી કળાઓ—ગૂંથણ કામ ઇત્યાદિ—માં પણ હેની ઉચ્ચ કારીગરીના નમૂના સ્મારકરૂપે રાખ્યાછે.† મુંબાઈના સેવાસદનમાં એક આંધળી છોકરીને લેસ ગૂંથતાં શીખવવા માટે ઊર્મિલાએ પોતે પોતાની આંખ્યો બંધ કરીને ગૂંથી; પછી છોકરીના હાથ ઝાલીને શીખવ્યું. સ્વકીય કલ્પનાનો વ્યાપાર આમ થયો. સંગીતનું શિક્ષણ બાલ્યકાળમાં આરમ્ભાયલું, પણ પાછળથી પોતાના જ પ્રયાસથી કેળવેલું હતું. સતાર શીખવનાર એક

† આ કારણથી જ હમણાં થયેલા "ભગિનીસમાજ"ના પ્રદર્શનમાં Not For Sale 'વેચવાના નથી,' એ સંજ્ઞાના stall માં એ નમૂના મૂક્યા હતા.

ગુરુ આવતા હતા, શ્રીકૃષ્ણ નામના, તે ગમે તેમ શીખવતા તે ઉપરાંત ઊર્મિલાએ પોતાની બુદ્ધિથી ગતોનાં પ્રતિબિમ્બ કાગળ ઉપર નવીન પ્રકારથી જ યોજ્યાં હતાં;—એ જોઇને મ્હારા મિત્ર મેરવાન કારભારી (હાઇ કોર્ટ પ્લીડર)—સંગીતકળામાં નિપુણ છે તેમણે એ યોજનાની અપૂર્વતા વખાણી હતી.

"ઉષાનન્દિની" ("Heifer of the Dawn" નામના Bain ના પુસ્તકનું ભાષાન્તર), 'કમલિની' (Mrs. Satyanathan ની 'કમલા' નામની વાર્તાનું ભાષાન્તર) એ બે ઊર્મિલાની મુખ્ય કૃતિયો ગુજરાતી વાચક વર્ગની સમક્ષ મૂકાઇ છે. એમાંની એકે પ્રસિદ્ધ થયેલી જોવાને એ રહી નહિં. હેના અવસાન પછી બે માસના અંતરે "ઉષાનન્દિની" પ્રગટ થઇ; "કમલિની" એક વર્ષને અંતરે.

એ ભગિનીને અનુપમ સ્નેહથી ચ્હાનારો બન્ધુ નલિન પણ બે સાહિત્ય કૃતિયો પ્રસિદ્ધ મૂકી ગયોછેઃ 'નૂરજહાન' (સરદાર જોગેન્દ્રસિંહની અંગ્રેજી વાર્તાનું) અને 'ઇન્દુકલા' (બેઇનના "The Digit of the Moon" નું) ભાષાન્તર. 'નૂરજહાન' તો હેના જીવનકાળમાં પ્રગટ થઇ; પણ 'ઇન્દુકલા' હેના અવસાન પછી.

બંનેની અપ્રસિદ્ધ કૃતિયો, ગદ્ય તેમ જ પદ્ય, હજી પડી રહીછે. હેમાં ગુણયુક્ત હશે તે પ્રસિદ્ધિમાં મૂકવાનો મનોરથ ક્‌હારે સફળ થશે તે હું જાણતો નથી.

બંને સંતાનોના અવસાન પછી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની પ્રસ્તાવનાઓ લખવાનો વખત મ્હારે આવ્યો. 'કમલિની'માં "ત્રિકાલ સ્વપ્ન" એ કાવ્યદ્વારા હૃદયના તાજા ઉદ્‌ગાર કાઢ્યા. આમ મ્હારાં પૂર્વજનું સ્થાન લેનારાં અનુજોની ઉત્તરક્રિયા અનેકવિધ મ્હેં કરી.

ફરી મનમાં થાયછેઃ હું એકલો છું ? ઉત્તર પૂર્વવત્. અહિં એક વાર્તાનું સ્મરણ થાયછે. એ ક્‌હાં હતી ?—હા. જડી. વિવર્તલીલામાં "જ્ઞાનબાલે" † આપીછે, તે જ અહિં આપું: (વક્તા એક અપ્રખ્યાત પાત્ર છે.)

† 'વસન્ત સં. ૧૯૭૫ ફાલ્ગુન પૃષ્ઠ ૯૭–૯૮.

"દક્ષિણના એકાન્ત પ્રદેશમાં શાન્તનીરા સરિતા વ્હેછે; ત્હાં મ્હારી દૃષ્ટિ અત્યારે ઠરેછે; નદીના પાત્રમાં એક ન્હાનો બેટ જોઉંછું; બેટમાં ઊંચાં પ્રચંડ બાવળનાં ઝાડની વિશાળ ઘટામાં એક બે ધાળા તંબૂ જોઉંછું; તંબૂની બ્હાર એક બાઈ અને હેની દાસી બેઠાંછે; સમય બપોરનો છે; બેટમાં સર્વત્ર ગમ્ભીર શાન્તિ છે. જુઓ, સાંભળો:

બાઈ:—"સકીના ! આ ઝાડની ઘટામાં કેટલા બધા હોલા લાગલગટ કુ કુ...કૂ કૂ કુ કૂ......કૂ !" કરી ગમગિનીના સૂર ખેંચતા લાગેછે !"

દાસી: બાઈ સાહેબ ! એ તો એક બુઢ્ઢી માની વાત છે. જાણોછો ? એક બુઢ્ઢીનાં બે જવાન છોકરાં એક પછી એક ગુજરી ગયાં; એક છોકરો અને એક છોકરી. પછી એ જંગલમાં છોકરાંને સોધતી, પુકારતી ફરવા લાગી. 'લેકા તૂં ! લેકી તૂં !' ખુદાને હેના ઉપર રહેમ આવી તેથી એકદમ હેને હોલી બનાવી દીધી; ત્હારથી દુનિયામાં બધાં હોલાં આમ બોલેછે; 'લેકા તૂં ! લેકી તૂં !"

આટલું બોલી એ વકતા એકાએક સ્વપ્નદર્શન લુપ્ત થઈ ચમક્યો હોય તેમ જાગૃત થઈ બોલ્યો:—

"ભાઈ ! શું એ દૂર, દૂરતમ, ગયેલું સ્વપ્ન ! ત્હાર પછી લગભગ ત્રણ દાયકા ગયા, અને પ્રભુએ મ્હારાં પ્રિય લેક લેકીને બોલાવી લીધાં. આ બે અંકોડા શું વિચ્છિન્ન ગણશો ? પેલો દૂરતમ અંકોડો તે આ છેવટના અંકોડા જોડે આગામિ સૂચનના સંબન્ધથી જોડાયલો ન્હોતો ? કોણ કહી સકશે ?"

આટલું જ કહી 'લેકા તૂં !' 'લેકી તૂં !' એમ કરુણધ્વનિ કરતો કરતો એ અર્ધ ઉન્મત્તની પેઠે ચાલ્યો ગયો. પેલી બાઈ તે હેની પત્ની હતી. કથા આત્મકથા હતી."

હું પણ લેકા તૂં ! લેકી તૂં ! એ ઉદ્ગાર કરતો જીવનના જીર્ણારણ્યમાં ભટકુંછું.

**સમાપ્ત.**

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯ | ૧ | તેથી | થતું તેથી |
| ૨૯ | ૩ | જાઇ | ઇજા |
| ૩૯ | ૧ | સુધા | સુધારા |
| ૬૪ | છેલ્લેથી ૫ મી | વાક્ય | વાટ્ય |
| ૯૮ | ૪ | જાણું છું. કે | જાણું છું કે |
| ૧૧૦ | ૧૦ | કિસ્ટમસ | ક્રિસ્ટમસ |
| ૧૧૪ | ૧૦ | તહમને | (એ શબ્દ છેકી નાંખવો) |
| ૧૧૭ | ૧૭ | મનસુખરા | મનસુખરામ |
| ૧૨૧ | ૭ | રપૂજત | રજપૂત |
| ,, | છેલ્લેથી ૬ ઠ્ઠી | મંડળી | મંડળ |
| ૧૨૭ | ૧૮ | પરિષદ્ | પરિષદ્ |
| ૧૫૭ | ૧૩ | લ ણુ | લક્ષણ |
| ૧૬૧ | ૧૩ | ફૂલણુજી | ફૂલણુજી |
| ૧૬૫ | ૧૩ | કુલાવટ | ફુલાવટ |
| ૧૭૧ | છેલ્લેથી ૩ જી | પગટાવીને | પ્રગટાવીને |
| ૨૦૩ | ૧૨ | દાસે | દીસે |
| ૨૦૫ | ૭ | મનચા | મનમાં |
| ૨૨૧ | ૧૪ | ક્ષ્ય | લક્ષ્ય |
| ૨૪૨ | છેલ્લેથી ૪ થી | વીકાર્ય | સ્વીકાર્ય |
| ૨૫૭ | ૨ | ઝાકરૂદ્દીન | ઝાકરુદ્દીન |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૫૮ | ૩ | સંગીત પરિષદૂ | સંગીતપરિષદૂ |
| ,, | ૯ | પરિષદમાં | પરિષદૂમાં |
| ,, | ,, | હિન્દુસ્તાન | હિન્દુસ્તાન |
| ,, | ૧૦ | સર્વોતમ | સર્વોત્તમ |
| ૨૬૫ | ૧૦ | અ | અસામર્થ્ય |
| ૨૬૭ | ૫ | જલ | જય |
| ૨૬૮ | ૧૧ | ત્તેહ | ફ્તેહ |
| ૨૭૧ | ૧૯ | લલિત્ય | લાલિત્ય |
| ૨૭૪ | ૫ | નં ની નીચે ૦ ચિહ્ન મૂકવું | |
| ૨૭૫ | ૧૧ | 'છે' અને 'કે' વચ્ચે '૧૭' છે તે કાઢી નાંખો | |
| ૨૭૬ | ૪ | જુનો | જૂનો |
| ૨૭૯ | ૧૦ | ભિન્નતાને | ભિન્નતાનો |
| ,, | ૧૮ | તાનમાં | તાનનાં |
| ૨૮૧ | ૬ | સમતોલના | સમતોલતા |
| ,, | ૧૨ | ખુબી | ખૂબી |
| ૨૮૨ | ૮ | ,, | ,, |
| ,, | છેલ્લેથી ૩ જી | ગણુ | ફ્ગણુ |
| ૨૮૩ | ૧૪ | મૂર્તિ | મૂર્ત |
| ,, | છેલ્લેથી બીજી | બ્રાહ્મણુ | બ્રાહ્મ |
| ૨૮૫ | ૧૩ | ઇત્સાદી | ઇત્યાદિ |
| ૨૮૮ | ૧ | તરૂણુ | તરુણુ |
| ૨૯૧ | ૧ | મ્હારી | એ શબ્દ છેકી નાંખવો |
| ,, | ૩ | હેવી છબી | હેવી મ્હારી છબી |
| ૩૦૦ | ૧૪ | સુશિલા | સુશીલા |
| ૩૦૧ | ૭ | હેમના | હેમાંના |
| ૩૦૩ | ૧૩ | કહેલું | કરેલું. |
| ૩૦૫ | ૩ | કહ્યું ? | કહ્યું : |

